શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# ઉપોદ્‌ઘાત

સુરતના વતની અને ધંધાર્થે મુંબઈ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ મી સપ્ટેમ્બર સને ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે. તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦) સોસાઈટીને મળ્યા એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલ્કત, પુસ્તક પ્રચારને માટે સોસાઈટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાઈટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦) ની નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. સદરહુ વીલની રૂએ એમની મિલ્કતની છેવટની રકમ રૂ. ૫૦૦૦ સરકારી લોનો-સન. ૧૯૩૩ માં સોસાઈટીને વધુ મળી છે' એ ફંડ વધીને રૂ. ૨૫૦૦૦ નું થયું છે તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તકો 'શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા' તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

| | |
|---|---|
| (૧) કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ | ૦–૭–૦ |
| (૨) માને શિખામણ | ૦–૬–૦ |
| (૩) નીતિ મંદિર | ૦-૧૨-૦ |
| (૪) બાળલગ્નથી થતી હાનિ | ૦–૬–૦ |
| (૫) પુનર્વિવાહ પક્ષની પૂરે પૂરી સોળે સોળ આના ફજેતી | ૦–૫–૦ |

| | | |
|---|---|
| (૬) ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવાહર | ૦—૪—૦ |
| (૭) ધાર્મિક પુરૂષો | ૦—૪—૦ |
| (૮) ઉદ્યોગી પુરૂષો | ૦—૪—૦ |
| (૯) બેન્જામીન ફ્રાન્કલીન | ૨—૦—૦ |
| (૧૦) બોધક ચરિત્ર | ૦—૪—૦ |
| (૧૧) સદ્દવર્તન | ૨—૦—૦ |
| (૧૨) રઘુવંશ કાવ્ય | ૧—૦—૦ |
| (૧૩) જાવજી દાદાજી ચોધરીનું જીવન ચરિત્ર | ૦—૨—૦ |
| (૧૪) ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભા. ૧લો. | ૧—૦—૦ |
| (૧૫) ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ ભા. ૨જો | ૧—૮—૦ |
| (૧૬) નીતિ સિદ્ધાંત | ૧—૦—૦ |
| (૧૭) ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર | ૧—૪—૦ |
| (૧૮) શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર | ૦—૬—૦ |
| (૧૯) પરોપકાર | ૦-૧૨-૦ |
| (૨૦) ઢોરનું ખાતર | ૦—૪—૦ |
| (૨૧) જગતનો અર્વાચીન ઇતિહાસ | ૨—૦—૦ |
| (૨૨) કિરીતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર | ૧—૦—૦ |
| (૨૩) વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો | ૦-૧૨-૦ |
| (૨૪) વાર્નિશ | ૧—૦—૦ |
| (૨૫) જીવનનો આદર્શ | ૦-૧૨-૦ |
| (૨૬) કીર્તિ કૌમુદી | ૦-૧૨-૦ |
| (૨૭) શિશુપાળવધ – પૂર્વાર્ધ – (સર્ગ ૧ થી ૧૨ ) | ૧—૮—૦ |
| (૨૮) હિન્દુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો ઉદય | ૦—૬—૦ |
| (૨૯) રસાયન શાસ્ત્ર | ૦-૧૨-૦ |
| (૩૦) બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભા. ૨જો | ૦-૧૨-૦ |
| (૩૧) જાપાનની કેળવણી પદ્ધતિ | ૦-૧૨-૦ |

| | |
|---|---|
| (૩૨) શિશુપાળ વધ – ઉત્તરાર્ધ – (સર્ગ ૧૧ થી ૨૦) | ૧–૦–૦ |
| (૩૩) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા ૧ | ૦ ૧૨ ૦ |
| (૩૪) ખગોળ વિદ્યા | ૦-૧૨ ૦ |
| (૩૫) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા ૨ | ૦ ૧૨ ૦ |
| (૩૬) માનસશાસ્ત્ર | ૧–૦–૦ |
| (૩૭) શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય | ૧–૦–૦ |
| (૩૮) સહકાર પ્રવૃત્તિ | ૦ ૧૨ ૦ |
| (૩૯) ઇંગ્રેજી રાજ્ય બંધારણ | ૧–૦–૦ |
| (૪૦) ઉદારમતવાદ | ૦ ૧૨·૦ |
| (૪૧) સચિત્ર શારીરવિદ્યા | ૧–૦–૦ |
| (૪૨) હિન્દતત્વજ્ઞાનનો ઇતિહાસ-પૂર્વાર્ધ | ૧–૦–૦ |
| (૪૩) હિન્દ તત્વજ્ઞાનનો ઇતિહાસ-ઉત્તરાર્ધ | ૧–૦–૦ |
| (૪૪) બંગાળી સાહિત્યનો ઇતિહાસ | ૧–૦–૦ |
| (૪૫) સંરક્ષણવાદ | ૦-૧૨-૦ |
| (૪૬) હિન્દી સાહિત્યનો ઇતિહાસ | ૧–૦–૦ |
| (૪૭) ઉપનિષદ્ વિચારણા | ૧–૦–૦ |
| (૪૮) હિન્દુ રાજ્ય વ્યવસ્થા | ૧–૦–૦ |
| (૪૯) સમાળશા આખ્યાન | ૧–૦–૦ |

ગુ. વ. સોસાઇટી
અમદાવાદ.
તા ૧૫-૯-૧૯૩૪

હીરાલાલ ત્રિ પારેખ
આસિ. સેક્રેટરી

# પ્રવેશક

સંપાદકે દ્રવિડદેશની કથાઓનો સંગ્રહ કર્યો છે, તે બહુ ઉપયોગી છે.

ભક્તિની કસોટીની આ કથાનું જન્મસ્થાન કદાચ દ્રવિડદેશ જ હોય. એનું બૈજિક તત્વ શિવભક્તિપરાયણ છે. સિરુતોંડર, નંગયાર, સિરાલ ('ચિલયા'નું વિકૃત રૂપ), એ સંજ્ઞાઓ દ્રાવિડી છે. તે યદચ્છાત્મક વ્યક્તિવિશિષ્ટવાચક નથી પણ ધર્મબોધક છે. નરપશુની માગણી પશુપતિ સત્તાનું સ્મરણ કરાવે છે. ભરવ શબ્દ પણ ધ્યાન ખેંચનારો છે. જે રચનાકાળ જૈમિનીય અશ્વમેધનો, તેજ આ શૈવ કથાનો હોય. કસોટી આ કથામાં અને મયૂરધ્વજની કથામાં લગભગ એક જ છે. બંનેનો પૂર્વ અવધિ પાંચમા શતકની આસપાસ હું કલ્પું છું.

ઐતિહાસિક પરંજ્યોતી પરમ શિવભક્ત હોવાથી તેને સિરુતોંડર ઉપનામ મળ્યું જણાય છે. એને અને પૌરાણિક સિરિતોંડરને સંબંધ નથી. નામથી ઉપજેલા ભ્રમને લીધે બે પાછળથી એક સમજાયા હશે.

કન્નડ સિરિયાલ સેટ્ટી અને મરાઠી શ્રિયાલ રાજા ભક્ત સિરિતોંડરનાં હું ઉપનામ લેખું છું. તે એની વિપુલ સમૃદ્ધિનાં બોધક છે. આપણે ધનાઢ્યને શેઠ અને બહુ ધનાઢ્યને રાજા લાક્ષણિક અર્થમાં કહિયે છિયે. પાછળથી યૌગિક અર્થમાં સમજનારે વણિક્ જાતિ સાથે અને રાજાની પદવિ સાથે સંબંધ જોડી દીધો લાગે છે.

મૂળ કથા ભક્તની કસોટીની છે. દાન મહિમાના નિરૂપણને અંગે એનો ઉપયોગ નવીન છે.

તામીલ સિરાળ ( કનડ ચિલયાને મળતા જૂના શબ્દ ઉપરથી વ્યુત્પન્ન ) સાથે મરાઠી શિયાલ અને આપણા સગાળનો યૌગિક સંબંધ છે. તામીલ 'સિરાળ'ને જવાબ આપતો બોલ અપભ્રંશમાં सियाल-सिआल સંભવે છે. તેમાં મધ્યગ ( infix ) ગકાર ભળવાથી સગાળ બોલ થયો જણાય છે.

અમદાવાદ. }
૧૩-૯-૩૪ }

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
સામાન્ય તંત્રી



# અનુક્રમણિકા

# અગત્યની ભૂલોનું શુદ્ધિપત્ર

## પ્રસ્તાવના

| પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૨૧ | 'કર્ણકથા | 'કર્ણવખાણ' |
| પાદટીપ | ત્યાં ઈ સ ૧૫૫૦ | ત્યાં પૃ. ૨ ઉપર સં. ૧૬૬૨ તથા માઈલસ્ટોન્સ (૧૯૧૪ની આવૃત્તિ)માં પૃ. ૫૦ ઉપર શ્રી દેરાસરીના નિબંધના આધારે ઈ. સ. ૧૫૫૦ |
| ૬ | સમજાવે છેઃ મહામાંસની | સમજાવે છે. પરંતુ કનકસુંદરના રાસમાં તો હકીકત જુદી છેઃ મહા- |

# કાવ્યપાઠ

| ૦ | .. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩ | ૭ | રાખ્યત | રાખધ |
| ૩૬ | ૧૨ | રહેતુ | રહતુ |
| ૪૦ | ૧૦ | જઉં | જઉ |
| ૪૨ | ૧૩ | ધુરિધર | ધુરિંધર |
| ૪૩ | ૨૧ | મંતોષ્યું | સંતોષ્યુ |
| ૭૬ | ૨૬ | માનુષ | મચ્છ |
| ૭૭ | ૧ | કૌરવ | કચ્છપ |
| ૮૧ | ૧૧ | મશરીયાં ગાલ | મશરીયાં બેહુ ગાલ |
| ૮૮ | ૯ | અંતરિ | અંતરિક્ષ |
| ૮૯ | ૧૬ | ભમે | ભગત |
| ૯૩ | ૨૫ | જીરણુતા જ | જીરણુ તાજ |
| ૯૬ | ૨૩ | આ વાગવનની | આવાગવનની |
| ૧૦૬ | ૭ | જે | જૈ |
| ૧૧૮ | ૨૨ | કાજે | કીજે |
| ૧૨૬ | પાદટીપ | ૧૨૬-૧૨૭ | ૧૨૬-૧૨૮ |
| ૧૭૫ | ૯ | ધણી | ધણી |



# બે બોલ

## (*પુરવણી સહિત)

આ સંગ્રહનું સંપાદનકાર્ય મૂળ ધ્રુવસાહેબે હાથ ધરેલું; અને તે અંગે એમણે અંક ૬–૧૦ ના કાવ્યપાઠ તૈયાર કર્યા હતા. તથા કથા પરંપરા સંબંધી થોડીક નોંધ પણ કરી રાખી હતી. ત્યારબાદ ઇ. સ. ૧૯૨૮ના જુલાઈના અરસામાં એમણે કનકસુંદરની પ્રત મને ઉતારવા આપી. આ પછી એક વરસે વાસુની પ્રત મળી. આ પ્રતો ઉતારતાં કથાના શૈવ અવશેષો પ્રત્યે મારૂં ધ્યાન ગયું. પછીના વરસમાં સુરદાસ અને કૃષ્ણજીની પ્રતો મેળવી અને આટલેથી કામ ખલાસ થયું લાગતું હતું, તેથી પ્રસ્તાવના લખવા માંડી. ગુરુવર્ય નરસિંહરાવના 'Gujarati Language and Literature'ના પહેલા ગ્રંથના પૃ. ૫૯–૬૩ ઉપર આવતી સૂચક ચર્ચા પરથી અને પાંચેક વર્ષ ઉપર વાંચેલા ડૉ. ભાંડારકરના 'Vaishnavism and Shaivism' પરથી મેં કાંઈ અર્ધસ્પષ્ટ ખ્યાલ બાંધ્યો હતો. તે અર્થે સોસાઇટીએ તેમ જ મેં તપાસ કરી, તેનું કાંઈ પરિણામ આવ્યું નહિ. એટલે ગુજરાતમાં થએલ પાશુપત શાખાના પ્રચાર માત્રનો ઉલ્લેખ પ્રસ્તાવનામાં કરી મેં સંતોષ માન્યો. '૩૨ ની ઑક્ટોબર વેકેશનમાં સઘળા કાવ્યપાઠ અને પ્રસ્તાવના શ્રી હીરાલાલ પારેખને સ્વાધીન કર્યા. પછી ડીસેમ્બરની શરૂઆતમાં દિ. બ. ધ્રુવ પ્રસ્તાવના વાંચી ગયા. એની એકાદ માસ અગાઉ આણંદવાસી કાનડી શિક્ષક રા. મૂર્તિએ એમ જણાવ્યું કે આવી કથા કાનડ પ્રદેશમાં પ્રચલિત છે. પરંતુ ચોક્કસ હકીકતને અભાવે કે અન્ય કારણે સોસાઇટીની અને મારી તપાસનું પરિણામ ફરી પણ શૂન્ય આવ્યું. પ્રસ્તુત કાવ્યપાઠ છપાવવા માંડયા

* પરપ્રાન્તોમાં સગાળકથાના પ્રચાર સંબંધે મળેલી માહિતીનો અહીં સમાવેશ કર્યો છે.

પછી '૩૩ ના ડીસેમ્બરમાં પાટણથી જાનીની પ્રત મળી. તેને લગતા ઉમેરા કરવા પ્રસ્તાવના પાછી મગાવી હતી. તેના કેટલાક ભાગ વાંચી જવાની અ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ કૃપા કરી. એમના સૂચનથી અ. કાલિદાસ દેસાઇના સાજન્યનો લાભ લઈ પુનાની વાડીઆ કૉલેજના અધ્યાપક શ્રી આર. એસ. આય્યરને લખ્યું. સદ્ભાગ્યે આ જ અરસામાં અહીંના અર્થશાસ્ત્રના અધ્યાપકના પિતા શ્રી રામચંદ્ર પાળદે (મંત્રી, ડેકન વર્નાક્યુલર સોસાઈટી, પુના) અત્રે આવેલા હતા. 'સ્મરણ સંહિતા'ની ટીપ્પણીમાં 'શિયાળ રાજા'નું નાટક દક્ષિણી નાટક મંડળીએ ભજવ્યું હતું તેનો ઉલ્લેખ છે. એ ઉપરથી શ્રી પાળદેને પૂછ્યું. વળી અ. પાળદેએ શ્રી ડી. આર. બેન્દ્રે (તા. ૧૮-૫-૩૪ ના કર્ણાટક કવિ સંમેલનના પ્રમુખ) તરફથી કેટલીક હકીકત મેળવી. એ રીતે અને બીજા વિદ્વાન્ ગૃહસ્થો સાથેના આનુષંગિક પત્રવ્યવહારથી મળેલી માહિતી ઉપયોગી હોવાથી અહીં પુરવણીરૂપે આપી છે. ઇતર પ્રાન્તો સંબંધી તપાસ થઈ શકી નથી.

સંપાદનનું વસ્તુ તથા તે અંગે ઉપયોગી સાહિત્ય અનિયમિત ક્રમમાં અને ચાલુ કામ દરમીઆન મળતું રહેવાથી તથા મારી માનસ ઘટનાની ઉણપોને પરિણામે પ્રસ્તાવનાની વિચારસરણી સંતોષકર શ્લિષ્ટ સ્વરૂપ પામી શકી નથી. વળી આ નવી માહિતીની દૃષ્ટિએ પ્રસ્તાવનાનો કેટલોક ભાગ અનાવશ્યક પણ ઠરે. પરંતુ પ્રસ્તાવના અત્યારે લગભગ છપાઈ ગઈ છે. એટલે હું નિરુપાય છું. છતાં એકંદરે પ્રસ્તાવનાનાં સૂચનોને આ માહિતીથી અનુમોદન મળતું લાગે છે. પ્રસ્તાવનાના મુખ્ય ભાગનો ઝોક અહીં સંગ્રહેલાં કાવ્યોની પૂર્વેની અનુપલબ્ધ શૈવકથાનું અસ્તિત્વ પુરવાર કરવા તરફ છે. એ કથા ગુજરાતની ભાષામાં હોવી જોઇએ. પણ તેથી ય પૂર્વે સગાળ કથા મહારાષ્ટ્ર, કર્ણાટક અને તામિલપ્રદેશમાં કાવ્યારૂઢ થઈ ચૂકી હતી. કથાના ઉદ્ભવસ્થાનનો વિચાર કરતા પહેલાં ત્રણે પ્રદેશની કથા સંબંધી જાણવું જરૂરનું છે.

## તામિલપ્રદેશની કથા*

વિષ્ણુભક્ત આલવારોની પેઠે શિવના ૬૩ મહાભક્તો ([1]નાયનાર) દ્રવિડ દેશમાં પૂજ્ય છે. તામિલ શૈવોનું ધાર્મિક સાહિત્ય સ્વભાષામાં રચાએલા દસ કાવ્યસંગ્રહો અને પેરિયપુરાણનું બનેલું છે. એ પેરિયપુરાણમાં ઉર્ફે મહાપુરાણમાં તામિલ પ્રદેશના શિવભક્તોની મુખ્ય ૬૩ અને ગૌણ ૯ કથાઓનો સંગ્રહ છે. એ પુરાણનો સંગ્રાહક શેક્કિળાર્ ઇ. સ. ના અગીઆરમા સૈકામાં થઇ ગયો. ગુજરાતના સોલંકીઓના સમયમાં દક્ષિણના ચોલ વંશના રાજા કુલોત્તુંગ પહેલા –રાજેન્દ્ર ચોલ બીજા–(ઇ. સ. ૧૦૭૦–૧૧૧૮)ના દરબારમાં શેક્કિળાર્ હતો. એ શૈવ રાજાની દમનનીતિને પ્રતાપે કાઞ્ચીમાં અધ્યયન કરી શ્રીરંગમાં વસેલા રામાનુજ (ઇ. સ. ૧૦૫૦–૧૧૩૫) ને મ્હૈસુરમાં ભાગી જવું પડ્યું હતું.

'કવિ શેક્કિળારે આ કથાઓ પ્રથમ જ સર્જી ન હતી. એણે એમને મહાકાવ્યરૂપે ગોઠવી અને અહીં તહીં કવિત્વમય ઓપ ચઢાવ્યો એમ કહેવું જોઇએ. આઠમા સૈકાના એક કાવ્યમાં ૬૩ સંતોનો આદર પૂર્વક ઉલ્લેખ કર્યો છે. એ કાવ્યના રચનાર સુંદરમૂર્તિ ત્રણ મહાનાયનાર પૈકી એક છે. એટલે એ આઠમા સૈકાના કાવ્યમાંથી વિસ્તાર પામી પેરિયપુરાણ બન્યું હોવું જોઇએ અર્થાત્ પેરિયપુરાણની કથાઓ આઠમાથી અગીઆરમા સૈકા દરમીઆન, એટલે કે ચાવડા અને સોલંકીઓના કાળમાં, મૂર્ત સ્વરૂપ પામી. આ કથાઓના પ્રાસ્તાવિક શ્લોકોમાં તે તે સંતના પૂર્વજ વંશ, સમય આદિની હકીકત આપેલી છે; ને તેમાં ઘણી વાર ઐતિહાસિક વિગતો દટાએલી જડે છે.

---

* મુખ્યત્વે અ. આર. રામ. આય્યર, કુમ્ભકોણમ્, ના તા. ૪–૮–૩૪ ના પત્રને આધારે આ પ્રકરણ લખ્યું છે. પેરિયપુરાણની અંગ્રેજી કથાનું ભાષાન્તર એમણે કરી મોકલ્યુ છે. તેનો સાર અહીં આપ્યો છે.

૧ તેલુગુ ભાષામાં 'નાયનાર'નો અર્થ પિતા થાય છે, એવું એક કાનડી ગૃહસ્થનું કહેવું છે.

આ પેરિયપુરાણમાં ૩૭ મી કથા શિરુતોણ્ડર્ ( શિરુતોણ્ડનું માનાર્થ બહુવચન )ની છે[1]:—કામારિ શિવને પ્રિય કાવેરી પ્રદેશમાં સેંગાટ્ટ્કુંટિ[2] નામે ફળદ્રુપ સ્થળમાં મહામાત્રોના વંશમાં પરંજ્યોતિ જન્મ્યો. એણે પોતાના રાજા તરફથી એક વાર વાતાપી[3] ઉપર હલ્લો કરી અપાર દ્રવ્ય લૂંટી આણ્યું અને રાજ્યચરણે ધર્યું. રાજા તો દિઙ્મૂઢ થઈ ગયો. આ સેનાપતિ આવો અજેય નીકળ્યો તેનું કારણ તેની ઐકાંતિક શિવભક્તિ છે, એ જોઈ રાજાએ એની ક્ષમા માગી, અને એને શિવભક્તિમાં જીવન નિર્ગમવા રજા આપી. વતનમાં ગણપતીશ્વરમના મંદિરે પાછા આવી પરંજ્યોતિએ શિવપૂજા આરંભી. ને સ્વપત્ની તિરુ વેંગાટુ નંગયાર [ The respectable lady of ( the village of ) Tiruvengathu ] સહિત ગૃહસ્થધર્મ ધારણ કર્યો. પોતે કે પત્ની ભોજન લે તે પહેલાં ભક્તોને એ ષટરસ ભોજન

૧ શંકરાચાર્યના શિવભુજંગ સ્તોત્રમાં આ કથાનો ઉલ્લેખ કરેલો જણાય છે.-એ. આર. રામ. આય્યર, તા. ૧૨-૮

૨ કુમ્ભકોણમ્‌ની નજીક આ ગામ છે.

૩ વાતાપી તે બીજાપુર નજીકનું હાલનું બાદામી છે, એ ચાલુક્યોની રાજધાની હતું. કાઞ્ચીના પલ્લવ રાજા નરસિંહવર્માએ ઇ. સ. ૬૪૨ માં ચાલુક્ય રાજા પુલકેશીને એવી તો હાર ખવરાવી કે તેર વરસ સુધી ચાલુક્યોથી વાતાપી અવાયું નહિ. કેટલાક સમકાલીન ઉલ્લેખો અને ઇતર પ્રમાણો ઉપરથી દક્ષિણ હિંદના વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે કે પરન્જોતિ ઉર્ફે શિરુત્તોણ્ડનાયનાર પલ્લવ રાજા નરસિંહવર્મનો સેનાપતિ હતો અને એ વાતાપી ઉપર હલ્લો લઈ ગયો હતો. મને અન્યથા મળેલી આ હકીકતનું રાવબહાદુર ડૉ. એસ. કે. આયંગર ( તંત્રી, જર્નલ ઓફ ઇન્ડિયન હીસ્ટ્રી ) તા. ૨૪-૭-૩૪ ના પત્રમાં સમર્થન કરે છે. "Of course the story of the miracle may be true or may not be true; but contemporary literary works make clear references to this, so that I believe there can be no doubt about the historicity of Sirutondar."

જમાડતો આ સંતને શિરુતોણ્ડ (નાનો–નમ્રભક્ત) એવુ પદ મળ્યું ગણપતીશ્વરમના દેવની કૃપાથી શી રાળ [ The Prosperous one, The auspicious one ] નામે પુત્ર એ યુગલને થયો પાચ વરસનો થયો ત્યારે એ પુત્રને નિશાળે બેસાર્યો તે પ્રસગે શિરુતોણ્ડના નિમત્રણને માન આપી સત તિરુ ગ્નાનસબધ પધાર્યા હતા ને કીર્તન કર્યા હતા

ઉત્તર હિંદમાથી આવતા ભૈરવ સન્યાસીનું સ્વરૂપ લઇને શિરુતોણ્ડના ભક્તિ અને સત્યની પરીક્ષા કરવા શિનજી કૈલાસથી સેઙ્ગાટ્ટકુટિ આવ્યા ત્યારે શિરુતોણ્ડને તે દિવસે કોઈ ભક્ત નહિ મળેલા હોવાથી એ શોધમા નીકળ્યો હતો દાસી ચદન નગયારે ( The Sandalwood lady ) તથા શિરુતોણ્ડની પત્નીએ ઘરમાં પધારવા વીનવ્યા, પણ પુરૂષ વિનાના ઘરમા હું પગ નહિ મૂકુ એમ કહી શિવ ગણપતીશ્વરમના પવિત્ર અથિના વૃક્ષ નીચે જઇ બેઠા ને શિરુતોણ્ડ આવે ત્યારે ત્યા મોકલવા કહેતા ગયા. શિરુતોણ્ડ નિરાશ વદને પાછો ફર્યો પત્નીએ તેને ભૈરવ પાસે મોકલ્યો ભૈરવે કહ્યુ તારાથી મને ભોજન નહિ અપાય હું છ માસે એક વાર જમુ છુ ત્યારે પશુવધ થાય છે શિરુતોણ્ડે કહ્યુ કે મારે ત્યાં ઢોર અને ઘેટાનું ટોળુ ઘણુ છે ભૈરવ બોલ્યા મારે માટે તો મનુષ્ય પશુનો વધ થવો જોઇએ સર્વથા નિષ્કલક પાચ વરસનો બાળક–કુટુંબનો એકનો એક પુત્ર જોઈએ. વળી એના માતપિતાએ મળી એનો વધ કરવો જોઈએ સ્મિતવદન શિરુતોણ્ડ ઘેર ગયો ને પત્નીને વાત કરી કે આપણે આપણા જ પુત્રને મારીએ સ્ત્રીએ સંમતિ આપી ને કહ્યુ કે આપણને તારવા જન્મેલા બાળકને નિશાળેથી તેડાવો આનદથી સાવધ ચિત્તે પતિ બાળકને પીઠે વળગાડી લઈ આવ્યો પાકશાળામાં નહિ જતા અધારા ઓરડામાં દવા પાવાની હોય એમ માના હાથમા છોકરાને બાધ્યો ને હજી તો હસતો રમતો છે એવા બાળકની ગરદન પિતાએ કાપી શિરમાસ કામ નહિ આવે એમ સમજી ગૃહદેવીએ મસ્તક સ્વચ્છ વાસણમા મૂકી

દાસીને આપ્યું. બાકીનું શરીર રંધાઈ તૈયાર થયું એટલે પિતાને ખબર આપી. તે ભૈરવને તેડવા ગયો. ભૈરવ આવ્યા એટલે અર્ધ્ય-પાદ્યાદિથી તેમનું પૂજન કર્યું. ભૈરવે કહ્યા પ્રમાણે બધું પીરસ્યું એટલે એણે પૂછ્યું કે બધા અવયવો રાંધ્યા છે? ત્યારે માતા બોલી કે મસ્તક નિષિદ્ધ હોવાથી રાધ્યું નથી. અમે તો તે પણ ખાઇએ છીએ, એવો ઉત્તર સાંભળી માતપિતા અવાક્ થઈ ગયાં. પણ દાસી બોલી: વખતે ભૈરવની ઇચ્છા એ પણ ખાવાની થાય, તેથી એ જુદું રાંધી રાખ્યું છે. ગૃહદેવીએ આનંદથી સાવધ ચિત્તે એ પણ પીરસ્યું. હવે ભૈરવ કહે: હું એકલો જમતો નથી, બીજા ભકતોને બોલાવ. શિરુતોણ્ડ મુંઝવાયો તો ખરો, પણ બીજા ભકતોની શોધમાં નીકળ્યો. કોઈ મળ્યુ નહિ, ત્યારે ભૈરવ બોલ્યા: તું જ પવિત્ર વિભૂતિનો ધારણ કરનાર ઉત્તમ ભકત છે. માટે તું જ મારી સાથે બેસ. સ્ત્રીએ એની પત્રાવળ પીરસી. એટલે ભૈરવ કહે: વળી તારા પુત્ર વિના પણ કેમ જમાય? માટે જા જઈને એને બોલાવી લાવ. હવે પુત્ર કયાંથી હોય? એમ વિચારતો શિરુતોણ્ડ ધીમેથી ઉઠયો ને ઘર બહાર ઉભા રહી પુત્રને બૂમ પાડી. નિશાળેથી પાછો ફરતો હોય એમ પુત્ર આવ્યો! માતાએ તેને ઉચકી લીધો ને પતિને આપ્યો. હવે અતિથિ ભોજન નિર્વિઘ્ને થશે એમ પિતા બોલ્યો. બધાં ઘરમાં ગયાં, તો અતિથિ મળે નહિ ને માંસની વાનીઓ પણ અદશ્ય! અતિથિ જમ્યા વિના ગયો તેથી યજમાનો ઉદ્વિગ્ન થયાં. પછી એને શોધવા લાગ્યાં. લીધેલો માર્ગ 'નિષિદ્ધાનુષ્ઠાન' તો હતો. પરંતુ એ શિવકૃપાપાત્ર હતો, એટલે ઇશ્વરે એના મહાકર્મનો સર્વથા સ્વીકાર કર્યો, વૃષભારૂઢ શિવે પાર્વતી, અને પુત્ર સુબ્રમણ્ય સહ એને દર્શન દીધું; ને તે વેળા ત્રિમૂર્તિ–બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર* તથા સ્વર્ગના સૌ દેવો અને સંતો *મહાદેવને વીંટળાએલા હતા. માત્ર ભકતોને જ દેખાતું દિવ્યદર્શન શિરુતોણ્ડ, પત્ની, પુત્ર, અને દાસી એ ચારને થયું. આ ચારને પોતાનો સનાતન સહવાસ આપવા શિવ પોતાની સાથે કૈલાસ લઇ ગયા.

---

* આવો ભિન્ન વ્યક્તિ તરીકે નિર્દેશ શા માટે?

આ કથા રૂપકકથા નથી, પણ બૌદ્ધ જાતક કથા માફક અતિ વિકટ સંયોગોમાં એકાદ ગુણની પરીક્ષાની કથા છે અત્યારે પણ એ ઘણી લોકપ્રિય છે આ કથાના વસ્તુ ઉપરથી નાટકરચના થઇ છે તથા હરિકથા અર્થે એનું પ્રયોજન થયુ છે–પણ તે મોઢેથી દક્ષિણ હિંદના દરેક શિવાલયમા ૬૩ નાયનારની મૂર્તિઓ હોય છે પુષ્પ, નૈવેદ્ય આદિથી તેમની હમેશ પૂજા થાય છે. ને વરસમા એક દિવસ એ સૌને નિમિત્તે ઉત્સવ થાય છે. પેરિય પુરાણની 'શૈવ સતોની કેટલીક કથાઓ કર્ણાટકમાંથી આવી હોય એ સંભવિત છે' પણ એ સંતોની જ્ઞાતિ, કુટુંબ, વતન ઇત્યાદિ પ્રાસ્તાવિક ઉલ્લેખો તામિલ દેશને લગતા છે

## કર્ણાટકની કથા *

આ કથા નામોમાં થોડા ફેરફાર સહિત કર્ણાટકમા પ્રચલિત છે. ૬૩ શૈવ સતો પૈકી એક ચિરુતોણ્ડર્ (The servant of truth) થઇ ગયા તેમને તામિલપ્રદેશ અને કર્ણાટકના શૈવ અને વીરશૈવ (લિંગાયત) લોકો પૂજે છે. તેના પિતાનુ નામ શિરુતોણ્ડ નાયનાર્ અને પુત્રનુ નામ ચિલ્લયા ચિલયાનું મૂળ નામ ચિલિપિલિયાડર્ + અર્થાત્ The little devotee કેટલીક વાર ચિલયાને

* આ પ્રકરણની માહિતી શ્રી એન્દ્રેના તા. ૧૦–૬–૩૪, ૨૫–૭–૩૪ અને ૨–૮–૩૪ ના પત્રોમાથી લીધી છે. કર્ણાટકની કથાનું ભાષાન્તર કે સાર હુ મેળવી શકયો નથી.

+ 'चिलिपिलियांडर् is only a variant form of the Tamil phrase meaning 'the dear young one', an endearing epithet and not a name ........The correct form is शिरुतोण्ड meaning little or humble devotee तोण्ड means devotee... शी in शीराळ is the Tamil form of श्री' —અ. રામ આય્યર, તા. ૧૨/૮

ચિલયાળ કહેવામાં આવે છે. અને ચિરુતોંડને સિરિયાળ × કહે છે. કાનડ ભાષાનાં સઘળાં કાવ્યો ચિરુતોણ્ડને મહાન્ 'દાનિ', 'અસદાનિ' અને ધનાઢ્ય વૈશ્ય તરીકે વર્ણવે છે. એનો પિતા 'સત્યાલ' કહેવાતો. તે એ સત્યાળ તે શિરુતોણ્ડ. [ શિરુ ( Pith, Truth ) $\frac{}{}$ સ્ત્ય; तोण्ड, ( તામિલ Devotee ) = आळु (કાનડ Servant ] 'નામોના તામિલ રૂપને લઇને એમાં કાંઈક ગુંચવાડો ઉભો થયો જણાય છે.' ચિલયાના પિતા ચિરુતોણ્ડરૂને સિરયાળસેટ્ટી [ चिरु – सिरु; तोण्ड – आळु કાનડમાં. શ્રેષ્ઠિન્ – सेट्टी ] નામથી અદ્યાપિ કર્ણાટકના સઘળા હિંદુઓ પૂજે છે. અને દીપાવલિના તહેવારોમાં પાણ્ડવો સાથે એની ગાયના છાણની મૂર્તિની પૂજા કરવામાં આવે છે. ચિલયાની માતા ચંગલે ( The beautiful one ] ની કર્ણાટકમાં શ્રાવણ માસમાં પૂજા કરવામાં આવે છે. કાનડ કાવ્યોમાં એમનું વતન કાઞ્ચી કહ્યું છે.

કાનડ લોક સાતમી સદીમાં આ પુત્ર, પિતા અને પિતામહની ત્રિપુટીને જાણતા હતા. પણ વાઙ્મયમાં તેમના જીવનના ઉલ્લેખ ૫.

---

× 'सिरु=तिरु=चिरु=श्री ( Sanskrit ) venerable; आळु servant, but आळ may mean one who governs. सेट्टि is looked upon as a तद्भव of श्रेष्ठी but is possibly from चट्टि (Kannad) =merchant, a dealer in earthern wares.' Mr. D. R. Bendre, 25/7.

'सिरि–श्री; आळ–Lord or ruler; सेट्टि a termination for a Southern Indian Bania. The whole name is equal in meaning to लक्ष्मीकान्तशेठ,—Mr. Murti; 26/7.

સ. ની બારમી સદીમાં રચાએલા કવિ હરિહરના શિવ ગણૂદ રગળે + નામે ગ્રંથમાં આવે છે. આ ગ્રંથ તામિલ ભાષાના પેરિયપુરાણને આધારે રચાયો છે. એના અમુક ભાગ જ પ્રસિદ્ધ થયા છે. 'કાનડ એકેડેમી' એનું પ્રકાશન હાથમાં લેવાની તજવીજ કરે છે. કાનડ ભાષામાં ભીમ કવિ, સુરંગ કવિ, બોમ્મરસ અને નિજગુણશિવયોગિ * એમણે આ કથા સંબંધી લખ્યું છે.

## મહારાષ્ટ્રની કથા

નામદેવ નામે એક મહાન વિઠ્ઠલભક્ત મહારાષ્ટ્રમાં થઈ ગયા [ વિ. સં. ૧૩૨૬–૧૪૪૬ ]. તેમની અભંગગાથામાં ૬૨ અભંગમાં નીચેની કથા÷ કહી છેઃ—

સૂર્યવંશી રાજા શ્રિયાળને પાંચ વરસનો પુત્ર ચિલયા હતો, ને ચાંગુણા નામે કાન્તા હતી. તે નિત્ય અતિતને ભોજન આપતાં. એની કીર્તિ નારદે કૈલાસમાં વર્ણવી. કોઢી રૂપ ધારીને શિવ તેનું સત્વ જોવા આવ્યા. ઉષ્ણોદક સ્નાનાદિ કરાવી એમને ભોજન લેવા વિનંતી કરી. રોગી શરીર હોવાથી એમણે નરમાંસ માગ્યું. ચાંગુણા અને રાજાએ અનુક્રમે પોતાનું માંસ આપવા કહ્યું. પરંતુ અતિતે પાંચ

+ 'Shiva ganada Ragale is a blank verse (work) describing the advent of Shiva gana on this world. Ragale means blank verse. This blank verse contains legends like the legends of Bodhi Sattva in Jataka and ..................'
—Mr. D. N. Murti, 26/7.

* 'Nijagunas'ivayogi who was more of a philosopher than a mystic,.........are all of them great names in the development of Lingāyat thought.'—Mysticism in Maharashtra, p. 18.

÷ હરિ ત્રંબક અથારેની આવૃત્તિ, પૃ. ૧૮૧–૮૩.

વરસના ચિલયાના માંસનો પાક કરવા આજ્ઞા કરી. ચાંગુણાએ ચિલયાને બોલાવ્યો ને કહ્યું. આ અતિત તારૂં માંસ માગે છે, તે આપ. જેથી પાર્વતીવર સંતુષ્ટ થશે. નાશવંત દેહ રહેનાર નથી માટે, માતા! મમતા છોડી કૈલાસપતિને સંતોષો. એવો ઉત્તર સાંભળી ચાગુણાએ પાક શાળામાં લઈ જઈ ચિલયાને કાપ્યો ને શીંકે શિર મૂકી શરીરનો પાક કર્યો. એ જોઈ અતિતે ચાગુણાને કહ્યું કે હુ મારે આશ્રમ જઉં છું. પછી ચાંગુણાએ અતિતની આજ્ઞા મુજમ ઉખળમાં શીર મૂકી ખાંડયું. સત્વધીર સ્વામી રાજા શ્રીયાળના પુત્ર ચિલયા! તને ધન્ય છે. અતિત વેષે શિવ તારો દ્રઢભાવ જોવા આવ્યા છે. મારે ઉદર તેં અવતાર લઈ વંશનો ઉદ્ધાર કર્યો ને પાર્વતીવરને મિત્ર કર્યા. તારી માતા કહે છેઃ પૂર્વના પુણ્યનું ફળ આવ્યું. મારી ને તારી ભેટ કૈલાસમાં થશે. ધૈર્યનો ખાવણીઓ ને વૈરાગ્યનું સાબેવું લઈ ચાંગુણાએ શિરપાક કર્યો. મહારાજાએ અતિથિને જમવાનું કહેતાં અતિથિએ યજમાનને સામે બેસવા કહ્યું. ગદ્ગદિત થએલા રાજા શ્રીયાળ ને ચાંગુણાએ અતિતને સંતોષ થાય એમ કરવા કહ્યું જેથી ગિરિજાવર માન્ય થાય. અતિથિએ પૂછયુંઃ તમારે હવે કાંઇ સંતાન છે? હતું તે શિવાર્પણ કર્યું એ સાંભળી અતિથિએ ચાલવા માંડયું. શ્રીયાળ–ચાંગુણા બોલ્યાંઃ અમારાં પ્રાકતન કર્મ ફૂટયાં ચિલયા સરખો પુત્ર ગયો તો ય અતિત વિન્મુખ જાય છે માટે આપણું શરીર શંકર ને અર્પણ કરીએ. એટલે અંગે વિભૂતિ ધારી અર્ધાંગે પાર્વતી સહિત જયાગંગાન્વિત જટાધર શૂળપાણિ પ્રગટ થયા. તારા વિના અતિત જમનો નથી. માટે ચિલયા! ત્વરિત દોડી આવ. ચિલયા દોડતો આવ્યો. શ્રીયાળ–ચાંગુણાને વિમાનમાં બેસારી રાજસ્થાને બાળકને સ્થાપ્યો. તેમનો અખંડવાસ કૈલાસમાં થયો. એ તેમના ગુણનું કીર્તન પ્રેમભાવે નામદેવે કર્યું.

નામદેવ જેવા જ બીજા વિઠ્ઠલભક્ત [1]તુકારામે [વિ. સ ૧૬૫૪–૧૭૬] એક અભગમા[2] પ્રભુએ ભક્તોની કસોટી કરે છે તે કહ્યુ છે ત્યા હરિશ્ચંદ્ર, નળદમયંતી, શિબિ અને કર્ણની કસોટીના ઉલ્લેખ સાથે 'શ્રિયાળ પાસે એનો પુત્ર મરાવ્યો' એવો ઉલ્લેખ છે કવિ શ્રીધરરચિત શિવલીલામૃત (સ ૧૭૭૪)મા શ્રિયાળ રાજાનું આખ્યાન આવે છે એ સ્કદપુરાણુના બ્રહ્મોત્તર ખડને આધારે લખ્યો છે, એમ કવિ કહે છે [3] નામદેવકાવ્યમા નથી એવા અન્નસત્ર, કાચિનગરી વગેરે ઉલ્લેખો શ્રીધરકાવ્યમા છે [4] આપણા કાવ્યાક ૧–૬ શ્રીધરકાવ્યની પૂર્વે રચાયા છે તે પૈકી ત્રણ તુકારામના જન્મ પહેલા, બે તેની યુવાવસ્થામા અને એક તેના મરણ બાદ બે વરસે રચાએલ છે પરતુ આ સગ્રહના બધાએ કાવ્ય નામદેવ પછી રચાયા છે તેમાના

૧ તુકારામનો દેહાન્ત સ ૧૭૦૬ મા થયો રામદાસ કૃષ્ણાને કિનારે સ ૧૬૮૦ મ વસવા આવ્યા ને સ ૧૭૦૦ મા ત્યા સારી પ્રતિષ્ઠા જમાવી હતી શિવાજીએ તોરણા ગઢ સ ૧૭૦૫ મા જીત્યો

૨ અભગાક ૧૦૫, તુકારામ અભગગાથા, વિષ્ણુ બુવા જોગની આવૃત્તિ

૩ સ્કદપુરાણુની બગાળમાથી મળેલી એક પ્રત ઉપરથી એ ઇસ્વી સાતમી સદીના મધ્યનુ ગણાય છે (સ્મીથકૃત Early History પૃ ૨૦) પણ સ્કદપુરાણને નામે ચાલતી સત્યનારાયણની કથાને સવાસો વરસે થયા નથી સ્કદાદિપુરાણો અને ઇતિહાસ કાવ્યોને આધારે રચાયેલા 'પ્રાચીન ચરિત્રકોશ'મા શ્રિયાળની કથાનો ઉલ્લેખ નથી શ્રીધરે મૂળમા પુષ્કળ ફેરફાર કર્યા છે પણ સ્કદપુરાણ પોતે એવો મોટો સગ્રહ છે કે એની કોઈ મુદ્રિત આવૃત્તિ સર્વથા સપૂર્ણ લેખી શકાય નહિ

૪ બ્રીટીશ સત્તાની શરૂઆતમા 'શ્રીયાળ નાટક' અને 'શ્રીયાળચી બખર' (The chronicle of Sriyal) લીથોથી છપાએલા તેની પ્રત ઉપલબ્ધ થઇ નથી મરાઠીમા ભજવાતા 'શ્રીયાળનાટક'ની જાહેરાત તો જુન '૩૪ મા પણ આવતી હતી વળી એક આધુનિક કવયિત્રી કૃષ્ણાબાઈ ખારગીલકૃત 'માનસગીત સરોવર' મા પૃ ૪૭-૪૯ ઉપર અક ૧૨ નુ આ વિષયનું કાવ્ય છે તે નવી આવૃત્તિમા કાઢી નાખ્યું છે

કેટલાકના કર્તાઓને નામદેવરચિત કથાનું જ્ઞાન હોય એ અસંભવિત નથી એમ અંત પ્રમાણોથી જણાય છે. વળી તુકારામના અભગ ૩૨૦૫ મા 'નરસી મ્હેતાની હુંડી શીકારી' એવો ઉલ્લેખ છે હારમાળામા બે સ્થળે નામદેવનો ઉલ્લેખ છે [ ન કા સં. પૃ ૫૫૬ ] એક ઠેકાણે 'ગમો અને નામો' એમ રામાનદ અને નામદેવ માટે ઉલ્લેખ છે [ન કા સ પૃ ૧૦૪]

આ સૌ મહારાષ્ટ્ર અને ગુજરાત વચ્ચેનો સંબંધ સૂચવે છે એ સંબંધના સ્વરૂપની ચર્ચા કરવા સ્થળ સમય કે શક્તિ નથી પણ ગુજરાતની સગાળકથા કર્ણાટકની કથા સાથે વિલક્ષણ નિકટ સબધ ધરાવે છે મહારાષ્ટ્રનો શ્રિયાળ સૂર્યવંશી રાજા છે ગુજરાત અને કર્ણાટકનો કથાનાયક ધનાઢ્ય વૈશ્ય છે નામદેવનો બાળક ઘરમા જ છે શ્રીધરનો બાળક રમવા ગયો છે પણ દક્ષિણ હિંદની કથાનો બાળક ગુજરાતી કથા માફક નિશાળે ગયો છે ને ત્યાથી તેને પિતા બોલાવી લાવે છે અતિથિની શોધ, ઝાડ નીચે બેઠેલો ભૈરવ વગેરે ઉલ્લેખ પણ આ અનુમાનની તરફેણમા છે નામદેવકાવ્યમા અને તામિલકાવ્યમા નથી એવો કાઞ્ચિનગરીનો ઉલ્લેખ કર્ણાટક અને ગુજરાતના કાવ્યોમા છે. પાછળથી નામદેવની અસર થઇ હોય તેથી તે પૂર્વે ગુજરાત અને દક્ષિણ હિંદ વચ્ચેના વ્યવહારને બાધ આવતો નથી વળી ગુજરાતની લોકકથાનુ પ્રાચીનત્વ અને ઉપલબ્ધ કા યકથાનું પ્રાચીનત્વ એ નિરાળા પ્રશ્ન છે.[1]

---

૧ મહારાષ્ટ્રનો મહારાષ્ટ્ર તરીકેનો ઇતિહાસ પ્રમાણમા અર્વાચીન છે લગભગ સમકાલીન એવા જ્ઞાનદેવ અને નામદેવના જીવનકાળના અરસામા જ એ શરૂ થાય છે એમની પૂર્વેના મહાનુભાવ પથના જૂના મરાઠી સાહિત્યમા સગાળકથા છે કે નહિ એ ખબર નથી ચક્રધરના એ ભક્તો પોતાના પથનું જ્ઞાન અદ્યાપિ અન્યપથીઓથી છુપુ રાખે છે એટલે ગુજરાતના ભક્તોથી પણ એ છુપુ જ રહ્યુ હોવુ જોઇએ

## મૂલચર્ચા

મહારાષ્ટ્રથી સ્વતંત્રપણે – મહારાષ્ટ્રને કોરણે ટાળીને પણ ગુજરાત અને દક્ષિણ હિંદ વચ્ચે સબધ હતો. એવુ સૂચન એલકી, વકટ આદિ શબ્દિોના દૃષ્ટાંતથી કરેલી પ્રાસંગિક ચર્ચામાં શ્રી નરસિંહરાવે 'Gujarati Language and Literature'ના પ્રથમ ગ્રંથના પૃ. ૫૯–૬૩ ઉપર કર્યું છે "સં ૧૧૮૧ માં વૈશાખ સુદ પૂર્ણિમાને દિને સિદ્ધરાજની રાજસભામા...વિવાદમાં કર્ણાટકીય દિગંબરાચાર્ય કુમુદચંદ્ર વાદી હતા." [મધ્યકાલનો સાહિત્યપ્રવાહ પૃ ૮૬] કર્ણાટકના વીરશૈવો લાટ, સોરાષ્ટ્ર અને ગુર્જરરાષ્ટ્રને શૈવધર્મના થોડાક મુખ્ય દેશોમા ગણે છે આદય્ય નામે કાનડ વીરશૈવ સંત સૌરાષ્ટ્રનો વૈશ્ય હતો એમ ધારવામા આવે છે, અને એક મતે ઇસ્વી સાતમા સૈકામા અને બીજા મતે અગીઆરમા સૈકામા થઇ ગયો ગણાય છે. જે હરિશ્ચંદ્રને ગુજરાતીઓ અયોધ્યાનો રાજા ગણે છે તેને કાન્નડના લિંગાયત લેખકો લાટદેશનો રાજા કહે છે દક્ષિણીઓને મન આર્યસંસ્કૃતિનું ઉદ્ભવસ્થાન ઉત્તરદેશ તે લાટ દેશ જણાય છે. લાટદેશે આર્યસંસ્કૃતિના વાહનનુ કામ કર્યું હોવુ જોઇએ ઇ સ ૧૨૨૨ મા સોમરાજા નામે લિંગાયતરાજાએ ચપૂશૈલીમા 'કુમારપાળ ધૂર્જર' વિષે કાવ્ય રચ્યુ છે[૨]. કુમારપાળ અણહીપુરમા[૩] રાજ્ય કરતો હતો અને ચોવલશના રાજાની કુવરીને પરણ્યો હતો તથા મહાન જૈન વિદ્વાન્ યતિ હેમચંદ્રે એને જૈન બનાવ્યો[૪]. આ કાવ્ય ધાર્મિક

---

૨ સોમરાજાનું ઉદ્ભટ કાવ્ય શંકર પુસ્તક ભંડાર, ધારવાડ, ઠેકાણે મળે છે.

૩ અણહીલ–ભિલ્લ (ઇ) પુરી (?)

૪ 'ચિત્ર પ્રશસ્તિ ઉપરથી સોમનાથનું મંદિર પાશુપત આચાર્યોના હાથમા ઘણા કાળ સુધી હતું એમ જણાય છે' (દુ કે શાસ્ત્રી પૃ.૧૩૦) એ મંદિર કુમારપાળે સમરાવેલું. એ જીર્ણોદ્ધારના ઉત્સવ નિમિત્તે કુમા

દૃષ્ટિએ રચાએલું છે, એટલે એમાં ઐતિહાસિક વસ્તુ થોડું જડે એ અને. પરંતુ આ હકીકતો બે પ્રદેશના સબંધની સૂચક તો છે જ[5].

ગુજરાત અને દક્ષિણ હિંદ વચ્ચે વ્યવહારના ત્રણ માર્ગ હતા. દરિયાઇ માર્ગ સંબંધી વસન્ત રજતમહોત્સવ સ્મારક ગ્રંથમાં 'ગુજરાતનું વહાણવટું' ( પૃ. ૧૮૨–૨૧૯ ) એ લેખ જોવાથી એ માર્ગના અસ્તિત્વની ખાતરી થયા વિના નહિ રહે બીજો ભૂમિ-માર્ગ દક્ષિણ લાટમાં થઇ કોકણને કિનારે કિનારે બે પ્રકારનો હતો. " Even otherwise the communication between the North and the South when it was real and active did not always go through the Mahratta country. As a matter of fact, the emigration from North India seems to have been from the country of Malva into the north Konkan coast, and unless it was a question of traffic eastwards going straight to the east coast, the normal way seems to have been down the Konkan coast pretty far south before the route took a turn over the mountains to come into the south. Therefore the Mahratta country was as it were avoided, and the communication lay usually down the Konkan coast to the borders of the Konkan country wherefrom the road branched off into the interior. This seems to have been more or less the line of migration

---

પાળના સન્માનાર્થે સુભટકૃત દૂતાંગદ નામે છાયાનાટક સોમનાથ પાટણમાં ભજવાયું હતું તે પ્રો સેસિલ બેન્ડાલે સિદ્ધ કર્યું છે. ( Ridgeway's Dramas & Dramatic Dances p. 164 )

૫ ટીકાત્મક ભાગ જતા રહેતી આ કવિકાની ઘણી વિગતો મી .બેન્દ્રેની આપેલી છે. એમણે ઘણું કરીને કાનડ અને તામિલ ભાષાના વિદ્વાન રા. બા. નરસિંહાચાર્ય (મ્હૈસુરનું પુરાતત્વ ખાતું), Lives of Kannad Poets, 3 Volumes, ના કર્તા, એમના લખાણનો આધાર લીધો છે.

both of Jainism, and where we have any knowledge of it, of Buddhism as well." (ડૉ. એસ. કે. આયંગર, જર્નલ ઑફ ઇન્ડિયન હીસ્ટ્રીના તંત્રીના તા. ૨૪–૭ ના પત્રમાંથી) ઉત્તર કોંકણના અંત આગળથી સીધા હિંદના પૂર્વ કિનારાસુધી ફંટાતા માર્ગે *ઓડ લોક ઓઢિયામાંથી આવી શકે. ઓઢિયાની દક્ષિણે તેલુગુ બોલાય છે. કહે છે કે કેટલાક તેલુગુ આચાર્યોનાં થાણાં અત્યારે પણ ગુજરાતમાં છે. ગિલ્લીદંડાની રમતના અંકગણનાના શબ્દ દક્ષિણ હિંદના એક, બે, ત્રણ છે. એનું તેલુગુ રૂપ **वकटि, रण्डु, मूडु** છે; તામિલ રૂપ **वण्णु, रण्डु, मूण** છે; અને કાનડી રૂપ **वन्दु परडु, मूरु** છે. ગુજરાતી રૂપ વકટ, રેંટ, મૂઠ છે આ ભૂમિમાર્ગનો એક પ્રકાર સીધો પૂર્વ કિનારે જતો સાબીત કરે છે. બીજો પ્રકાર પણ ઉપરના અંગ્રેજી ઉતારામાં વર્ણવ્યો છે.

તેલુગુદ્વારા આ કથાની આપલે થઈ હોય એવું સૂચન અ. આર. એસ. આય્યરે પહેલાં કરેલું પણ શ્રી બેંદ્રેએ આપેલી માહિતીથી વધારે સ્વાભાવિક વાહન કાનડભાષા હોય એમ જણાયું. વળી ઈસ્વીની આઠમીથી અગીઆરમી સદી દરમીઆન દક્ષિણ હિંદમાં પલ્લવ અને ચોલ વંશોનું સામ્રાજ્ય હતું. તે કાળમાં સરહદ પરનાં કાનડ રાજ્યમાં એ કથા પ્રથમ ગઈ હોય એ વિશેષ સંભવિત છે. કાનડ અને ગુજરાતની કથાનું વિશિષ્ટ સામ્ય અગાઉ બતાવ્યું છે. તેમ બીજા સંયોગો પણ નોંધ્યા છે. એટલે દરિયાઈ માર્ગે કે આખા કોંકણ કિનારાના માર્ગે પણ ઘણો વ્યવહાર ચાલેલો એ સિદ્ધ થાય છે.

આ રીતે દક્ષિણ હિંદ અને ગુજરાતનો સીધો સંબંધ સ્થાપિત કર્યા પછી એક બીજી હકીકત વિચારવા જેવી છે. 'શિરુતોણ્ડની કથા એ પાશુપતોની કથા છે—સામાન્ય શૈવોની નહિ.' (ડૉ. આયંગર) આ પાશુપત શાખાનું ઉદ્દ્ભવસ્થાન ગુજરાત છે.

કૃષ્ણ દયાનંદ દાદાકરી

પુણ્ય વિરલ રસભોમ

તરીકે ગુજરાત જેટલું પ્રસિદ્ધ છે તેટલું લકુલેશ, લકુલીશ કે નકુલીશની.

* Guj. Lang. and Lit. I પૃ. ૬૩. સિદ્ધરાજ અને જસમા ઓડણની દંતકથાનો ઉલ્લેખ પણ ત્યાં કર્યો છે.

જન્મભૂમિ તરીકે પ્રસિદ્ધ નથી. વાયુપુરાણ ને લિંગપુરાણમાં આવતા ઉલ્લેખ તથા કેટલાક શિલાલેખને આધારે એમની જન્મભૂમિ વડોદરા પ્રાન્તના ડભોઈ તાલુકાનું *કા'રવણ (મીયાગામ પાસે) છે એ સિદ્ધ થયું છે. ઈ. પૂ. બીજી સદીના અરસામાં ભટ્ટાર્ક શ્રી લકુલીશ થઈ ગયા. વલભીવંશના રાજા (ઇ. સ. ૫૦૯–૭૬૬) માહેશ્વર કહેવાતા. માહેશ્વર શબ્દપ્રયોગ પાશુપતોને માટે થતો. (ભાણ્ડારકર પૃ. ૧૧૯) વલભીકાળમાં દક્ષિણ હિંદમાં પાશુપત શાખાનો પ્રચાર હતો. પલ્લવ નરસિંહવર્માના પિતા મહેન્દ્રવર્માએ રચેલું કહેવાતું ઈસ્વી સાતમી સદીનું **मत्तविलास प्रहसन** થોડા જ સમય ઉપર ત્રિવેન્દ્રમ્ સંસ્કૃત ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયું છે. તેમાં પાશુપતો×, કાપાલિકો અને બૌદ્ધોને એકસાથે હાંસીપાત્ર બનાવ્યા છે. (ડૉ. આયંગર) ભૃગુકચ્છ યા લાટદેશમાં કારોહણમાં લકુલીશ+ વસતા એ ઉલ્લેખ

---

* ભાણ્ડારકર કૃત Vaishnavism and Saivism પૃ. ૧૧૬. આ ગ્રંથ તથા બીજા આધારોની મદદથી શ્રી દુર્ગાશંકર કે. શાસ્ત્રીએ એમના 'શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ'માં આ વિષે સવિસ્તર લખ્યું છે. અત્યારે પણ કા'રવણમાં નકુલેશ્વર મહાદેવનું દહેરૂં છે.

× 'Any religious movement that you are speaking of such as the advance of the Pasupatas into the south must have taken more or less the line that other religious teachers took.' ડૉ. આયંગર, ૨૪–૭.

+ મારૂં નામ તથા મારા સિદ્ધાંત ભુલાઇ ન જાય એ હેતુથી લકુલીશે મુનિનાથ ચિલ્લુક તરીકે અવતાર લીધો. એવું કથન ઇ. સ. ૯૪૩ ના મ્હૈસુરના હેમાવતીના શિલાલેખમાં છે. (ભાણ્ડારકર પૃ. ૧૧૯) તેથી જણાય છે કે સાતમી સદીમાં મહેન્દ્રવર્માના સમયમાં દક્ષિણ હિંદના એક ભાગમાં હાંસીપાત્ર બનેલા પાશુપતોનું મૂળ સ્થાન ચિલ્લુકના ધર્મોપદેશથી સદીના અંત ભાગમાં કે તે પછી પાછું મળ્યું હોય એ સંભવિત છે. ચિલ્લમા અને ચિલ્લુક વચ્ચે કોઈ સંબંધ હશે? કાલક્રમે કયાંમાં તામિલ શૈવરાજ પુત્ર મટી પિતા બન્યો ત્યારે બીજે પાશુપત ચિલ્લુક પુત્રનું સ્થાન ન લે?"

ચિન્ત્ર પ્રશસ્તિમાં છે. પાશુપ્પનોનું અસ્તિત્વ સૂચવતો એ લેખ વિ. સં. ૧૩૪૩ નો એટલે નાકરની પૂર્વાવધિથી બસોએક વર્ષ પૂર્વેનો છે. વચ્ચેના ગાળામાં આપણું અનુપલબ્ધ શૈવ કાવ્ય આવે છે. વળી કર્ણ સાથે સંબંધ બંધાવાને સમય જોઇએ. તેથી સોલંકીકાળમાં સગાળકથાનુ અસ્તિત્વ ગુજરાતમાં હતું એ નક્કી લાગે છે.

તે વેળા આ કથા ગુજરાતમાં નવી આવી હતી કે કેમ એ પ્રશ્ન છે. સૌરાષ્ટ્રના વૈશ્ય લિંગાયત સંત આદય્યની બે તારીખો અનુક્રમે વલભી અને સોલંકીકાળમાં આવે છે. સોલંકીકાળમાં ગુજરાતને દક્ષિણ હિંદ સાથે સંબંધ હતો તે અન્યથા સિદ્ધ થાય છે, એ આગળ કહેવાઇ ગયું છે. વૈષ્ણવ અને શૈવ સંપ્રદાયોને ભક્તિનો અવિશેષ ઝોક દક્ષિણ હિંદના આલવારો અને નાયનારાઓએ આપ્યો એ ખરૂં. પણ પેરિય આદિ પુરાણો દક્ષિણ હિંદમાં થએલી આર્યોની અસરનું પરિણામ છે. મૂળમાં સંસ્કૃત ભાષાની સંસ્કૃતિ હોવા સિવાય દક્ષિણમાં શૈવ સંપ્રદાય કે વૈષ્ણવ સંપ્રદાય ઉદ્‌ભવત નહિ કે આબાદ થાત નહિ એ વિદ્વાનોનું મન્તવ્ય છે. ઐતિહાસિક સંયોગોને લઈને દક્ષિણનું ઘણું સાહિત્ય જળવાયું છે ત્યારે ઉત્તરહિંદનું ઘણું તત્કાલીન સાહિત્ય નાશ પામ્યું છે. એટલે પરન્જોતિ શિરુતોણ્ડના જીવન સાથે જોડાએલી આ કથા દક્ષિણમાંથી અહીં આવી કે અહીંથી ત્યાં જઈ એના નામ સાથે જોડાઈ એ કહેવાને પુરતું પ્રમાણ નથી. એનો યથાર્થ નિર્ણય કરવાને ભાષા, સાહિત્ય ધર્મ, સમાજ, રાજકારણ આદિ અનેકવિધ પ્રમાણની અપેક્ષા રહે છે. દ્રવિડભાષાઓના અભ્યાસ વિના આ પ્રશ્ન પુરો ઉકેલાય એમ નથી. વળી એક નાયનારની કથા આવી તો બીજી બાસઠ પૈકી કોઇ આવી છે કે કેમ ? અને ન આવી તો તેનું કારણ શું ? એ પણ વિચારવું જોઇએ.[૧] યાત્રાળુઓ

૧ નામદેવ પહેલા સગાળ કથા ગુજરાતમા પ્રચલિત હતી જ–ઘણું કરીને સોલંકીકાળમાં ને કદાચ વલભીકાળમાં પણ હતી. અત્યારે તો આ કથા શૈવ વીરશૈવ, વૈષ્ણવ, જૈન સાએ અપનાવી લીધી છે. ગુજરાતી કવિઓ કાવ્ય–

સાથે કથા માત્ર આવી કે ગઈ કે કાંઈ સાહિત્યવિષયક દેવું લ્હેણું છે એ પ્રશ્ન પણ વિચારવા લાયક છે. દક્ષિણ હિંદની કાંચીનગરીમાં સગાળનો જન્મ થયો એવું નાકરાદિનું કથન છે; અને નાકર પૂર્વેના ગુજરાતના સાહિત્યમાં આ કથાનો ઉલ્લેખ નથી. તેટલા પરથી અનુમાન બાંધવાની ઉતાવળ કરવા જેવું નથી. શૈવ ધર્મનું સાહિત્ય પ્રાકૃતમાં નથી એટલે આ કથા પ્રાકૃતમાં ન જડે. સ્કંદાદિ પુરાણમાં આ કથા નથી એવું સાબીત થયું નથી. કાવ્યારૂઢ કથા કરતાં લોકકથાનું પ્રાચીનત્વ વિશેષ હોઇ શકે, સિવાય કે એવું પુરવાર કરી શકાય કે દક્ષિણ હિંદની કાવ્યકથા જ ગુજરાતમાં પહેલવ્હેલી આવી.

---

દષ્ટિએ અંશે નામદેવના દેવાદાર પણ લાગે છે. પણ તેમના પહેલાં નામ દેવથી અંશે જુદી કથા ગુજરાતમાં પ્રચલિત હતી એ ય નિઃશંક છે. જો પેરિય પુરાણની કે કર્ણાટકીય ભક્તોની બીજી કથાઓ ગુજરાતમાં ન આવી હોય તો વલ્લભી કાળથી-પલ્લવકાળથી ગુજરાતમાં ને દક્ષિણમાં પ્રચલિત પાશુપતધર્મ જ એ કથાના પ્રચારનું કારણ હોઈ શકે; ને તે સંયોગોમાં ગુજરાત અને દક્ષિણ હિંદના પાશુપતોએ મૂળ પાશુપત કથાની આપલે કરી હોવી જોઈએ. એ કથા-મૂળે દક્ષિણની કે ગુજરાતની-પેરિયપુરાણમાં સ્થાન પામ્યા પછી કર્ણાટક કે મહારાષ્ટ્રદ્વારા કે સીધી યા ત્રણે રીતે ફરી ગુજરાતી લોકકથાને તથા કાવ્યકથાને પોષવા આવી. કથાના ઉદ્‌ભવ કે વિકાસનો ક્રમ કળવો મુશ્કેલ છે ને એ ગૌણ પ્રશ્ન છે. સંતત આન્તરપ્રાન્તીય સંબંધનું અસ્તિત્વ એ મુખ્ય વસ્તુ છે. એ પરસ્પર વ્યવહારને પરિણામે ધર્મ અને પ્રાન્તના ભેદ છતાં ફલિત થતા ઐક્યનો-મનુષ્યમાનસની એ સાંસ્કારિક ઐક્ય જાળવવાની તથા સાધવાની વૃત્તિ અને પ્રવૃત્તિનો આ સંગ્રહવિષય કથા પુરાવો છે એટલું નિર્વિવાદ લાગે છે. માયાબળે મનુષ્ય આત્મવૃત્તિ વિરુદ્ધ જવા પ્રયત્ન કરે; એવા પ્રયત્નોની સાક્ષી ઇતિહાસ પણ પૂરે છે. ક્રમભાગ્યે લિખિત ઇતિહાસ એવી વિગતો સવિસ્તર આપે છે. પણ ઇતિહાસ નામથી નથી ઓળખાતાં એવાં પ્રમાણો તો કહે છે કે મનુષ્ય માનસ આત્મવૃત્તિને વફાદાર રહ્યું છે-રહેવા પ્રયત્ન કરતું આવ્યું છે. 'ઇતિહાસ' નહિ લખનાર આપણા પૂર્વજો સમજતા કે ઇતિહાસ જાણવાની વસ્તુ નથી, જીવવાની વસ્તુ છે.

## ઉપસંહાર

આવા અત્યારના સંયોગોમાં પ્રસ્તાવનામાં આપેલું કથા-વિકાસનું વૃક્ષ હું ફેરવ્યા વગર રહેવા દઉં છું. તેમાં મહાભારતાદિની કથાને દેશ્ય કથા બરાબર સ્થાન આપ્યું છે. દેશ્યકથાનો અર્થ સ્થળ પરત્વે લેવાનો નથી. સંસ્કૃતેતર લોકભાષામાં પ્રચલિત કથા તે દેશ્ય કથા. અનુપલબ્ધ સંસ્કૃત કથાનો આધાર પણ દેશ્ય કથા હોઈ શકે. મહાભારતાદિ સંસ્કૃત ગ્રંથોની કથાઓ હિંદ બહારની કથાઓ નથી. સંગ્રહવિષય કથાનું મૂળ હિંદુધર્મની-સર્વ ઈશ્વરવાદી ધર્મની ભાવનામાં જોવું એ હું યુક્તતમ સમજું છું. છતાં નામાદિ સામ્યને લીધે હિંદ ભૂમિના આન્તરપ્રાન્તીય સંબંધની દૃષ્ટિએ આ કથા અનગત્યની લેખનો નથી. હું કશું સિદ્ધ કરવા મથતો નથી; કારણ કે અંતિમ નિર્ણય કરી શકવા જેવો મારો અભ્યાસ નથી ને તેવાં સમય સાધન પણ મને ઉપલબ્ધ નથી. એકત્રિત કરેલી હકીકતો કાંઇ છુટોછવાયો પ્રકાશ નાખી શકે તો હું મારી જાતને કૃતકૃત્ય સમજીશ. પ્રાકૃત મનુષ્ય એમ તો કેમ કહી શકે કે समारब्धमिदं कार्यं परित्यज्य फलस्पृहाम् ?

મારા એક પત્રના ઉત્તર (તા. ૩૧-૭-૨૮)માં ગુરુદેવ નરસિંહરાવે પૂછ્યું હતું: 'કાંઈ research કરવા ઇચ્છા છે?' એમને ચરણે બેસી બે વરસ સુધી કરેલા અભ્યાસ દરમીઆન વવાએલા બીજનું આમ્રવૃક્ષ આજ ૭ વરસે ફળે છે. પણ વૃક્ષને ફળ આવે તે ભોગવવાની લાલસા વાવનાર નથી રાખતા. ફળભોક્તા તો ગુજરાત દેશના સાહિત્યપંથે વિચરનાર વટેમાર્ગુએ છે. ફલભોક્તાને જે કંઈ અલ્પ તૃપ્તિ થાય તે તૃપ્તિસૂચક આભારોદ્‌ગારના અધિકારી આ સંગ્રહના યોજક અને ઉછરતા વૃક્ષના સિંચક ગુરુદેવ ધ્રુવસાહેબ છે. હું નિમિત્ત માત્ર છું-વાહકમાત્ર છું. કણ્વ ઋષિ સરોવરતીર સુધી શકુંતલાને વળાવી શિષ્ય શાર્ઙ્ગરવને સોંપી, આશીર્વાદ આપી આશ્રમમાં પાછા ફર્યા.

ત્યાં એમને બીજાં અનેક કર્તવ્ય હતાં. પદ્યરચનાની ઐતિહાસિક આલોચના આદિ કાર્યમાં ગુંથાએલા કેશવલાલભાઈએ સોંપેલી મગાળકથા શ્રી હીરાલાલ પારેખ માથે લઈ આવી આજ હું શારદત પેઠે પણ વિનમ્રભાવે ગુજરાતને દ્વારે ઉભો રહું છુ **अनुष्ठितो हि गुरो संदेशः** થી વિશેષ મારે કહેવાનું નથી.

પણ એક વાત કહેવી જોઇએ મારા કાર્યમાં મને ઘણે ઠેકાણેથી અનેક રીતની મદદ મળી છે અને તેનો ઉલ્લેખ મેં તે તે સ્થળે બન્યો તેટલો કર્યો છે. એ સૌ મહાજનો* અને સસ્થાઓનો હું અત્રે અંતઃકરણ પૂર્વક આભાર માનું છું સોસાઇટીના પ્રમુખ અને આસિસ્ટંટ સેક્રેટરીની મદદ શબ્દોથી અંકાય એમ નથી.

સુરત
તા ૧૬-૮-૩૪

મ. મુ. દે.

---

* 'પ્રત પરિચય'મા પૃ. ૧૦ ઉપર જાનીકાવ્યની પ્રત પાટણના ભંડારની કહી છે તે ભૂલ છે. એ પાટણના ભોજક મોહનલાલ ગીરધરલાલના ખાનગી સંગ્રહની છે. તે રા. ભોગીલાલ જ. સાંડેસરાએ દિ બ. ધ્રુવ સાહેબને મોકલી હતી અને એમના કહેવાથી પાટણમાં લહીઆ પાસે તેની નકલ કરાવી આપી હતી.

# પ્રસ્તાવના

## સંગ્રહનું પ્રયોજન

દાનવીર વણિક સગાળશાહ વિષે ગુજરાતી ભાષામાં રચાએલાં દસ કાવ્યોનો આ ગ્રંથમાં સમાવેશ કર્યો છે. સગાળની વાત ગુર્જરાતમાં ઘેરઘેર જાણીતી છે. એ તથા એવી બીજી ઘણી ત્યાગ વિષયક વાતો અસંખ્ય જનો અત્યંત મમતા, શ્રદ્ધા અને ભાવ સાથે અદ્યાપિ સાંભળે છે–માને છે; છતાં નવા નીતિશાસ્ત્રનો ઉદય થઈ ચૂક્યો છે, અને આજની નીતિધર્મની ભાવના નરી સાદી કે સરળ રહી નથી; એટલે સગાળ, ચંગાવતી અને ચેલૈયાની એકાંતિક ધર્મનિષ્ઠા અગર અડગ ટેકનું દૃષ્ટાંત જનસમાજ આગળ મૂકવા આ ગ્રંથ યોજાયો નથી. પરંતુ આપણા પૂર્વજોનું માનસ સમજવાના હેતુથી થતા પ્રયત્નોમાં આ સંગ્રહ સાહાય્યરૂપ થઈ પડે, એવી ધારણા છે. તેમજ મધ્યકાલીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ તથા સાહિત્ય–પરંપરા અને કવિઓનાં રીતધોરણ સમજવા માટેની મુદ્રિત સામગ્રીમાં આથી કાંઈ વધારો થવા સંભવ છે.

અત્રે સંગ્રહેલાં કાવ્યો જુદા જુદા કવિઓને હાથે લગભગ ત્રણસો વરસ જેટલા લાંબા ગાળા દરમીઆન રચવામાં આવેલાં છે. એ નીચેની યાદી ઉપરથી સ્પષ્ટ થશે.

| કાવ્યનું નામ | કર્તા | સાલ | પ્રતસ્થલ |
|---|---|---|---|
| ૧ કર્ણકથા | વાસુ | પ્રત સં. ૧૬૪૭ | તારાપુર |
| ૨ સગાળશાહ રાસ | કનકસુંદર | રચના સં. ૧૬૬૭<br>પ્રત સં. ૧૬૭૦ | |
| ૩ કર્ણઆખ્યાણ ઉર્ફે સગાળપુરી | સુરદાસ<br>,, | પ્રત સં. ૧૬૬૫ (અપૂર્ણ) યરાદ<br>પ્રત સં. ૧૭૬૦ | |
| ૪ સગાળપુરી | ફૂઢજી | રચના સં. ૧૬૮૨<br>પ્રત સં. ૧૭૮૭ | તાપીકાંઠા |
| ૫ સગાળચરિત્ર | જાની | રચના સં. ૧૭૦૮<br>પ્રત સં. ૧૭૪૩ | પાટણ |
| ૬ સગાળપુરી (૧) | નાકર | પ્રત સં. ૧૭૩૦ | રાણીપ (?) |
| ૭ સગાળપુરી (૨) | નાકર (?) | પ્રત સં. ૧૯૧૫ | અમદાવાદ |
| ૮ સગાળપુરી | તુલજારામ | રચના સં. ૧૮૪૩<br>પ્રત સં. ૧૯૦૫ | અમદાવાદ |
| ૯ સગાળસા | રતનદાસ | | પેટલાદ |
| +૧૦ સેલૈયા આખ્યાન | ભોજલ | (સં. ૧૮૪૧–૧૯૦૬) | |

અત્રે કરેલી કાવ્યોની ગોઠવણી તેમની રચનાના કાલક્રમને અનુસરતી નથી. કાવ્યોના પરસ્પર સંબંધને ધ્યાનમાં લઈ એ ગોઠવણી કરી છે. વૈષ્ણવ વાસુ અને જૈન કનકસુંદરનાં કાવ્યો વચ્ચે ગાઢ સંબંધ હોવાથી તેમને સાથે મૂક્યાં છે. તેજ પ્રમાણે નાકરનું સગાળપુરી (૧) તેના નામ સાથે જોડાએલા સગાળપુરી (૨) તથા તુલજારામકૃત સગાળપુરી (૩) ની નજીક મૂકવામાં આવેલું છે.

---

+ આ સિવાય કેવળપુરી આદિનાં આ જ વિષયનાં કાવ્ય છે. પરંતુ મોટે ભાગે અંશે ભોજલને અનુસરી તેની રચના થઇ છે; વળી એ બીજે છપાયાં છે તેથી અહીં છાપવાની જરૂર જણાઇ નથી. આ સંબંધમાં બે કૃતિઓની ખાસ નોંધ લેવા જેવી છે. જુઓ પરિશિષ્ટ પ્ર.–૧.

વાસુથી જાની સુધીનાં કાવ્યોમાં પરીક્ષા કરનાર દેવ શિવ છે એ થોડે ઘણે અંશે સ્પષ્ટ છે. કૂઢજીનો તથા જાનીનો સગાળ તો સ્પષ્ટ રીતે વૃષભારૂઢ શિવનો ભક્ત જ છે. નાકરની સગાળપુરી (૧) માં સગાળની વાર્તાનો શિવ સાથેનો સંબંધ લગભગ ભુંસાઈ ગયો છે–પછીથી કાવ્ય સંપૂર્ણપણે વૈષ્ણવ કાવ્ય બની ગયું છે. આ રીતે ધર્મ અને સાહિત્ય પરંપરા એ બેઉ મુદ્દા ધ્યાનમાં રાખી કાવ્યો ગોઠવ્યાં છે. આ વિષયની તેમજ કાલક્રમની ચર્ચા પ્રસ્તાવનાની છેવટે કરી છે.

## પ્રતપરિચય

### ૧

પહેલું કાવ્ય કવિ વાસુકૃત કર્ણકથા છે. તેની સંપૂર્ણ પ્રત અમદાવાદ, દેશીવાડાની પોળમાં આવેલા, દેલાના અપાસરાના ગ્રંથ ભંડારમાં છે. ત્યાંથી સોસાઇટી મારફતે એ મેળવીને અત્રે છાપેલો પાઠ અક્ષરશઃ ઉતાર્યો છે. કાવ્યનું અને તેના કર્તાનું નામ એમાંથી જ મળે છે —

કર્ણકથા હૂં વાનવૂં જુઉ મતિ આપુ માય.
કાવ્યારંભ પંક્તિ, ૨

કર્ણકથા જે સંભલિ, તે પાપ હૂઇ પરછેદ.
કાવ્યારંભ પંક્તિ, ૬

જાઇ તીર્થ જાત્રફલ લહિ, કર્ણકથા કવિ વાસુ કિહિ.
કાવ્યાન્ત, અંતિમ પંક્તિ.

કાવ્ય પુરૂં ઉતાર્યા પછી છેવટે આપેલી લેખકની પુષ્પિકા આ પ્રમાણે છેઃ—

इति सगालश्रेष्ठि कथा चुपई । संवत् १६५७ वर्षे जेष्टमासे शुक्लपक्षे (८) तारापुरे । वा० श्री राजमूर्तिगणि

प्रसादात् ॥ मुनि श्री मानसिंहलिपितास्ति । स्वयं वाचनाय । नित्यं सुख श्रेय भमूष

આ રીતે એ તારાપુરવાળી પ્રત જૈન લહીઆની લખેલી છે.

બીજી જૈનેતર લહીઆની આગળ પાછળથી તૂટતી નવ પાનાંની પ્રત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી પાસેના હસ્તપ્રતોના સંગ્રહમાં નં. ૩૧૬ 'શગાળશાની'ની છે. તેમાં પહેલું પાનું નથી. બીજા પાનાની શરુઆત 'उं सन्नप्रवाह। ૮'થી થાય છે, આઠમા અંકવાળું પાનું નિરંક બાજુએ કોરૂં છે; પરંતુ કાવ્ય તૂટયા વિના નવમે પાને આગળ ચાલે છે. તે વગર અંકના દસમા પાનાની એક બાજુએ એ બાજુ પુરી થતાં, ૧૨૫ મી કડીની પહેલી પંક્તિ

સત જોઇ સત શંકર સાર । સાત વરસનું નાં

અધૂરી લખાવા પછી અટકી જાય છે.—આઠમું પાનું કોરૂં હોવાનું કારણ એમ સમજાય છે જે ત્યાં સો કડી પૂરી થાય છે. પરંતુ દસમું પાનું જે બાજુ અંક માંડવો જોઇએ તે બાજુ કોરૂં છે; તેથી એવું અનુમાન થાય છે કે ઉતારનારે કાવ્ય આગળ ઉતાર્યું જ નહિ હોય.

બંને પ્રતોમાં જોડણીભેદ તથા પાઠભેદ છે. છતાં બંને એક જ કાવ્યની પ્રતો છે, એ સ્પષ્ટ છે. અગત્યના ભેદ છાપેલા કાવ્યપાઠની નીચે નોંધ્યા છે.

૨

બીજું કાવ્ય જૈન કનકસુંદર રચિત 'साह श्री सगाल केरु रास' છે. એની હસ્તપ્રત રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઇએ ઇ. સ. ૧૯૨૬ માં મુંબઈ મુકામે ભરાએલી સાહિત્ય પરિષદ્‌ના 'સાહિત્ય અને કલા પ્રદર્શન' માં મૂકી હતી. એમની પાસેથી એ ધ્રુવ સાહેબે મેળવી હતી. તે ઉપરથી છાપેલા કાવ્યનો પાઠ તૈયાર કર્યો છે.

એ જૈન પ્રતમાં માત્રા ક્વચિત્ મથાળે તો ક્વચિત્ અક્ષરની પહેલાં પડી માત્રા રૂપે છે. ઘણી સંભાળથી એકધારી ઠરેલ હાથે સોળ પાન ઉપર એ ઉતારેલી છે. પહેલા પાનાની સાંક બાજુના મથાળેથી ॥ ૐ ॥ **श्री गुरुभ्यो नमः** લખીને કાવ્ય ઉતારવાનો આરંભ કર્યો છે. તે સોળમા પાનાની બીજી બાજુએ પાંચમી પંક્તિમાં ૪૮૬ મી કડીએ સમાપ્ત થાય છે. પછી આ પ્રમાણે પુષ્પિકા છે. **इति श्री सागालसाह रास संपूर्णः । संवत् १६७० लषितं ॥** ૪૮૫ મી કડીમાં કવિએ રચ્યા સાલ આપી છેઃ

સોલ સંવત સતસઠઇ માસ વૈશાખઇ વલી,
વદિ બારસઇ એ રાસ પૂરણ. હુઈ શુભ મનની રુલી.

પછીની કડીમાં કવિનું નામ આવે છેઃ 'તસ આણુપાલક કનકસુંદર કહઇ'.

સંવત્ ૧૬૬૭ માં કનકસુંદરે સગાળશાહરાસ રચ્યો; તે પછી ત્રણ જ વરસે સં. ૧૬૭૦ માં આ પ્રત ઉતારવામાં આવી છે. તે મૂળ પ્રતની જોડણી છાપવામાં કાયમ રાખી છે.

## ૩

સુરદાસકૃત કાવ્ય ત્રીજું છે તેની બે પ્રત મળી આવી હતી. અપૂર્ણ પ્રત પૂનાની ડેકન કૉલેજના સરકારી સંગ્રહમાં 'કાન્હડદે પ્રબંધ' અને 'રણમલ્લ છંદ'વાળા ચોપડામાં છે. ( No 1541 of 1891–95, Dec, Col, Extent foll 5+4 ) 'પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય'ની પ્રસ્તાવનામાં પહેલી નોંધમાં 'કર્ણકથા'નો ઉલ્લેખ છે. તે ઉપરથી 'ભાણ્ડારકર ઓરીએન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ'માંથી જોવા માટે એ પુસ્તક મંગાવવામાં આવ્યું હતું. એ ચોપડો ડૉ. બ્યૂહ્લરને ઇ. સ. ૧૮૭૪–૭૬ માં વડાદરાના ભંડારમાંથી મળ્યો હતો. કાન્હડદે પ્રબંધ અને રણમલ્લ છંદની પ્રતની

સાલ* સં. ૧૬૬૫ છે. તે ઉપરથી એ કાવ્યની પ્રતસાલ સં. ૧૬૬૫ ગણી છે, કારણ કે *સઘળાં કાવ્ય એક જ હાથે ઉતારેલાં છે. ચોપડાના આરંભે જ 'रागगुडी' લખી એ કાવ્ય ઉતારવા માંડયું છે, અત્રે છાપેલી અપૂર્ણ પ્રતથી આગળ એ ત્યાં ઉતાર્યું નથી. કાવ્યની ૪૫ મી કડીમાં કહ્યું છે કે,

બિહુ કર જોડી કહિ સૂરદાસ વખાણીઉં કરણ લીધાવિલાસ.

એકંદરે જોડણી શુદ્ધ છે. એ છે તેવી કાયમ રાખી છે.

એજ કવિના આ કાવ્યની સંપૂર્ણ પ્રત મુંબાઇની શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકમાં અંક ૫૪ ની ચોપડીમાં છે. એમાં વીરજીકૃત સુરેખાહરણ અને વિષ્ણુદાસકૃત ચન્દ્રહાસ આખ્યાન પછી શૃગાલપુરી ઉતાર્યું છે. પાન ૧૯૫ ની સાંક બાજુથી એ શરૂ થાય છે. 'શ્રી ગણેશાએ' ઇત્યાદિમાં પહેલી ત્રણ પંક્તિ રોકાઇ છે. પાન ૨૦૨ ની સાંક બાજુએ ૧૭ મી લીટીએ તે પુરૂં થાય છે. તે પછી એ લીટીમાં નીચે મુજબ પુષ્પિકા છે;–"ईती શ્રી શગાલપૂરી શ પુરણ શમાપત ॥ શંવત ૧૭૬૦ના ભાદરવા શુદ ૪ બુધે લખુ છે" અક્ષરે અક્ષરે માથું બાંધી દેવનાગરી લિપિમાં ઉતારવાને બદલે સળંગ લીટી દોરીને લગભગ ગુજરાતી લિપિમાં એ ઉતાર્યું છે, 'એ' ऍ પ્રમાણે લખ્યો છે. 'હુ' હ્રસ્વ છે. 'ઉ-ઊ' લખવામાં કાંઈ વ્યાકરણનું ધોરણ જણાતું નથી. 'ઈ' લગભગ બધે દીર્ઘ છે—ક્વચિત્ હ્રસ્વ પણ છે. મુખ્યત્વે તાલવ્ય 'શ' લખ્યો છે-ક્વચિત્ દંત્ય 'સ' છે, 'ખ' માટે ष લખ્યો છે. 'ખ્ય' માટે ક્ષ લખ્યો જણાય છે. 'ર'નો પ્રક્ષેપ નજરે પડે છે,

* પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય, પ્રસ્તાવના, પૃ. ૬. ત્યાં

તથા કેટલાક અક્ષરો સાનુસ્વાર લખવામાં આવેલા છે. છાપેલા પાઠમાં જોડણી ઘણું કરીને જેવીને તેવી જ રાખવામાં આવી છે.

અપૂર્ણ અને સંપૂર્ણ પ્રતની વચ્ચે ૯૫ વરસનું અંતર છે. બંને પ્રતો છાપી હોવાથી પાઠભેદ નોંધ્યા નથી. સંપૂર્ણ પ્રતમાંથી કર્તા વિષે વિશેષ માહિતી મળે છેઃ—

ધંનજી ભટને લાગું પાએ ગાંઉ જુગજીવંન જાદવ રાએ
હરી ભટનો તૂંરે તંન નીરમલ લેખ કાંઇ તાહારૂ મંન
હરીઆદ માહે તાહારો વાશ તાહારી પાશે કવે સુરદાશ
કાવ્યારંભ પંક્તિ ૭–૯

ભાંડારકર ઇન્સ્ટીટ્યુટવાળી પ્રતમાં કાવ્યનો શરુઆતનો ભાગ છે; પરંતુ તેમા આ ઉલ્લેખ નથી. છતાં ફાર્બસ સભાની પ્રતમાં આવતો ઉલ્લેખ સપ્રમાણ છે. કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહમાં અંક ૨૯૦ની પ્રત સુરદાસકૃત ધ્રુવાખ્યાનની છે. તેમાં લખે છેઃ–

સુરદાસ કવિ કહિ કર જોડી વૈષ્ણવ જનનો દાસ
ધનંજય ભટ્ટની કૃપા કરી મિં કીધો છે અભ્યાસ
ભૂદેવનિ નમસ્કાર કરી નિ શ્રી ગુરૂચણનું ધ્યાન
તેહની કૃપા કરી ગ્રંથોક્ત બોલીશ ધ્રુવ આખ્યાન

આ જ કવિનું પ્રહ્લાદ આખ્યાન સં. ૧૬૭૪માં ઉતારેલું નં. ૧૮૯ અ નું ઉપર્યુક્ત સંગ્રહમાં છે. એની છેવટે રચ્યા સાલ આપી છે;

મવત ૧૬ સોળ અગીયારોત્રરો
પ્રમાણ માસ ભાદરવો ખરો
ગાયિ સુણે હોયિં વૈકુંઠવાસ
બેઉ કર જોડી કેહિ સુરદાસ

પ્રહ્લાદ આખ્યાનની ૭૩૮ અ અંકની પ્રતમાં પણ રચ્યા સંવત ૧૬૧૧ છે.

આ હકીકતો વિચારતાં સિદ્ધ થાય છે કે સુરદાસકૃત સગાલપુરી સંવતના સત્તરમા સૈકાની પહેલી પચ્ચીસીથી મોડું રચાએલું નથી.*

૪

ચોથું કાવ્ય કવિ કૃષ્ણજીનું રચેલું 'સગાલપુરી' છે. તેની સંપૂર્ણ પ્રત શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોમાં અંક ૧૧૦ના પુસ્તકમાં છે. હરદેવકૃત શિવપુરાણ તથા પ્રેમાનંદકૃત રણયજ્ઞ ઉતર્યાં પછી પત્ર ૧૯૩ની સાદ બાજુએ મથાળેથી એ નીચે મુજબ ઉતારવા માંડયું છેઃ

શ્રી ગણેશાએ નમઃ શ્રી શારદાને નમઃ શ્રી ગરૂભ્યો નમઃ શ્રી સગાલપુરી લખી છે । રાગ ધંનાશ્રી ।

પત્ર ૨૦૬ની નિરંક બાજુએ કાવ્ય ઉતારવાનું સમાપ્ત થાય છે. કાવ્ય માહાત્મ્ય પછીની બારમા કડવાની છેલ્લી બે કડીઓ નીચે મુજબ છે.

સંવત ૧૬ સુ બાશીઓx આષાડ ઉજ્વલ પખ જી<br>
પતીપદા શનીવાર શંખેપે પામી કથા પ્રતખ્યી ॥૧૧॥<br>
બુદ્ધમાને આખ્યાંન કર એ વરણવ વીખ્યાતજી<br>
શતગુરૂ વૈષ્ણવ શંત કીપાએ કર જોડી કેહે કવી કૃષ્ણજી ॥૧૨॥

કવિના નામનો બીજો ઉલ્લેખ ચોથા કડવાની સાતમી કડીમાં પણ છે. બારમા કડવાની બારમી કડી પછી પુષ્પિકા છેઃ—

* ઉપોદ્‌ઘાતનો આ ભાગ લખાયા પછી સુરદાસ કાવ્યની વચ્ચેથી તૂટતી એક પ્રત મળી છે. તે પરિશિષ્ટ રૂપે છાપી છે. પુનાવાળી પ્રત પ્રમાણે એ મૂળની પાછળથી થએલી વિસ્તૃત આવૃત્તિ છે. બંનેમાં નહિ તેવું અવતાર વર્ણન કર્ણ એમાં કરે છે. કવિજીવન વિષે માહિતી થોડા ફેરફાર સહિત મળે છે. કાળના વહેવા સાથે થએલા ભાષાના ઉચ્ચારણના ફેરફારની સાક્ષી એની જોડણી પૂરે છે.

x ફૌર્બસ સભાની યાદી, ગ્રંથ ૨માં પૃ. ૨૩૨ ઉપર 'ચુમાસીઓ' ૮૪ આપ્યું છે. તેના પૃ. ૬૭ ઉપર ખરી રચના સાલની નોંધ છે.

ર્ઈની શ્રી સગાલપુરી સંપૂરંણ ॥ સંવત ૧૭૮૭ના વરષે માહા સુદ ૧૦ વાર સુકરે સપૂરંણ કર છે ॥

પછી રાની સાહીમાં લખ્યું છે કે "જેહેવી પરત હુતી તેહેવી ઉતાંરી છે । માટે લખનારને દોશ નહી ॥ માટે અખેર ખરો ખોટો હોએ તે સંભાલીને વાંચજ્યે ॥ શ્રી રામજી સત છે ॥ શ્રી નાથજી છે ॥ શ્રી માહાલખમીજીની કીપા છે ॥ શ્રી માતા તાપીની કીપા છે ॥ શ્રી રણછોડજી ॥ આજ કવિના રચેલા કંસવધ વિષેના ૭૫ ચંદ્રાવલા આ કાવ્યની પછી પત્ર ૨૦૬ની સાંક બાજુથી ૨૧૯ની સાંક બાજુ સુધી ઉતાર્યા છે.

આ પ્રત દેવનાગરી લિપિમાં ઉતારેલી નથી માથે સળંગ લીટી દોરી થોડાક અપવાદ સિવાય હાલ પ્રચલિત લિપિમાં એ ઉતારેલી છે. અક્ષર ઠરેલ મરોડદાર એકધારા છે. જોડણીમાં થોડીક વિલ-ક્ષણતા છે. કોઇક કોઇક વાર 'જ' વાપર્યો છે; પણ મુખ્યત્વે 'ઝ' લખ્યો છે. 'ઈ' લગભગ સર્વત્ર દીર્ઘ છે. હ્રસ્વ 'ઉ' નો પ્રચાર ઘણો છે; છતાં કોઇક વાર 'પુષ્પ' 'પૂન્ય' 'ધ્યૂ' દૂંદભી' એવી જોડણી પણ કરેલી છે. 'તાપી' માતાના ઉલ્લેખ ઉપરથી તાપીકાંઠાના કોઈ રહેવાશીએ આ પ્રત ઉતારી લાગે છે. આ કાવ્યની બીજી મં ૧૭૬૬માં ઉતારેલી ૧૦ કડવાંની પ્રત સુરત સાહિત્ય પરિષદ્‌ના વૃત્તાન્તના અંત ભાગમાં પૃ. ૮૭ ઉપર નોંધી છે. ત્યાં પણ રચનાસાલ સં. ૧૬૮૨ આપી છે. એ વૃત્તાન્ત ભાગના પૃ ૭૪ ઉપર તેજ રચનાસાલ અને પ્રત સાલવાળુ 'સુરદાસ કૂદો' નામે કવિનું ચાર કડવાંનુ ચેલૈયા આખ્યાન પણ નોંધેલુ છે. પ્રતો જોયા વિના એને વિષે કશું અનુમાન થાય એમ નથી. તેથી અત્રે એટલુ જ નોંધવા જેવું છે કે સામાન્યતઃ સગાલપુરી, રુકિમણીહરણ આદિ કાવ્યોમાં કવિ પોતાને વિષે 'મૂઢ કુઢ' એવો ઉલ્લેખ કરે છે. એટલે પ્રસ્તુત સંગ્રહના સુરદાસ અને કૂઢજી સો વિભિન્ન જ છે.

ઉપર કહેલા કંસવધ ઉપરાંત આ કવિનાં રચેલાં બીજાં કાવ્યો 'રુકિમણી હરણ' (૬૪-ધ) અને 'કપોતનું આખ્યાન' (૧૦૨-ધ તથા ૧૦૭-ખ) ની પ્રતો ફાર્બસ સંગ્રહમાં છે, સુરત સાહિત્ય પરિષદ્‌નો વૃતાન્ત, અંતનું પૃ. ૭૮, એ સ્થળે સંવત્ ૧૬૭૭માં રચેલા ફૂઢના પાંડવવિષ્ટિની નોંધ છે. સં ૧૬૫૨માં રચેલા રુકિમણી હરણના છેલ્લા કડવામાં કવિની ઓળખ આપી છે.

ઋષીકર્મ ઉદીચ્ય વંસે, આનાવલ* સ્વસ્થાન.

× × × ×

અગ્નેશ્વરના વાસ પાસે પૂર્વે સુપા* ગામ,
ગણેશસૂત ફૂઢો કેહે, સભાને પરણામ.

× × × ×

ગણેશસૂત ફૂઢો કેહે: પૂર્ણ થયું આક્ષાન.

૫

પાટણના ભંડારમાં 'सगालसा आख्यान शिवपुराणे कथा' એ નામની હસ્તલિખિત પ્રત છે તે પ્રત ઉપરથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કરાવેલી નકલ સોસાઇટીના સંગ્રહમાં છે. તે ઉપરથી જાનીકૃત સગાલચરિત્રનો છાપેલો કાવ્યપાઠ તૈયાર કર્યો છે. ૧૧ પત્રની એ નકલમાં પ્રથમ પત્રની નિરંક બાજુ કોરી છે; અને છેલ્લુ પત્ર અર્ધો નિરંક બાજુ સિવાય બાકીનું કોરૂં છે. ॥ ॐ नमः श्री गणेशाय नमः ॥ લખી તરત જ કાવ્ય ઉતારવા માંડયું છે. બીજા તથા નવમા કડવાને અંતે તથા કાવ્યના અંત ભાગમાં કવિનામનો ઉલ્લેખ છે.

ते करण केरी कथा उत्तम कवी जे नव्य किहिंयाय
यांनी शरखा जडमति शुं गुजर भाषा गाय ॥ २. १०

કથાનાં ૨૭ કડવાં પુરાં થયા પછી:

* અનાવલ અને સુપા નવસારી પ્રાંત તથા બારડોલી તાલુકાના ગામ છે.

राग देशाख

संवत् सतरसेहँ अठोतरो फालुग्न मास अजुआलडो खरो
दुप हरे दशमी रविवार कथा पूर्ण थै शुभ सार ॥१॥
शिवपुरांण तणी कथा सगालचरित्र जाणो सर्वथा

× × × ×

किहि यांनी समरथ जगदीस करुणानीध्यने नांमी शीस ॥५॥

चोपाई

× × × ×

यांनी बोले आलपंपाल कृपा करी कैलास भूपाल ६ ॥

આ પછી તરત જ નીચે પ્રમાણે પુષ્પિકા કાવ્યરૂપે છે.

संवत् १७४३ सतर त्रेताले सार मार्गशीर्ष शुदि पांचम बुधवार
पुस्तक लख्युं श्रीपाटण मुझारि पुस्तकने रक्षा श्रीत्रिपुरारि॥१॥
इंद्रसुत तां द्वारकादास कथा भणवा कर्यो प्रकास
महाचतुर छे संगीत विषे बुद्धिप्रपचे तां अक्षर लपे ॥ २
शुभ भवतु ॥

આ રીતે રચના અને મળેલી પ્રત વચ્ચે ૩૫ વરસનું અંતર છે.

શિવપ્રાધાન્યની બાબતમાં આ કાવ્ય અને કૃઢજીનું કાવ્ય એક વર્ગમાં આવે છે. કૃઢજીના કાવ્ય પછી ૨૬ વરસે એની રચના થઈ છે; પરંતુ એના કાવ્યની મળેલી પ્રત કરતાં ૪૪ વરસ પૂર્વે પાટણની પ્રત ઉતારવામાં આવી છે. તાપીકાદાની કૃઢજીવાળી પ્રતમાં તથા સુરદાસની ફૅાર્બ્સ સભાવાળી પ્રતમાં નથી એવી દેવનાગરી લિપિમાં એ પ્રત ઉતારી છે. પ્રચલિત ગુજરાતી લિપનો ઉત્પત્તિકાલ નિર્ણિત કરવામાં આ હકીકત ઉપયોગી થાય એવી છે.

છાપેલા પાઠની જોડણી પ્રતમાં છે તે કાયમ રાખી છે. ચણ, નાંમ, દાંન એવા શબ્દોનું અનુસ્વાર ઘણુખરું છાપ્યું નથી. પરંતુ

ાગ્વ્યાપારશાસ્ત્રની ચર્ચામાં એ નિરુપયોગી નથી. પ્રતમાં ख ક્વચિત્ ાપર્યો છે; પણ ઘણું ખરું ष લખ્યો છે. 'જ' માટે य તથા ज ંને છૂટથી લખેલા છે. 'ખ્ય' માટે લગભગ બધે જોડાક્ષર क्ष લખ્યો ે. ઉચ્ચાર બદલાવા છતાં જૂની જોડણી કાયમ રહ્યાનો એ અવશેષ ે. અઇ, ઐ, ઇકાર, એકાર, તણ–તણુઉ, હકાર, હ્રસ્વ અને દીર્ઘ ઇ' તથા 'ઉ' વગેરે સંબંધમાં કવિ યા લહીઆએ લીધેલી છૂટ છાપવામાં કાયમ રાખી છે. એમાંની કેટલીક ઉત્ક્રાન્તિકાલને આભારી ાવાનો સંભવ છે. કેટલીક સ્પષ્ટપણે અજ્ઞાનજનિત પણ છે. પરંતુ વાગ્વ્યાપારચર્ચામાં અજ્ઞાન કોને કહેવું એ કૂટ પ્રશ્ન છે. પ્રક્ષિપ્ત ઇકાર અત્યારે પણ કડી પ્રાંતનું લક્ષણ છે.

સામાન્યતઃ એક કડવામાં દસ કડી હોય એવી આ કવિની યોજના છે. જ્યાં અગીઆર કડી છે ત્યાં ઉથલો કે ટેક છે. આ યોજનાથી કાવ્યવિભાગમાં કેટલીક વાર જરા કૃત્રિમતા આવે છે. પણ તેથી પ્રતની શુદ્ધિ વિષે શંકા લાવવાનું કારણ નથી. કડવું ૨, કડી ૮–૧૦માં આપેલો આગાહીથી જુદી રીતે કર્ણચરિત્ર વર્ણવેલું છે, તેનું કારણ જુદું જ હોવું જોઇએ. (પુરોગામી આધારની ચર્ચા માટે જુઓ પરિશિષ્ટ પ્ર–૮).

આ કાવ્યનો રચનાર જાની તે જ બૃહત્ કાવ્યદોહનના આઠમા ગ્રંથમાં છપાએલા 'મોસાળા ચરિત્ર'નો રચનાર વિશ્વનાથ જાની છે. બંને કાવ્ય એક સાલમાં રચાયાં છે. સગાળ ચરિત્ર સંવત ૧૭૦૮ના ફાગણના શુકલ પક્ષની 'દુઃખહરા દશમી'ને દિવસે પૂર્ણ થયું, અને મોસાળા ચરિત્ર ચૈત્રના કૃષ્ણપક્ષની 'તાપહરણ તેરશ'ને દિવસે પૂર્ણ થયું. (પૃ ૬૪૪) મોસાળા ચરિત્રના પહેલા કડવામાં (પૃ. ૬૨૫) નરસિંહ માહાત્મ્ય ગાતાં કવિ કહે છે:

હરિ મલ્યાનું મન કરો તો સેવો હરિના દાસ.

× × × × .

આઠ નવ ને ચાર ચર થઈ રહે ચરણે અનુસરી.+

સગાળ ચરિત્રના પ્રથમ કડવામાં નારદ પ્રશ્નહેતુ વર્ણવતાં બ્રહ્માને કહે છેઃ

હરિ મળવાની તમથી સહીઇં જો ઘણું ઢૂંકડી બારી.

બીજા કડવામાં શિવમાહાત્મ્ય ગાતાં બ્રહ્મા કહે છે:

આઠ નવ ને ચાર ચિંતશું વળી ન શકે કોય.

કવિ નામ વિશ્વનાથનો ઉલ્લેખ મોસાળા ચરિત્રની પુષ્પિકામાં જ છે. કાવ્યભાગમાં અવારનવાર સગાળચરિત્રની માફક જાની નામનો (અટકનો) જ ઉલ્લેખ આવે છે. મોસાળા ચરિત્રને અંતે ( પૃ. ૬૪૪ )

ઇંદ્ર અમર અજ અણ્ ન જાણે, તો જાની જશ શું ગાયે !

સગાળચરિત્રના નવમા કડવાને અંતે નરનારીસંવાદમાં પ્રભુ માહાત્મ્ય સંબંધી લખે છે:

પ્રભુજી તો પીયે ને પાય. જાની શું જસ બીજો ગાય?

મોસાળાચરિત્રમાં રચનાસ્થલ આપ્યું છેઃ

ગોવિંદ કૃપાએ ગ્રંથ બાંધ્યો પ્રેમે પાટણ દેશ.

સગાળચરિત્રની પ્રત પણ પાટણમાં સં. ૧૭૪૩માં ઉતારેલી ત્યાંના ભંડારમાંથી મળી છે. કવિનું વતન પાટણ બાજુ હોવાનો સંભવ છે. મોસાળાચરિત્રની ભાષા કાલક્રમાનુસારી રૂપાંતર પામી છે, એ સગાળચરિત્ર જોડે સરખાવતાં સહેજે જણાય એવું છે. બૃહત્ કાવ્યદોહનમાં મોસાળાચરિત્ર સાથે બીજાં નરસિંહ મહેતા સંબંધી કાવ્યો વિશ્વનાથ જાનીને નામે આપ્યાં છે; તેમાં ઉપર બતાવ્યા તેવા ઉલ્લેખ જણાતા નથી. એટલે છપાએલું આખું મોસાળાચરિત્ર જાનીનું મૂળ કાવ્ય જ છે એમ કહી શકાય નહિ. સગાળચરિત્રનો રચનાર વૈષ્ણવ છે અને એણે મામેરા વિષે કાવ્ય રચ્યું હતું એ વસ્તુનું જ અત્રે પ્રતિપાદન કરવાનો હેતુ છે.*

---

+ વળી જુઓ કડી ૬, પૃ. ૬૪૪. * વધુ માટે જુઓ પૃ. ૩૩.

૬

છઠ્ઠું કાવ્ય કવિ નાકરકૃત મગાળપુરી (?) છે. એની બે પ્રત મળી હતી—એક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી પાસેથી અને બીજી ફાર્બસ ગુજરાતી સભા પાસેથી. કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહમાં નં.૭૯૪નો એક ચોપડો છે. તેમાં નવમું (૭૯૪ ઍ઼ ) કાવ્ય 'સગાલપુરી' છે. તેના રચનારનું નામ 'નાકરીઉ' જણાવ્યું છે. પાનાને મથાળેથી એ ઉતારવાની શરુઆત આ પ્રમાણે થાય છે. **श्री गणेसाञि नमः श्री सारदाञि नमः राग विराडी। अथी सगालपूरी** કાવ્ય ઉતારી રહ્યા પછી આ પ્રમાણે પુષ્પિકા છે. **सगलपूरी संपूरण लपीतंग सेवक नाअक सामजा जोवा राणीप वास्तवं: संवत १७३० वरषे भ्रत लपीत्तग माद्रवा ममसे सुकल पपे आढम सुयरे: सभम भवतू थी राम सत छि.**

એકાદ સ્થળ સિવાય સઘળે એક જ મરોડના અક્ષર છે, પણ તે પૂરતા સુઘડ નથી. હસ્વ 'ઇ' ઉંધી માત્રા રૂપે અને દીર્ઘ 'ઊ' જોડાક્ષરમાં ऋ લખાય છે તે રીતે આપ્યા છે. અંત્ય ઇ નો લોપ જણાય છે. દા. ત.

**स्वामीन स्रु र्त्वे आणी आपु जतोन पर्चे**

વળી

**घेचाथू आणी नें देस गंण तमन हु जमाडेस**

જોડણીની વિલક્ષણતા ધ્યાનમાં લીધા પછી જોડણી બહુ અશુદ્ધ લાગતી નથી આ પ્રત ઉપરથી અત્રે છાપેલો પાઠ દિ. બ કેશવલાલભાઈના સિદ્ધ હસ્તથી તૈયાર થએલો છે. પાછળથી મળી આવેલી ફાર્બસ સભાની પ્રતના મુખ્ય પાઠભેદ છાપેલા કાવ્યપાઠની નીચે નોંધ્યા છે. ફાર્બસ સભાની પ્રતને આધારે ક્વચિત્ સોસાઈટીની પ્રત ઉપરથી થએલો પાઠ ફેરવ્યો છે.

બીજી પ્રત ફાર્બસ સભાના સંગ્રહમાં અંક ૧૧૭-કની છે. પોથીના ચોથા અંકના પત્રના મથાળેથી અગીઆરમા પત્રની . મધ્ય

સુધી એ કાવ્ય ઉતારેલું છે. પરંતુ આ ચોથા પત્રની પહેલાંનાં પત્ર પોથીમાં નથી. એટલે શરૂઆતની ૨૪ કડી તૂટે છે. ચોથું પત્ર જીર્ણ થએલું હોવાથી થોડો શરૂઆતનો ભાગ ઉકલતો નથી. કડી ૨૫-૨૬ નીચે મુજબ છે.

વલી બોલે સૂર્યનો તંન મયા કરુ મઝનિ ભગવંન ૨૫
તિલક તો લઉ વિપ્રનિ હાથિ માનિ હાથિ ભોજન દાથિ
તૂં તૂઠો મુઝનિ ભગવન પૂત્ર પાણિ માગૂં પિંડ દાન ૨૬

શરૂઆતનો તૂટનો ભાગ જતાં બાકાનું છેક અંત સુધીનુ કાવ્ય મળે છે. છેલ્લી કડી આ પ્રમાણે છે.—

દીસાવલ કુલિ ઉપનો વીરક્ષેત્ર માહિ વાસ
ફીકાનુ સૂ વી વિ નાકર હરિતુ દાસ ॥૭॥

**श्री ॥ ॥ इति सगालपुरि संपूर्ण ॥ ॥ समात ॥ १ ॥**

પ્રત ઉતાર્યાની સાલ જાણવાનું કાંઈ સાધન પોથીમાંથી મળતું નથી. "ભાષા, લેખનશૈલી અને કાગળો જોતાં પ્રતિ સંવત સત્તરમા સૈકાની હોય એમ સમજાય છે."*

આ પ્રતમાં કડવાના અંક આપીને કાવ્યના વિભાગ નથી પાડયા. પરંતુ જેમ કડવું બદલાય ને થાય, તેમ રાગ બદલાતાં કડીઓના અંક દરેક રાગે રાગે નવેસરથી આપ્યા છે. આ પ્રમાણે શરૂઆતના લગભગ અડધ ભાગમાં કરીને પછીથી અંક આપવાનું છોડી દીધું છે. સોસાઇટીની પ્રતમાં પણ તે જ ભાગમાં અંક આપ્યા નથી. સોસાઇટીવાળી પ્રત કરતાં આમાં કેટલાક કાવ્ય ભાગ લંબાણથી આવે છે; કોઇક ટૂંકા પણ છે. ઉપર ટાંકેલી ૨૫-૨૬મી કડીનું કથન સોસાઇટીની પ્રતના પહેલા કડવાની નવમી કડીમાં છે. કડવાવાર કડીની સંખ્યામાંના ભેદ નીચે આપ્યા છેઃ

* ફાર્બસ યાદી, ભાગ ૨, પૃ. ૨૬૪.

| કડવું | કડી સંખ્યા (સોસાઇટી પ્રત) | વિભાગ | કડી સંખ્યા (ફાર્બસ પ્રત) |
|---|---|---|---|
| ૧ | ૧૮ | ૧ | ૪૦ (શરુઆતની લુપ્ત થએલી ૨૪ કડી સહીત.) |
| ૨ | ૧૭½ | ૨ | ૨૮½ |
| ૩ | ૧૦ | | |
| ૪ | ૮ | ૩ | ૫ |
| ૫ | ૮ | ૪ | ૪½ |
| ૬ | ૯ | ૫ | ૧૨ |
| ૭ | ૧૩ | ૬ | ૧૬ |
| | | ૭ | ૬ |
| | ૮૩½ | | ૧૧૨ |

આ હકીકત કવિઓનાં રીતધોરણ વિચારવામાં ઉપયોગી થઈ પડશે.

આ સંગ્રહમાં કાવ્યોની ગોઠવણી કાલક્રમાનુગામી નથી. એટલે કે કાવ્યક્રમ ઉપરથી એમ સમજવાનું નથી કે પુરોમુદિત કાવ્યો પછી નાકરની રચના થઈ છે. નાકરરચિત નળાખ્યાનમાં[1] રચ્યાસાલ સં. ૧૫૮૧ આપી છે.

સંવત પનર એકાશીએ પ્રારંભ માસ માગશર ને દિન સાતમ.

× × ×

અજાણતાં મિ કીધો રાસ કહિ નાંકર હું હરિનો દાસ.

વળી નાકરના વિરાટપર્વની[2] પ્રતમાં તેની રચ્યાસાલ સંવત ૧૬૦૧ જણાવી છે, તથા કર્તા સંબંધી આપેલો ઉલ્લેખ પણ નળાખ્યાનની માફક અત્રે છાપેલા કાવ્યની પ્રતોને મળતો છે.

સંવત પટ દશ શત એક ઉપરે વરખ માસ દશમો દરશાર રે

× × × ×

---

૧ દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ, અંક ૭૩૯ જી

૨ એજન, અંક ૧૯૦—ક

વીરક્ષેત્ર મધ્યે વસે વાણીઓ દીશાવલ કુલ સાર રે;
વીકાનો સુત નાકર મુખ વર્ણવે હરીભગત શુભ આચરણ રે.

નાકરના ઓખાહરણમાં પણ સગાળપુરીને અંતે છે તેવો જ ઉલ્લેખ છે.

દીસાવાલ કુલ ઉપનો વીરક્ષેત્રમાં વાસ,
કવિ વીકાનો સુત વીનવે નાકર હરિનો દાસ.[3]

બૃહત્કાવ્યદોહન ભા. ૮ માં ઓખાહરણની રચ્યા સાલસં. ૧૬૧૨ આપી છે આથી નાકરનું મૂળ સગાળપુરી વિક્રમ સંવતના સત્તરમા સૈકાની પહેલી વીશીથી મોડું નથી, એટલું તો સિદ્ધ થાય છે જ. નાકરકૃત બીજાં કાવ્યો વિષે અત્રે લખવા કારણ નથી.

૭

હવે સગાળપુરી (ર) આવે છે. એની પ્રત સોસાઇટી હસ્તકના કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાં નં. ૨૮૭ની છે. એ સં ૧૯૧૫ જેટલી મોડી ઉતારેલી છે. ઉભાં લખેલાં આઠ છૂટાં પાનાંની બનેલી છે. પહેલું પાનું એક બાજુ લખ્યું છે. તે ઉતારવાની શરૂઆત આ પ્રમાણે કરી છે. श्री गणेशाय नमः । अथ सगालपुरी लीक्षते राग मन भावत ॥ અંતે પુષ્પિકા છે; તે નીચે મુજબ છે: —

इति सी सगालपुरी ॥ संपुर्ण ॥ समाप्त ॥ संवत् १९१५ ना वरषे मागसर वद चोउदस वार सनेउ ॥ जाशी हरिशंकर मयाराम ॥ लखो छे ॥ चोपडी पोताना घरनी छे ॥ जे वांचवा लेई जाय ने ना आपे ॥ ने ओलवे तेहने माथे हत्या चार छे ॥ श्रीरस्तु ॥ शंभ भवतु ॥ छ ॥ छ ॥ छ ॥ छ ॥

આ પ્રમાણે પુષ્પિકા લખાયા પછી આઠમા પત્રની માક બાજુએ ૭ સાત લીટી કોરી જગા છે. દરેક પૃષ્ઠમાં ૨૮ લીટી છે અને દરેક

૩. એજન અંક ૪૮૧. આવોજ ઉલ્લેખ ઓખાહરણનો સં. ૧૯૪ ની પ્રતમાં છે.

લીટીમાં આશરે ૫૬ર અક્ષર છે. અક્ષર મોટા સ્પષ્ટ અને મરોડદાર બ્રાહ્મણી છે. પરંતુ લખાણુ અશુદ્ધ છે જોડણી પાઠકના ઉચ્ચારને–માત્રા મેળને–સપૂર્ણપણે અનુસરતી જણાય છે આ પ્રતને અત્રે છાપેલો પાઠોદ્ધાર પણ દિ બ કેશવલાલભાઇના હસ્તે થએલો છે કાવ્ય આ સંગ્રહમાં છાપેલુ છે વળી પ્રતપરિચયમા સગાળપુરી (૧) મા અને આ પ્રતમાં આવતા ભેદ નોધવાનુ આ સ્થળ નથી પરતુ એક હકીકત નોધીશુ. સગાળપુરી (૧) અને તુનજારામકૃત સગાળપુરીમાં આવતી કર્ણની વરયાચના કરતા સગાળપુરી (૨) માની વરયાચના બહુ ટૂંકી છે પરંતુ તે પુરી કરતા બે શ્લોક આ સ્થળે સગાળપુરી (૨) ની હસ્તપ્રતમા છે તે છાપેલા પાઠમા ન આપેલા હોવાથી અત્રે નીચે આપ્યા છે

तिलक विप्रहस्तेशु मातहस्तेश्यु भोजनं
पिंड पुत्रहस्तेशु देहि मे मधुसुधन ॥
सुपात्रे दांन मृते कृष्ट मर्ण जानविन्ते।
स्थाने वास सकुले जन्म देहि मे मधुसुदनं ॥×

× સોસાઇટીને પાછળથી એક હસ્તલિખિત ચોપડી મળી આવી છે ૭–૪. તેમા આ કાવ્ય ઉતારેલુ છે પહેલા કડવાને અતે આ શ્લોક તેમા પણ છે વળી ત્રીજા કડવાની શરૂઆતમા વૈશપાયન અને પશક્ષિતતનને ઉલ્લેખ પણ છે ત્રીજા કડવાની ૩૮મી કડીની પ્રથમ પક્તિ પછીના પાનાં ખૂટે છે. પછીને પાને સાતમા કડવાની કડી ૫–૭ ફેરફાર સાથે મળે છે. 'ઊથલો' 'સાખી' કહી આપ્યો છે. આઠમા કડવાની ત્રણ કડી પછી તરતજ 'દેશીફેર' આવે છે–મતલબ કે 'અવતાર વર્ણન' આ પ્રતમા નથી છેલ્લા કડવાની છેલ્લી કડી કે જેમા કવિનામનો ઉલ્લેખ છે તે આ પ્રતમા નથી બીજા સામાન્ય પાઠભેદ પણ છે. કુટુંબના બાળકના જન્મસમયની છુટી-છવાયી નોધો પરથી આ પ્રત સં. ૧૮૮૫થી ઘણી જુની જણાય છે વળી આખી ચોપડીમા આ અને બીજા થોડા કાવ્યમા હ્રસ્વ ઇ માત્રારૂપે છે. તેથી તેના આધારરૂપ પ્રત વિશેષ જુની હોવી જોઇએ.

સગાળપુરી (૧) અને સગાળપુરી (૨) વિષે ચર્ચા આગળ કરવામાં આવશે.

૮

આઠમું કાવ્ય 'સગાળપુરી તુળજારામકૃત' છે. કાવ્ય તેમજ કર્તાનાં નામ અંદરથી જ મળે છે. એમાં ૧૪ કડવાં છે. તેમાં બંને બાજુ લખેલાં દરેક બાજુ પર વીસ પંક્તિવાળાં ૩૨ પૃષ્ઠ અને છેલ્લે આઠ પંક્તિવાળું એક મળી કૂલ ૩૩ પૃષ્ઠ છે. આ રીતે ત્રણેમાં આ કાવ્ય સૌથી લાંબું છે.

આ પ્રત દલપતરામ હસ્તલિખિત સંગ્રહમાં નં. ૫૨ની છે. તે નોટબુક રૂપે બાંધેલી છે. પૂઠા ઉપર તેમજ તેની અંદરના કોરા પાના ઉપર **वार्त्ता सगाळशानि शांमल कृत्यः॥** એમ આપ્યું છે, તેમાં પાછળથી '**शांमल**' છેકી કાઢીને નીચે **तुलजाराम** લખ્યું છે. એજ સુધારો કરનારના અક્ષરે પહેલે પાને મથાળ **सगाळपुरी तुळजाराम कृत** લખ્યું છે. **श्री गणेशाय नमः** લખી કાવ્ય ઉતારવા માંડયું છે અને છેવટે **इतो श्री सगालसाह्रानो वात संपूर्णम्ः** એવું લખ્યું છે. પ્રતમાં કડવાંની સંખ્યા ૧૫ આપી છે. તે એવી રીતે છે જે નવમા કડવાના અંતમાં આવતા ગીતને જુદું ગણ્યું છે. દસમા કડવાને અંતે છાપેલ દેશીફેરને પ્રતમાં બારમા કડવાની શરૂઆતમાં આપ્યું છે. અગીઆરમા કડવાને અંતે જે ખાંડણાનું ગીત છે તે પ્રતમાં તેરમા કડવા લેખે ગણ્યું છે, અને ચૌદમા કડવામાં આપણું છાપેલું તેરમું કડવું પણ ખેંચી લીધું છે. છાપેલું ૧૪મું કડવું ૧૫મા લેખે પ્રતમાં આપ્યુ છે. જોડણી સંબંધી નોંધવાનું એ છે જે ઇ-ઈ સર્વથા દીર્ઘ અને ઉ-ઊ હ્રસ્વ કર્યા છે; ઉચ્ચારાતો હકાર છૂટો પાડી પૂર્વસ્વરયુક્ત આપ્યો છે. ઉદીચ્ય બ્રાહ્મણ તુલજારામનો વાસ અમદાવાદમાં હતો, નાકરનાં બે કાવ્યોની માફક આનો છાપેલો કાવ્યપાઠ પણ દિ. બ. કેશવલાલભાઇએ કૃપા કરી તૈયાર કરેલો છે.*

* વધુ માટે જુઓ પૃ. ૩૩.

૯

રત્નદાસના પદનો પાઠોદ્ધાર એક હસ્તપ્રતની મદદથી કરવામાં આવ્યો છે સોસાયટીના સંગ્રહમા નં. ૨૫૪નો એક ચોપડો છે .આ શરૂઆતમા પેટલાદ મધ્યે વડનગરા નાગર બ્રાહ્મણ દવે ઇશ્વિરામ ધારામે સ. ૧૮૭૪મા ઉતારેલા ત્રણ કાવ્ય છે (૧) નરસીંહ મેહેતાના પીતાનુ શ્રાધ-મુળજી, (૨) ઓડાણાચરીત્ર, (૩) અર્જુન ગીતા-ધનદાસ તે પછીના સાત પત્ર જુદી શાહીથી જુદા હસ્તાક્ષરમા છે તેમાના બે પૃષ્ઠ ઉપર અત્રે ઉપયોગમા લીધેલી રત્નદાસની પ્રત છે, પૃષ્ઠને મથાળે વારતા સગાળસાની લખો છે ॥ એમ લખીને પદ ઊતાર્યું છે. તેની છેલ્લી કડી આ પ્રમાણે છે

સગાળસાયે સંગાવતીયે નામનું ગ્રહ્યુ નંમ
રતનદા કે ભાણા પરતાપે તેને છોડીરે ક્રમ
માવાને મળવા માટે રે જાવુ વઇકુંઠની વાટે
સમપૂર્ણમસ્તુ ॥

ત્યા એના ઉતારનારનુ નામ નથી આપ્યુ તેવાજ અક્ષરે આગલા પાચ પત્ર ઉતારનારે પોતાનું નામ ' લક્ષ્મણરાય ' છે એમ જણાવ્યુ છે

રતનદાસના પદ બાદ ફરી ઇશ્વિરામના હસ્તાક્ષરમા થોડાં પરચુરણ પદાદિ પછી સ ૧૮૭૩ના પ્રથમ શ્રાવણમા ઉતારેલા પ્રેમાનંદના બે કાવ્ય છે (૧) નરસીંહની હુડી (૨) શ્રીદામા ચરીત્ર તે પછી ૧૮૭૩ના કાર્તિકમા દવે ઈશ્વરગામ દાજીને માટે ઈછારામ વેણીગામની ઉતારેલી ૪૯ પાનની હારમાળા છે પછી ૧૮૭૩ના શ્રાવણમા ચોપડીના માલીક દવે ઇશ્વરરામ દાજીએ ' મેહેતાજીની કુયરબાઇનું માહેમેરૂ' ઉતાર્યું છે તે બાદ બૃહત્કાવ્ય દોહનના સાતમા ગ્રંથમા રસિક ગીતા નામથી છપાએલો બીમકૃત રસગીતા અને કેટલાક નરસિંહ દયારામ આદિના પદ-ગરબા ઉતાર્યાં છે છેલ્લે

હરીદાસે સં. ૧૭૨૫માં રચેલ **'અથ શ્રી નરસીહી મેતાના પુત્રનો ચીવા લખો છે'** તેમાં નાગરોની ઉત્પત્તિ પદમાં આપતાં સાત પત્ર સ્પષ્ટ રીતે ઘુમાડયાં છે. પત્રોના અંક પણ સુધારેલા છે. અને એજ પત્રોના સામેના ભાગમાં રતનદાસનું પદ છે. સં. ૧૮૭૫ના આસોમાં ઈશ્વરરામે **'શ્રી નારસૈ મેહેતાના પૂત્રનો વીહીવા સંપૂરણ'** ઉતાર્યો; તે પછી બીજા અક્ષરે એ પદ લક્ષ્મણરાયે ઉતાર્યું; એવું અનુમાન સહજ થાય છે. હસ્તલિખિત ચોપડા કેવી રીતે બનતા તેનો નમુનો સમજવા ઉપરની વિગતો આપી છે. પદની અશુદ્ધ જોડણીનો ખ્યાલ ઉપર ટાંકેલી કડીથી આવશે. સમકાલીન ઉચ્ચારાનુસાર હોય એવી એ જોડણી જણાય છે. છાપેલા પાઠોદ્ધાર માટે આપણે દિ. બ. ધ્રુવના ઋણી છીએ. સદરહુ કાવ્ય સ. ૧૯૪૦ માં લીથોમાં છાપેલું તેમજ બૃ. કા. દો. ભા. ૫ માં પ્રગટ થએલું છે.

૧૦

ભોજલનું 'સેલૈયા આખ્યાન' બૃહત્કાવ્યદોહન ભાગ ૫ પૃ. ૬૨૧–૨૫માં છપાયું છે. પ્રસ્તુત સંગ્રહનો કાવ્યપાઠ તેની મદદ વડે દિ. બ. ધ્રુવે તૈયાર કરેલો છે.

## કથાપરિચય.

ગયા પ્રકરણમાં જે પ્રતોનો પરિચય આપ્યો છે તેમાં આવતી વાર્તાનો હવે વિચાર કરીશુ. એમાં આવની કથાની વિગતોમાં જુદી જુદી જાતના ભેદ છે. મુખ્ય પાત્રોનાં નામોમાં–ખાસ કરી માતાના નામમાં ફેરફાર થએલો જોવામાં આવે છે. સગાળના નિવાસસ્થળના તથા તેમના પિતાના નામમાં ભેદ છે. સગાળના પૂર્વજન્મની કથાની વિગતોમાં પણ ભેદ છે. આ કાવ્યના મુખ્ય પ્રસંગ પહેલાનુ સગાળનું જીવન કેટલાક કવિઓએ સહેજસાજ ભેદ સાથે થોડુંવત્તું આપેલું છે. સગાળની પરીક્ષા કરનાર દેવ કોણ અને એણે શા માટે એ પરીક્ષા કરી, એ પ્રશ્નમાં પણ સૌ કવિઓ સંમત નથી. મૂશળધાર વરસાદની હકીકત બે કાવ્યોમાં નથી. અતિથિએ કરેલી માંસભોજનની માગણી

પણ હિંદુઓને-જૈનોને તેમજ જૈનેતરોને-અધર્મ લાગે જ. સ્વધર્મ સાથે તેનો સમન્વય કરવા કવિઓએ જુદા જુદા યત્ન કરેલા છે. ચેલૈયાનો વધ કેવી રીતે કરવામાં આવ્યો તે બાબતમા મતભેદ પ્રગટ થાય છે. માતપિતાએ મળીને એનું શીશ કાપ્યું કે એકલા પિતાએ કાપ્યું કે બાળકે જાતે કાપ્યું, એવા ભેદ નજરે પડે છે. અતિથિ જમાડવાનું વ્રત લેનાર પતિ, પત્ની કે પુત્ર કે ત્રણે જણ? એ પ્રશ્નનો પણ જુદી જુદી રીતે ઉત્તર મળે છે અતિથિને શોધવા કોની પ્રેરણાથી કોણ ગયું ને કોણ કેવી રીતે તેને તેડી લાવ્યું એ સંબંધે પણ કવિઓ એકમત નથી. આ ઉપરાંત બીજા અનેક ઝીણા ફેર નજરે ચઢે છે.

આ પ્રમાણે જોવામાં આવતા ભેદમાં કેટલાક આકસ્મિક છે, ને કેટલાક સકારણ છે. એ અકસ્માત શું હશે અથવા એ કારણ શું હશે તે સમજવા માટે દરેક કાવ્યનો ટૂંક સાર ઉપયોગી નીવડશે. એ સાર આ પ્રકરણમાં આપેલ છે. સાથે સાથે કવિપ્રવૃત્તિના ભેદ તથા જુદાં જુદાં કાવ્યોનુ સામ્ય પણ નજરે પડશે. આ પ્રશ્નોનો વિચાર આગળ ઉપર કરવામાં આવશે.

વાસુકૃત કર્ણકથા

એક પંક્તિમાં ગણપતિ અને સરસ્વતીનું સ્તવન કર્યા પછી કથાના વિષયનો અને માહાત્મ્યનો નિર્દેશ કર્યો છે. નિત્ય સવાભાર સોનાનું દાન કર્ણ કરતો, એ કહીને તરત સ્વર્ગમાં ભૂખ્યા કર્ણ અને જગન્નાથનો ટુંકો સંવાદ આપ્યો છે. મુખમાં આંગળી મુકતાં ભોજન પામશે એ સાંભળીને કર્ણે અવતાર માગ્યો અને કયાં અવતરવું તે વિમાસી જોયું. (કડી ૧-૧૦) ફરી સ્તુતિ કરી ધર્મનગરીમાં બનેલી કથા કહે છે. સ્વર્ગથી સંચરી વેપારી લખમીધરને પેટ કર્ણ જન્મ્યો. ભણવા ગણવા પછી સમોવડી કન્યા ચંગાવતી જોડે એને પરણાવ્યો. કુંવર ચેલૈયો જન્મ્યો. એક વાર નારદ ઋષિ આવ્યા.

તેમને સગાળે મર્મવાત પૂછી. ઋષિએ લંબાણથી પાપમૂળ લોભ અને ધર્મમૂળ દયા તથા કળિયુગમાં વડું દાન અન્નદાન અને અતિથિ ધર્મ, એમનું વિવેચન સગાળને સંભળાવ્યું. પછી ચંગાવતીએ પૂછવાથી એને સ્ત્રીતીર્થધર્મનો ઉપદેશ કર્યો અને ચેલૈયાની વિનંતીથી એને પુત્રધર્મ કહ્યો. પોતપોતાનો ધર્મ સાભળી દરેકે પ્રતિજ્ઞા કરી. નારદ ગયા એટલે શાહ સગાળે સત્તુકાર માંડયો તેનું લાણું વર્ણન આપ્યું છે. **નારદ ઇંદ્રસભામાં ગયા** અને સગાળની વાત કરી ઇંદ્રે **બીડું** ઉભું કર્યું. નારદની ચેતવણી છતાં ઈશ્વરે **બીડું** ઝડપ્યું અને જ્યાં "કોઈ ભૂખ્યું છે ?" એવો સાદ પડતો હતો તેવા પ્રાસાદમાં જઈ બેઠા. માઘ માસની ઠંડીમાં અખંડ વરસાદથી અતિથિના અભાવે સાત લાંઘણ થવા છતાં ઋણમાંથી કોઈ જમતું નહિ. **બાળકની ચિંતા કરી સગાળને નગરમાં શોધ કરવા કહ્યું** એ સઘળે ભટકી પેલા પ્રસાદમાં ગયો તો દેવળમાં કાપડીને જોયો. મનગમતું ભોજન આપશે કે કેમ એવું સ્ત્રીને પૂછી આવવાનું કહેવાથી સગાળ એ પૂછી આવ્યો. પછી મારાથી ચલાશે નહિ એમ કહેવાથી પાલખી ઉંચકવા ભાઇને તેડી લાવ્યો. તે ભાઈ આવી 'કુહી રૂપ દિગબર નણું જોઇ' પાછા ગયા. **સાહ વિમાસણમાં પડયો ત્યારે ચંગાવતી** ઉંચકવા તૈયાર થઈ. ઘેર જઈ શું ભાવશે એનો ઉત્તર કરતાં પહેલાં ઘરમાં શું શું છે તે અતિથિએ પુછયું. ઉત્તરમાં ગણાવેલા ભોજન સાંભળ્યા પછી ઉત્તમ અંશવાળા વણિકથી ન નીપજે એવું એણે માગ્યું. સ્ત્રીએ પાણી ભરવા જતા શૂળી પર ચોર જોયો હતો તેનુ માંસ લાવવા પતિને કહ્યું પૂર્વે ક્ષત્રિય હોવાથી મહાજન માંસ લાવ્યો. પણ મારે તો પાપીનું નહીં પણ તારા પુત્ર જેવાનું માંસ જોઇએ, એવો અતિથિએ ઉત્તર કર્યો પુત્રનો અંત અણાવે એવા **કર્મની** અકળ ગતિ વિષે **સગાળથી** તિરસ્કારમિશ્રિત આશ્ચર્યના ઉદ્‌ગાર નીકળી ગયા છતાં આવા દોહ્યલા કાજે જ છોકરાંને જન્મ આપીએ છીએ એમ કહી ચંગાવતીએ હિંમત આપી. એટલે મહેશ ચેલૈયા પાસે બીજે રૂપે

ગયા; પણ એ ન ચળવાથી મહેશરૂપ એક—અતિથિરૂપ–થયું. બીજી તરફ સ્ત્રીએ પતિને નિશાળે મોકલ્યો; એટલે ચેલૈયો ઘેર આવ્યો ને મુક્તિ આપે એવું માતપિતાને કામ આવે તે મરણ માગવા લાગ્યો. શંકર એનું સત જોઇ રહ્યા મહેશ વિમાસવા લાગ્યા કે હજી બહુ સત જોઉં. ચંપકવર્ણા બત્રીસલક્ષણા બાળકને દેખી શિવને દયા ન આવી. ચેલૈયો ઉતાવળ કરવા લાગ્યો ખડગ લઈ સાહિ કુંવરનું શિર છેદ્યું અને 'જય રામ' બોલ્યો. શીશ શીંકે મૂકી શરીર સ્વામી (અતિથિ)ને આપ્યું. કુપિત કાપડીએ મધ્યમાંગ ખાવા ના પાડી ત્યારે સગાળે પૂછ્યું, " જનોઈધારી ધર્મધ્યાન અને તપતીરથ કરનાર તમે આ દુષ્ટ વચન કેમ બોલો છે?" પોતાનો માર્ગ અને મસ્તકનાં ચાર તત્ત્વ સમજાવી અતિથિએ આંસુ પાડયા વિના ખાંડણું ગાતાં મસ્તક ખાંડવા કહ્યું. એ ગીત ગાઈ 'શિર ખાંડી કીધું સાલણૂં' અને ક્ષુધાર્થીને ધર્યું. મહેશ વિમાસણમાં પડયા. પણ છેવટે ઈશ્વરને મર્મ (બોલ) સૂઝયો. સૌ માણસમાં વાંઝીઆ વિશેષ મલિન છે એ વાંધો કાઢયો. તે સાંભળી આટલું કરવા છતાં અર્થ નહિ સર્યો એ જોઈ સગાળ નિરાશ થયો. પણ સ્ત્રીએ કહ્યું કે મારે સાત માસનો ગર્ભ છે તે ઉદર ફાડી દેખાડીશ. જેવી છરી મંગાવી કૂખ છેદવા જાય છે તેવી ઈશ્વરે બાંહ્ય ઝાલી, અને પ્રત્યક્ષ થઈ વર માગવા કહ્યું. 'પુત્રવધ પછી વરયાચના કેવી!' એવો ઉત્તર મળતાં કુંવર નિશાળે છે એમ કહ્યું. પણ એ મનાય કેમ? જ્યાં જુએ ત્યાં અન્ન દેખાડી પ્રતીતિ કરાવી ત્યારે બાપે પુત્રને સાદ કરી બોલાવ્યો. એને આવ્યો જોઈ માતા હરખી. આખા ઘરમાં તેમજ ગામમાં ઉત્સવ થયો. સગાળને ઇન્દ્રે ઇંદ્રાસન આપવા કહ્યું, વિષ્ણુએ વૈકુંઠ મોકલવા કહ્યું અને શિવે કૈલાસમાં વાસ આપવાનું કહ્યું. પણ સગાળે તો હરિશ્ચંદ્ર અને રૂકમાંગદ સાથે પોતાના નગર સહિત અંતરિક્ષ વાસ માગ્યો તે મળ્યો. એ ધર્મકથાના શ્રવણનું માહાત્મ્ય કહી કવિ વાસુ કર્ણકથા સમાપ્ત કરે છે.

## કનકસુંદરરચિત સગાલસારાસ

શરૂઆતમાં વસ્તુ છંદમાં તિર્થંકર અને સરસ્વતીનું સ્તવન કર્યું છે. ધર્મના ચાર ભેદ, દાન, શીલ, તપ અને ભાવના એમાં મુખ્ય દાનધર્મનો મહીમા અપાર છે. એના દષ્ટાંત રૂપે **જૈનશાસનમાં તથા પરશાસનમાં આવતી** કર્ણકથા શ્રેણિકના પૂછવાથી પ્રભુ જીનેશ્વર કહે છે. તેના ઉપર સગાળસાહનું સરસ દ્દષ્ટાંત છે. ધર્મનગરનું વર્ણના (૧૩ કડીમાં) કરી તેમાં વસતાં **બંગાલ અને બંગાલીને ત્યાં સ્વર્ગથી ચ્યુત થઈ એક દેવ** જન્મ્યા સંતોએ એને સગાલ નામ આપ્યું. ચંગાવતીને પરણ્યા પછી ચેલીઓ નામે પુત્ર થયો. એવામાં દાન દીધા વિના બંગાલ ગુજરી ગયો; ને સગાલને સાહપદ મળ્યું. એણે **બાપનું** કલંક **ધોવા** વિચાર કર્યો. એટલામાં **નારદ** આવ્યા. ગુરૂની આવશ્યકતાનું વિવરણ કરી સગાળે જગતમાં કયો ધર્મ શ્રેષ્ઠ એ પૂછ્યુ. લોભનિંદા કરી નારદે હિંસા-વિણ દયાધર્મનો ઉપદેશ કર્યો. વડું દાન કયું એ પૂછતાં બીજાં દાન ગણાવી તેમની નિંદા કરી અન્નદાન દેવાનો બોધ આપ્યો. દાન કયાં દેવું? ઘેર રહી અતિથિને દેવું. અતિથિધર્મનો ઉપદેશ થયા પછી તે પાળવા સગાલે ગુરૂસાક્ષીએ 'પડિવજ્જુ' કર્યું. પછી ચંગાવતીએ નારીધર્મ પૂછયો અને તે સાભળી પ્રતિજ્ઞા કરી. બાદ ચેલીએ બાળકધર્મ પૂછ્યો અને સાંભળીને એ પાળવા વ્રત લીધું નારદ ગયા પછી શાહે શત્તુકાર માંડયો અને કર્ણ સોનું **દેતો તેમ** અઢારે વર્ણ અન્ન વડે પોષવા માંડી. જમણમાહાત્મ્ય અને સતૂકારનું સવિસ્તર વર્ણન આપ્યું છે. નિશાળે ભણતા **ચેલીઆની કીર્તિ ઇંદ્રલોકમાં પહોંચી.** સભામાં બેઠેલા ઈંદ્રે અનર્ગલ દાન દેતા વાણીઓ જોયો ને તેનાં વખાણ કર્યાં. **એક સભાજન 'દેવ'ને ઇંદ્રવચનમાં શ્રદ્ધા ન બેઠી.** દેવ કહે મારી પરીક્ષામાં પાર ઉતરે તો ખરો. ઇંદ્ર કહે એ નહીં ચૂકે; પૃથ્વી પર પણ સતવંત

પુરૂષ હોય છે. દૃષ્ટાંતમાં શ્રીદત્તની આડકથા કહે છે. ઇંદ્રનું વચન ચિત્તમાં ન ચોંટવાથી 'વિરૂધ્ધ દેવ 'વાળા દેવે 'વિરૂઉ રૂપ' કર્યું અને સ્વર્ગથી મંચરી શિવમંદિર જઈ રહ્યા. શીત ઋતુના માઘ માસમાં અખંડ ધારે દેવ વરસવા લાગ્યા. સગાળ રૂચાયો તે ખરો. સાત લાંઘણ થઈ, પણ શેઠ, નારી અને પુત્ર પોતપોતાની પ્રતિજ્ઞામાં પૂરાં રહ્યાં ચંગાવતીએ કંથને બાળકની દયા ધરી નગરમાં ફરી અતિથિ લાવવા કહ્યું. સાદ પાડતા જતા સગાળને પ્રામાદના રંગ-મંડપમાં સુતેલો કાપડી દષ્ટિએ પડયો. ઇચ્છાભોજન આપે તો આવું એવો ઉત્તર સાંભળી તપસીના કહેવાથી સગાળ સ્ત્રીને પછી આવ્યો. કાપડી સાધુએ ચાલવાની અશક્તિ જણાવવાથી સગાળ માછીવાડે જઈ ભોઇને બોલાવી લાવ્યો. [ અત્રે કનકની વશીકરણશક્તિ વિષે બે દુહા છે. ] 'કુષ્ટી રૂપ દિગંબરતણું' જોઈ માછી ગણગણ્યા; એને સગાળના પૂછવાથી શીઆળ અને ગર્દભની આડકથા સંભળાવી પાછા ફર્યા. શાહુ વિમાસવા લાગ્યો પણ એની સ્ત્રી માથે લેવા તૈયાર થઈ. અતિથિને મોટા સુંડલામાં તૃણ અને ચીર પાથરી ચંગાવતીએ ઉપાડયો. ઘેર આગતાસ્વાગતા કરી ઇચ્છાભોજન પૂછ્યું અતિથિના પૂછવાથી શેઠે રસોઈની વાનીઓનું વર્ણન કર્યું, 'રખિ'એ મદ્યમાંસ માગ્યું. શેઠે કાપડીને પ્રશ્ન કર્યો, 'જનોઈધારી ધર્મધ્યાન અને તિર્થના કરનાર તમે આ શું વચન ઊચરો છો ? નારાયણનું રટણ કરો છો; ઈશ્વરની ભક્તિ કરો છો; બ્રાહ્મણવેશે છો; છતાં પરપ્રાણીને આ આબાધ શો ? " કાપડીએ પોતાનું જોગી સ્વરૂપ સમજાવ્યુ અને વાણીઆથી ન નીપજે એવું મદ્યમાંસ માગ્યુ. સગાળ ખચાયો. તેને એક ગીત સંભળાવી ચંગાવતીએ એના મનનું સમાધાન કર્યું એટલે વ્રત-પરાયણ રહેવાનો પોતાનો નિશ્ચય સગાળે જણાવ્યો. ક્રામે જતાં રસ્તે શૂળી ઉપર ચોરને જોયો હતો એ વાત ચંગાવતીએ શરમાતે શરમાતે કહી અને એનું માંસ લાવવા કહ્યું. ક્ષત્રિયભાવ આણીને સગાળે ઋષિ અર્થે માંસ આણ્યું.

સ્ત્રીએ રાંધી દીધું; પણ બ્રાહ્મણે એવું પાપીનું માંસ ખાવા ના કહી. સગાળે પોતાનું શરીર છેદી ઋષિની દેહને સંતોષવા કહ્યું પણ એ વૃદ્ધ માંસ ભક્ષણથી હાનિ છે એમ કહી ઋષિએ સાત વરસના બત્રીસલક્ષણાની–સગાળના પોતાના સંતાનની માગણી કરી એ સાભળી શાહને આંસું આવ્યા પણ દોહ્યલી વેળાએ કામ આવે તે સારૂ છોકરાને જન્મ દઇએ છીએ, એમ કહી ચગાવતીએ ધીરજ આપી સગાળને નિશાળે જવા કહ્યું દેવ બ્રાહ્મણનું બીજું રૂપ ધરી નિશાળે ગયા ત્યા એમનો ભમાવ્યો ચેલૈઓ ભમ્યો નહિ, તેથી ઋષિરૂપે જ ઘરમા રહ્યા ચંગાવતીએ પોતાના સ્વામીને હરિશ્ચંદ્રાદિના દષ્ટાંત દઈ સમજાવ્યો ને નિશાળે મોકલ્યો, પંડ્યાને શંકા ન આવે એવી રીતે પુત્રને સાદ કરી બોલાવ્યો પુત્રે આવી પૂછ્યું એટલે ગળગળો થઈ બધી વાત કરી જે શરીર ઋષિને કામ આવે અને માતપિતાને હાથે જેનો વધ થાય એને ધન્ય છે, એમ બાળકે ઉત્તર કર્યો સાત વરસના બાળકનું સત્વ જોઈ દેવ વિચારમા પડયા, અને ચપકવર્ણા સલક્ષણા બાળકને જોઈ દયા આવવાથી એને અદષ્ટ કરી નિશાળમાં મૂકયો અને મંડપમાં પડવા એક કોહલાને (કુંદાને ?) કુંવરનું રૂપ આપ્યું. એ 'માયાકુવરે' પિતાને દાનના પાંચ ભૂષણ અને પાંચ દૂષણ સંભળાવી વિલમ ન કરવા કહ્યું શેઠે ઉત્તર કર્યો, પણ પુત્ર મક્કમ રહ્યો છેવટે ઋષિકાજે સતવંત શેઠે પુત્રશીશ છેદ્યું ને 'શ્રી રામ' એવો ઉદ્ગાર કાઢયો. હાથે કરી વહાલાંને વળાવી ઉદાસ થવું શું ? પુત્રવધ કરનારથી વધુ પાપી કોણ ? મસ્તક સ્ત્રીને શીંકે મૂકવા આપ્યું ને કહ્યું કે ઋષિ જમી જાય એટલે આપણે સાથે જઇશું–દેહ તજીશું. સત નથી ચૂકતા એ જોઈ વિસ્મિત થએલા દેવે મસ્તક વિનાનું ભોજન મલિન છે એમ કહી કુપિત થઈ જમવા ના પાડી મસ્તક સાથે લઈ બળી મરી ત્રણે સાથે સ્વર્ગપુરી જઈ મ્હાલવાની પોતાની ઇચ્છા સગાળે જણાવી પણ ક્રુદ્ધ 'કુપગી'ને ચાર તત્વવાળું મસ્તક જ જોઈતું હતું સગાળે પૂછવાથી

એણે એ ચાર તત્વ અને તેનાં કાર્ય કહી સંભળાવ્યાં અને રાગમુક્ત બની ગીત ગાતાં અને આંસુ ખર્યા વિના મસ્તકનો આરો કરી લાવવા કહ્યું. પુત્રનાં રૂપ અને સૌજ સંભારતાં બેઉએ મળી મસ્તકનો ભૂકો કર્યો ને તેને સંસ્કારી શાક કર્યું ને ઋષિને ધર્યું. મનમાં ધન્યવાદ દેતા ઋષિએ બીજો મર્મ (બોલ) ઉપજાવ્યો અને વધ્યતનો દોષ ચઢાવ્યો. સગાળે આટલું કરતાં ધાટ ન આવ્યો એ જોઇ કર્મે કરીને આ છળમાં પડયાં એવું કહ્યું. સંન્યાસીએ સૌ મલિનમાં અપુત્ર અધિક મલિન છે એમ કહ્યું. સાહે હાથ ઘસવા માંડયા ને છાતી કૂટી કહ્યું. આવો અલ્પપુણ્ય અવતાર કયાંથી આવ્યો? પણ તમારૂં કર્મ સદાફળ છે એમ કહી સ્ત્રીએ પોતાને સાત માસ થયા છે એ જણાવ્યું. ઋષિએ શંકા કરી ઉદર ફાડવા કહ્યું. તત્ક્ષણ છરી લઈ જેવો ઘા મેલવા જાય છે તેવો મુનિએ હાથ ઝલ્યો, ને ઇંદ્ર સાથે થએલા વિવાદની વાત કહી. સકલઆભરણધારી 'સૂર્ય થકી સરૂપ' દેવરૂપ પ્રત્યક્ષ થયા અને વર માગવા કહ્યું. કૂડ કરી પુત્રવધ કરાવ્યો; પછો વરદાન કેવું? દેવે કહ્યું કે તમારો કુંવર જીવતો છે ને નિશાળે ભણે છે ન માને તો જઇને જો. પુત્રને બોલાવી બનેલી વાત કહી. ત્રણે જણે પોતપોતાનાં વ્રતમાં નિશ્ચલ રહેવાય એવા વર માગ્યા. તે આપી "સુર સંતોષીનઇ ચાલીયા". ઇંદ્ર આગળ જઈ સુરલોકમાં એની કીર્તિ વિસ્તારી. ધર્મનગરીના લોક સગાળને ઘેર ઉલટયા ને નગરમાં રાજાએ ઉત્સવ કરાવ્યો ને સગાળને 'પંચાંગ પસાય' આપ્યું. ત્યાર પછી શેઠે બહુ સત્તૂકાર કર્યાં. તારા દાને કરી કૈલાસમાં વાસ હજો એવું શંભુએ કહ્યું. પણ એણે સુરનગરને બદલે 'અવિચલ સુભ ઠામ' માગ્યો સુખકાર દયામૂલ ધર્મથી ભવનો અંત આવશે એમ કહી દેવ નિજ ઠામે ગયા. યૌવન પામ્યે ચેલીઆને પરણાવી ઘર વ્યવહાર સોંપી સંગાલ-ચંગાવતી 'હલુકર્મી' થયાં. છેલ્લે જૈનશાસનનાં સમકિત વ્રત આચાર પાળી ત્રણે સુરલોક પામ્યાં ને 'એકાવતારી' થયાં. કથા શ્રવણનું માહાત્મ્ય

અને રચનાસાલ આદિ આપી કનકસુંદરે યાવચ્ચંદ્રદિવાકરા આ રાસ વખણાય એવું ઇચ્છયું છે.

## સુરદાસકૃત કર્ણવખાણ ઉર્ફે સગાળપુરી

ગૌરીપુત્ર વિનાયક, બ્રહ્માપુત્રી સરસ્વતી અને ગુરૂ ધનજી ભટનું સ્તવન કરીને કવિ સુરદાસ કાવ્યકથાના શ્રવણનું માહાત્મ્ય કહે છે. પછી વાર્તાનો આરંભ થાય છે. દાનેશ્વર કુંતાપુત્ર કર્ણ વઢતાં વઢતાં બાણથી વિંધાઇને પૃથ્વી પડયો જીભે રામરટણ કરતો હતો, તેવામાં વિપ્રવેશે શ્રી વિષ્ણુ આવ્યા. મોટો ભાવ ધરીને આવેલા વિપ્રને દાંતમાંની સુવર્ણરેખા આપવા સુર્જસુતે પંડિત પાસે પાષાણ માગ્યો. શ્રી ભગવાને ના કહેતાં, અડવડતો આખડતો કર્ણ પત્થર લેવા ગયો, ત્યારે પ્રભુએ સ્વરૂપ પ્રગટ કર્યું ને કર્ણને વરદાન માગવા કહ્યું. એણે જુદાં જુદાં દસ વરદાન માગ્યાં.–પછી કર્ણ સ્વર્ગ પામ્યો. ત્યાં સર્વત્ર સાવ સુવર્ણ એના જોવામાં આવ્યું. એને ક્ષુધા પીડવા લાગી. નિરાશ થએલા કર્ણને વિષ્ણુએ પૂછવાથી કર્ણે પોતે એક બ્રાહ્મણને આંગળાથી દ્વાર દેખાડયું હતુ તે વાત કરી. વિષ્ણુના કહેવાથી આંગળી મુખમાં મૂકતાં અમૃતના ઓડકાર આવ્યા. આ ઉપરથી કર્ણે અન્નદાન દેવા મૃત્યુ લોકમા ફરી અવતાર માગ્યો.

'કર્ણ કથા થૈ રે પૂરી. હવે કેહેસું તે સગાલપુરી.'

કાંતી* નગરીમાં બંગાલ શેઠના સુત સગાળને ચગાવતી નામે સ્ત્રી હતી અને ચેલૈયો નામે પુત્ર હતો. સૌનું ચિત્ત ભગવત ભજનમાં હતું. ખંડે ખંડે તેની ખ્યાતિ પસરી. એક વાર વૈકુંઠનાથે તેનું વખાણ કર્યું; તે વખતે કૈલાસવાસી ત્રિપુરારિએ એને પીડા કરીને એનુ પારખું જોવાનો વિચાર કર્યો–ત્યારે મેઘને અખંડ ધારે વરસવા આજ્ઞા કરી. કુરૂપ કોઢીલાનું મેલું રૂપ ધરીને હર એક દેહેરામાં જઈ બેઠા. અતિથિની શોધમાં નીકળેલાં નરનારીની

* કાશી હાલનું કાંજીવરમ્ (દક્ષિણ હિંદ).

નજરે એ ચઢયા. એઓ મળીને બહુ જતનપૂર્વક જતીને ઘેર લઈ આવ્યાં અને એની વિવિધ આગતાસ્વાગતા કરી. પંચામૃત પીરસીને ધર્યા ત્યારે અભ્યાગતે કહ્યું કે મારે તો અનાજ ખાવાની આખડી (બાધા આખડી) છે, ને હું તો માંસ ભોજન જ કરું છું. આગળે 'અખાદ્ય' (માંસ) આણ્યું ને પીરસીને મૂકયું. હવે જતીએ તો પણ આહાર કરવા ના કહી, ને સ્પષ્ટ શબ્દમાં કહી દીધું કે કાગ અનુપમ ચેલૈયાનો આહાર કરવા મારી ઇચ્છા છે. એ બધરી વાત પહેલેથી જ કહી હોત તો ઠીક થાત એમ ઉત્તર મળ્યો. હવે ચંગાવતી એ પતિને નિશાળે જવા કહ્યું. આ સાંભળી જતી ચેતી ગયો, અને એક રૂપ સગાળના ઘરમાં રહેવા દઇ બીજે રૂપે ચેલૈયા પાસે પહોંચ્યો. ન્હાનડીઆ નિશાળીઆએ માતપિતા પ્રત્યેના સ્વધર્મમાંથી ચળવા ના કહી દીધી. સ્વયં ઘર ભણી સીધાવી ગયો ને માતાને કહ્યું કે જતીને જમાડવા મારો વિના વિલંબે વધ કરો–સઘળી માયા પરહરી દ્યો, કારણ કે માતપિતા ભાઈબ્હેન એ સૌ સંબંધ મિથ્યા છે. માબાપે મળીને પુત્રના પ્રાણ લીધા. માતાએ ભોજન રાંધ્યું, પણ જતીએ તો જમવા મસ્તક જ માગ્યું આંસુ સાર્યા વિના ગીત ગાતાં ગાતાં શીશ ખાંડીને સ્વામી સંન્યાસીને ધર્યું. એણે વાંધો કાઢયો કે વાંઝીઆનું ભોજન હવે ખપે નહિ. આ સાંભળી ચંગાવતી કાતી લઈ પેટ કાપવા જતી હતી, ત્યાં કમલાપતિએ હાથ ઝાલ્યો. સુંદર પુત્ર તો સન્મુખ આવી ઉભો. 'દીનાનાથે' દયા કરી ચોરાશી ચોટાં સાથે કાંતીનગરીને કૈલાસમાં વાસ આપ્યો.

## કૈહજીકૃત સગાલપુરી

વૈકુંઠ અને કૈલાસ માફક અનઘ અને સપ્તપુરીમાં વિમલ એવી કાંતી નગરીમાં શ્રીમાન્ શાહ સગાલ શેઠે પુત્રદાન કર્યું અને તેને સદાશિવ સંતુષ્ટ થયા. એ કથા ત્રિવિધ તાપ હરનારી છે. સાત્વિક સગાળ પૂર્વ જન્મે મહાદાતા કર્ણ હતો. જગદીશે એકવાર મધ્ય

રાત્રે એ દાનેશ્વરની પરીક્ષા કરી. એમણે અન્ન માગ્યું, ત્યારે કર્ણે યુધિષ્ઠિરના ઘરનો માર્ગ બતાવ્યો. આ પ્રમાણે ધર્મરાજાનું ગૃહ બતાવ્યું હતું, તે અવસર પડયે કામ આવ્યું-તર્જની આંગળી મુખમાં મૂકતાં પંચામૃત પામ્યો ને દુઃખ વિરામ પામ્યું. કર્ણ અન્નદાનનું માહાત્મ્ય સમજ્યો, ને એક વાર **મૃત્યુલોકમાં અવતાર માગ્યો.** દેવેશે કહ્યું કે તને વાંછિત જન્મ મળશે.

> તાંહાં ઉદે શાહા શગાલને ઘેર ચંગાઇ નિજ નાર
> ચેલણ પુત્ર ત્રૈલોકમોહન ધરમનો અવતાર.

બ્રહ્મભોજન જમાડતાં જમાડતાં જાહ્નવીપ્રવાહ વહે તેમ આનંદમાં **કેટલાય દિન વહી ગયા એક વાર ઉમાપતિ ઈશ્વરે સગાલનું સત્ય જોવા વિચાર કર્યો ને મનપ્રેરણાથી સર્વ યાચકોને અગોપ કર્યા.** ભોજન અર્થે સ્નાન કરી સગાલ તૈયાર થયો; ત્યાં સેવકે આવી જાહેર કર્યું કે આજ કોઈ અતિથિ જડતો નથી. અભ્યાગત શોધવા સૌ દિશામાં **વીર વિદાય કરવામાં આવ્યા.** પણ સર્વે ખાલી પાછા આવ્યા. સગાળ તો સ્વપ્રતિજ્ઞામાં દૃઢ જ રહ્યો અને કહ્યું કે અતિથિ જમાડયા વિના જમવું નથી, આ સમયે કૈલાસગિરિ **પણ કંપી ઉઠયો.** પોતાના દાસજનનો '**પ્રસ્તાવ**' **સમજીને** પિનાકપાણિ, ત્રિનેત્ર, વૃષભારૂઢ, જોગીરૂપ મહાદેવ શીઘ્ર કાંતિનગર **સંચર્યા** ને પદ્માસન કરીને શીંગીમા શબ્દ પૂર્યો. એ સાંભળી **ફરી અનુચરો વિદાય થયા;** તેમણે આવી સગાલને દયા કરવા વિનંતી કરી. પણ એને આરત હોય તો આવી તેડી જાય, એવું બેદરકાર વેણ સિધ્ધે કહ્યું. **સગાલે આવી** તેમની સ્તુતિ કરી, ને પછી પોતાના વ્રતનું નિવેદન કર્યું. એ સાંભળી ગંગાપતિએ પોતાની રોગી દશાનું વર્ણન કર્યું, અને પોતાના બે સાથીઓ કેવી રીતે એમને તજી ગયા તે કહ્યું. શેઠે 'કંચનકડ' ઘડાવ્યો અને પુષ્પ બીછાવ્યાં. સિધ્ધે કહ્યું કે હું તો મનવાંછિત ભોજન જમું છું. ત્રિલોકમાંથી તે આણી

' હરિ મલવાની તમથી લહીઇ જે ઘણું ટૂંકડી બારી. '

પુત્રનું મન મનાવવા પ્રસન્ન પિતાએ શિવકથાનું માહાત્મ્ય કહ્યું, ને પછી મહાભારતના ભૂષણરૂપ કર્ણના જિવનમાંથી અંતસમયના પ્રસંગોનો[૨] ઉલ્લેખ કર્યો. નારદે ઇચ્છા દર્શાવવાથી દુર્વાસાદત્ત મંત્રના બળે થએલા રવિપુત્ર કર્ણના જન્મથી માંડી સઘળો વૃત્તાંત બ્રહ્માએ કહેવા માંડયો. નિત્ય સવાભાર સુવર્ણ આપનાર કર્ણે એક વાર કોઈ અન્નાર્થી બ્રાહ્મણને યુધિષ્ઠિરનું ઘર આગળી વડે બતાવ્યું હતું ને તેથી 'સ્વર્ગ વિષે સુખ પામીઓ લક્ષ્મીવરે કર્યો લાગ.' આટલું સાંભળી નારદનું મન માન્યું નહિઃ

હેમ આપુ હર્ષિસું; તેહનૂ પ્રગટ ફલ, કહો, શું થયું?

કર્ણની આંગલી ઉંચી કીધે કારણ તે કયમ લહું? ૬. ૩

અન્નમાહાત્મ્ય કહ્યા પછી ભૂખ્યા કર્ણને આંગળી મુખમાં મૂકવાથી 'ખટરસ પુરણ સ્વાદ' કેવી રીતે મળ્યો તે સવિસ્તર કહ્યું. કર્ણે મત્યુલોકમાં અવતરવા ઇચ્છા પ્રગટ કરી. એટલે **કાંતીનગરીમાં ગોપાલ અને જસવતી** માતપિતાને ત્યાં અવતાર આવશે ને કોણ નારી તથા કોણ પુત્ર થશે તે કહ્યું ને આશિષ વા સલાહ આપી.

આઠમા કડવાથી બ્રહ્મા નારદને **સગાલચરિત્ર** કહે છે. પાંચ કડીમાં **કાંતીનગરીનુ વર્ણન** કર્યા બાદ સગાલજન્મ વર્ણવ્યો છે. સંગાવતીને પરણાવ્યા પછી

[૩]એક જીવ અંતરગત જોતાં જુગમાં દીસે બેહ.

× × × ×

નંન્યો નરનારિ વીસારો, 'નથી' વાક્ય નવિ દાખે.

પતિપત્નીએ સંવાદ કરી નિશ્ચય કર્યો અને 'નરનારિ[૩] એક ચિત્તે અન્ન આપે.' એમ ઘણા દિવસ આપતાં વેળા ફરી. ત્રણ વરસ અનાવૃષ્ટિ થવાથી આખી નગરી બેહાલ થઇ. મોટા ધનદની ટેક ન રહે તેવી વાંકી વેળાએ પણ સગાલસા સત્ય ચૂકયો નહિ. એ વાત સદાશિવે પાર્વતીને કહી. શિવાએ એનું દુઃખ હરવાનું કહેવાથી બંને દેવદેવી ભિક્ષા માગવા ગયાં. પત્નીની સલાહ મુજબ પિતા જેમાં

જમતા તે થાળ અડાણે મૂકી સેર અન્ન શોધવા સગાળ, નીકળ્યો. પ્રભુએ વ્હેપારી થઈ થાળ લઈ અન્ન આપ્યું. એ અન્નનો 'પ્રેમદાએ પાક નીપાયો. કોડી સોધતાં હીરો લાગ્યો.' ભિક્ષુકયુગલે આશિર્વાદ દીધો કે 'અખૂટ હજો ભંડાર બહુ કરતાં 'શત્તુકાર' બીજા દિવસે પ્રાતઃકાલે આખું ઘર અષ્ટસિદ્ધિ ને નવનિધિથી ભરેલું જોઈ પતિ-પત્નીને નિશ્ચય થયો કે 'સુભગ થયો. શિવશિવા પધારાં કષ્ટ ગકય કાનાના વાગ.'[૪] શાહે ભાતભાતના પરોપકાર કર્યા અને 'ચેલૈઓ નામે એક કુંઅર આપો શ્રી રણછોડ.' ૪-ક

હવે શિવે વિચાર કર્યો કે 'અતિથ્ય અટપટો થાઉં.'[૫] ઇંદ્રને બોલાવી આજ્ઞા આપી કે 'સાત દિવસ વરસો શુભ પાણી હાલી ચાલી કો નવ્ય સકેઅ.' સાત લંઘન થઈ, પણ સગાળ સત્ય ચૂક્યો નહિ છેવટે ચ ગાવતીએ કહ્યું કે 'ભુખ્યે પ્રાણ ન થોભે માહરા અનિથ્યનો ઉદ્યમ કરો એ'.૫-ક પણ સગાળે તો શિવને જમાડ્યાં. આ પ્રમાણે 'મઘવાને મહાદેવજી દેખાડે છે દાસ'[૫] પરંતુ 'સત્ય નહી ચૂકે સાંકડે સાચો એ વિશ્વાસ.' સતીને સગાળનું ધૈર્ય નીરખવાનું કહી અવધૂત રૂપે ઉમાપતિ શિવાલયમાં જઇ સૂતા, ત્યાં 'શિવનું દર્શન મન ધરી' શાહ સગાલ આવ્યો. અતિથિને જોઈ ભોજન માગવા કહ્યું. અવધૂતે કહ્યું કે મારે તો કોમલ નરકાયાનું આમિષ જોઈએ તે કોઈ આપી શકે એમ નથી. પંચામૃત અન્ન લેવા સગાળે અવધૂતને વીનવ્યા ત્યારે ફોગટ તાણાતાણી[૬] કરવા અતિથિએ ના કહી. તરત શાહે પોતાનું શરીર છેદી આપવાનું કહ્યું.[૭] એટલે અવધૂતે એ શુષ્ક માંસને બદલે બાળકનું માંસ માગ્યું.[૮] તરત તો સગાળે તેની પણ હા કહી, પરંતુ,

કરમાણો મુખ મંદિર જાય, 'ધીર્ય રાખજો શ્રી શિવરાય.

× × × ×

દીસે છે કો કારણ રૂપ. છળવા આવ્યો ત્રિભુવન ભૂપ.'

શાહને મન દુઃખ એ હતું કે 'વામાને વહાલા છે તંન વધ કરતાં નહી ચાલે મંત.' પતિનું 'અણુસણું' મુખ જોઈ પત્નીએ કારણ પુછ્યું ત્યારે સગાળે અતિથિ સાથેનો સંવાદ કહી સંભળાવ્યો. તરત જ 'ચંગાવતિ કહિ, શો ચેલઈઓ ? સર્વ ગયે સત્ય રાખો, અને શિબિ, હરિશ્ચંદ્ર[3], બલિ, રુકમાંગદ,[7] નલ આદિના દષ્ટાંત આપ્યાં.' બીજી બાજુ 'અલૌકીક રૂપે' ચેલૈઆનુ ચિત્ત ચળાવવાનો નિષ્ફલ યત્ન કર્યો 'વાંકી વાત શ્રવણે સુણીને સુત આવ્યો પિતાને પાસ.'[૮-૯] માતપિના અને પુત્ર અસ્થિર દેહની વાત કરતા હતાં ત્યાં તો અતિથિ આકળો થયો ને આંસુનું એક પણ ટપકું પાડયા વિના સુતને મારીને ખાંડવાનું વચન માગ્યુ. પુત્રમાંસનો આહાર અતિથિને આપી માતાપિતાએ દેહત્યાગ કરવા વિચાર કર્યો.[૯] પુત્રદેહને પંચગવ્ય વડે પ્રક્ષાલન કરાવી તિલક કર્યું.[૧૦] ને સદાશિવને સંભારી પિતાએ પ્રહાર કર્યો. શિવપ્રતાપે પ્રહાર પુષ્પસરખા લાગ્યા, એ એણે મરતાં મરતાં કહ્યું. માએ માથું આધું મૂકી શરીર વિદારવા માંડયું; એટલે મસ્તકને ઉખલામાં મૂકી ખાડવા અતિથિએ આજ્ઞા કરી. તે સાંભળી ત્રિદશપતિ ઇંદ્રે 'ત્રાહિ' પોકાર કર્યો ખાંડણું ગાતાં ખાંડી રહ્યાં. રાંધીને મુખનો રંગ જરા પણ ઘટાડયા વિના અતિથિને જમવા બોલાવ્યો. અપુત્ર યજમાનનું ભોજન નિષિદ્ધ છે એમ કહી અતિથિ ઉભો થયો. તેને પળવાર થોભવાનું કહી ચગાવતી

'છાની જે છૂરી કો લેઈ આવી આ ઉદર વિષે છે અદભૂત બાલ.
વિદારી વેગે દેખાડું પ્રભુ વહી જાએ અતિથ્યકાલ.'

સૌ દેવ જોવા આવ્યા. બ્રહ્મા કહે, નારદ, તારી માતાઓ સહિત હું પણ જોવા ગયો હતો. મહાદેવે હાથ ઝાલ્યો, ને વર માગવા કહ્યું.

ઈશ કહે અમરાપુરી આપું કહે તો આપું કૈલાસ.
સગાળપુરી કરું સ્વર્ગમાં કે આપુ હરી ચર્ણેવાસ.

સગાળે છેલ્લો વૈકુંઠવાસ માગ્યો. સ્વર્ગમા સગાળપુરી વસાવવા કહ્યુ નહિ ને તેની આશિષ આપી શિવ પાછા વળ્યા રચનાકાળ અને માહાત્મ્ય કહી કવિ કાવ્ય સમાપ્ત કરે છે

## સગાળપુરી (૧)

ગણપતિ અને સરસ્વતીનું સ્મરણ કરી કહે છે

'सभलु ते कह कैलची सगालपरीनी अुतपत हवी' ( हवि ? )

કુંતાપુત્ર કર્ણની ધનુર્વિદ્યા અને દાનશીલતાના વખાણ અને યાચક ઇંદ્રના દૃષ્ટાંત પછી મરણ સમયે જરા લભાણથી કર્ણે કરેલી વરયાચના આપી છે પછી ભૂખ્યા કર્ણ અને કૃષ્ણ વચ્ચે વૈકુંઠમા સંવાદ થયો તેમા છેવટે કર્ણે મનુષ્યજન્મ માગ્યો કે જેથી અન્નદાન દેવાય તત્તજ પેણી પિર પત્રી ક્રણ જ હુઅુ પિદ્દિલુ પુર આપણુ જ કાહાવીસુ' કહી બીજા કડવાનો આરભ કર્યો છે કંતીનગરીવાસી બગાલપુત્ર સાહ સગાલ, તેની સ્ત્રી ચગાવતી અને પુત્ર ચેલૈઓ એ ત્રણે જણે જતીને જમાડીને જમવાની પ્રતિજ્ઞા લીધી; વૈકુંઠનાથે એનાં વખાણ કર્યા તેની કસોટી કરના *સ્વામીએ બારે મેઘને વરસના આજ્ઞા કરી ત્રણે જણને લાધા થવાથી જતીની શોધમાં નીકળેલાં સ્ત્રીભરથારને રણવગડામા આવેના દેવળમા કોઢી થએલા શ્રીજુગદીસ જડયા સગાળે માથે લઈ ઘેર આણ્યા, ત્યા થએના મિષ્ટાન્ન જમવા ના પાડી સ્વામીએ માસ માગ્યુ. એ વેચાત આણીને પણ જમાડવાનું કહ્યુ (ક ૨) ત્યારે નરમાંસ માગ્યું પોતાનુ માથુ વાઢી આપવાનુ કહ્યુ ત્યારે અતિથિએ છોકરાનું માસ માગ્યુ તેથી ચગાવતીએ સગાળને નિશાળે જવા કહ્યું, એટલે બ્રાહ્મણ રૂપે ભગવાન ચેલૈયાનું પારખુ જોવા ગયા, તેમનું કહેવુ સાંભળીને પુત્ર ઘેર આવ્યો, ને રડતા માતાપિતાને જોઈ જલદીથી ચગાવતીને પોતાનો વધ કરવા કહ્યુ. (ક. ૩) માતાએ ગીત ગાયુ ને પછી પુત્રે

---

* જુઓ પાદટીપ પૃ. ૨૨૫.

માતાપિતાને આશિષ આપી, એટલે ઘરમાં લઈ જઈ જતીને વાત કરી. (ક. ૪) બાદ **માએ કુંવરને ખોળામાં લઈ બે હાથે કાતી લીધો.** મસ્તક સિવાય સઘળું રાંધી સંન્યાસીને ધર્યું, તે જમતા પહેલાં '**આપણે બે સાથે જમીશું**'* એમ એણે કહ્યું. એ વખતે શીંકે મસ્તક જોયું તે આંસુ પાડયા વિના બંનેને ખાંડવા કહ્યું (ક. ૫) ખાંડણાનું ગીત (ક. ૬) ગાયા પછી મસ્તક રાધી પીરસ્યું. એટલે અતિથિએ વાંઝીઆનું અન્ન જમવા ના પાડી. પછી કરમાં કટારી લઈ પોતાના પાંચ માસના આધાનની પ્રતીતિ કરાવવા ચગાવતી પ્રહાર કરવા જતી હતી તેનો જનાર્દને હાથ સ્હાયો. પ્રસન્ન પ્રભુના કહેવાથી માએ બોલાવતાંવેંત જ કુંવર આવ્યો અને 'અરથ ગરથ ભંડાર લાધ્યું.'

## સગાળપુરી (૨)

ગણપતિ અને સરસ્વતી ઉપરાંત બ્રાહ્મણનું સ્તવન કર્યા પછી સૂર્યપુત્ર કર્ણના ગુણનું લાંબું વર્ણન કર્યા વિના બાણશય્યાએ પોઢેલા કર્ણને બ્રાહ્મણરૂપે અશરણશરણ છળવા આવ્યા તેની વાત કહી છે. બ્રાહ્મણને **પરણવા દ્રવ્ય** જોઈતું હતું. કર્ણે **પણછ વતી પત્થર ખેંચી લીધો**, ને તે વડે દાંતમાંથી સુવર્ણ રેખ કાઢી. એને શુદ્ધ કરવા **બાણ સાંધી ગંગાનીર** આણ્યું. પાસેના **ગામનું નામ** તેથી બાણગંગા પડયું. પ્રસન્ન થએલા શ્રી રણછોડે વર આપવાથી **કુંવારી પૃથ્વી** પર દહન માગ્યુ. હરિએ કર્ણની કાયાને સ્કંધે ચઢાવી કાલિંદી આદિ સ્થળે ફરી છેવટે રેવાતટે કરણાલી× ગામે એને દાગ દીધો. ભૂખ્યા કર્ણ અને કૃષ્ણ વચ્ચે સ્વર્ગમાં સંવાદ થયો. 'બ્રાહ્મણને આપ્યું હોય અન્ન તો તે ઇહાં કરો ભોજન' એ ઉત્તર સુણી કર્ણે કહ્યું કે અન્નદાન યાચનાર એક બ્રાહ્મણને મે યત્ન કરતા

× कर्णपल्ली-कर्णवल्ली-करणल्ली-करणाली. ( ચાદોદ-કરનાળી, વિશ્વામિત્રી થઈને ) તાપીતટે સુરતના અશ્વિનીકુમારને આરે કર્ણને બાળ્યાની સ્થાનિક દંતકથા પણ છે.

યુધિષ્ઠિરનું ધામ બતાવ્યુ હતું એ આંગળી મોમા મૂકતા અમૃતના ઓડકાર આવ્યા. તેથી અન્નદાન દેવા કર્ણે ફરી જન્મ માગ્યો લક્ષ ચોરાશી અવતાર વિના માનવ દેહ મળે નહિ, એમ કૃષ્ણે કહેવાથી (ક ૨)+એમની પાસે પટ ઉપર સઘળા અવતાર લખાવી એ પટ ઉપર કર્ણ ફરી વળ્યો 'પરીક્ષા જોવા અમે આવીશુ' એ શરત કબુલ કર્યા પછી શ્રી જદુરાજે કર્ણની વિનતી સ્વીકારી 'મુક્તિક્ષેત્ર જોયૂ શ્રી પ્રભુએ વસે શેઠ બગાળ'. તે અપુત્ર શેઠને ત્યા સગાળરૂપે કર્ણ જન્મ્યો દસ વરસનો થયો એટલે પા રૂપીઓ પૂંજી લઇ વેપાર માડયો **અનાજની ફેરી** કરતા સગાળ પાસે જેટલુ સાંજે વધતુ તેટલુ સવળુ વિઠ્ઠલજીએ સાત દિવસ સુધી બ્રાહ્મણ-વેશે માગી લીધુ જગજીવનને પ્રસન્ન થઇ અન્નના કોઠાર ભર્યા પછે સગાળે હાટ માડયૂ ને પરણ્યા શૃગાવતી નાર' તેને રૂપે રત્ન જેવો કેલૈયો કુવર સાપડયો, એને નિશાળે મૂકયો 'અતિતને મનોકા કરીને ભોજન કરે નરનાર' એમના પુણ્યથી **ભય પામેલા ઇંદ્રે વિઠ્ઠલજીની** સનાહ **લીધી** અને એમના કહ્યા મુજબ બારે મેઘને આજ્ઞા આપી. સાત લાંઘણુ થયે નારીની અરજ સાભળી સગાળ **પતિપત્નીની ભૂખ ભાગવા** માટે (ક ૩) અતિથિ લેવા ગયો જુદા જુદા બજાર તથા દેવળ અને ઘાટ જોતા, પણ અતિથિ ન મળવાથી **'સગાળશાએ ચિંતા કરી અતિતરૂપ ધર્યું નરહરિ'** તેમને સગાળે વિનવ્યા કે 'એક અતિત જોઇયે ઘરનાર તમને ઇચ્છે ઘણુ **આહારી નાર'** એના માગવાથી સગાળ કંડિયો લાવ્યો ને તેમા એને બેસાર્યો (ક ૪) ઘેર **સ્ત્રીએ આગતાસ્વાગતા કરી.** શૃગાવતીને રસોઈ બનાવવા સગાળે કહ્યુ એટને અતિતે માસાહાર માગ્યો સગાળે **ચૌદેવી અજામાસ** આપ્યુ તે સિદ્ધ કરી ચગાવતી લાવી ત્યારે 'જતિ કહે સાભળ, રે નાર। કુવરનો ગમે છે મને આહાર' **સ્ત્રીએ**

---

+ કૃષ્ણ ત્રીજા કડવાની શરૂઆતમા 'વૈશપાયન એણીપેર બોલ્યા સાભળ પરિક્ષિતતન'

ઉત્તર કર્યો: 'કુંવર નિશાળથી આવે જે વાર, તમને ભોજન કરાવું સાર'. (ક. ૫) બીજે વેસ ધરી સ્વામી પંડયાને ઘેર ભણતા કેલૈયાને ભગાડી મૂકવા ગયા. પણ માબાપનો ભક્ત તો અધ્યારુની શીખ લઈ ઘેર આવ્યો. અતિથિ 'ભૂખ્યા છે કે આરોગિયા?' એમ પૂછવા લાગ્યો. (ક. ૬). કુંવરનું મુખ નિહાળતી માતાએ કહ્યું: 'અતિતને તાહારૂં માંસ ગમે છે. કયમ વધ કીજે તાહારો?' પણ કેલૈયો બોલ્યો કે 'ત્રણ પચાસાં કો નહિ જીવે' તેથી 'ન્હાઇ કરી કેલૈયો ઊભો. પછે તાતે વધ કીધો'. અતિથિ જાય ને પછી મરવાનો વિચાર કરી શીશને શીંકે ચઢાવ્યું. પણ અતિથિએ 'મળમૂત્ર લાખ્યાં રાંધી' તે જમવા ના કહી અને 'આંખ આંજી પિયલ સારી મસ્તકને લાવો તળી.' એમ માગ્યું. (ક. ૭) માએ ખાંડણાનું ગીત ગાયું અને તેમાં દસ અવતારનું વર્ણન કરી કાલા કુંવરનાં ચરિત્ર સભાર્યાં. પછી રસોઇ નીપજાવી તાત અને આઈ ધાઈને અતિથિ કને ગયાં: (ક. ૮) પછી પરિવારની તપાસ કરી, 'વાંઝિયાં છે એમ જાણી અતિથિએ ચાલવા માંડયું. તેને ખાતરી કરી આપવા જેવી ચંગાવતી પેટ ચીરવા જાય છે તેવાજ ગદાધર ગોપાળ પ્રગટ થયા ને 'કહે મુખ માગ, સગાળ!' (ક. ૯) એમના કહેવાથી સગાળે કેલૈયાને બોલાવ્યો. વળી 'પુત્ર માતાએ બોલાવિયો. ભણતો કેલૈયો આવિયો'. પ્રભુજીને જમાડવા રસોઇ કરવા જાય છે ત્યાં તો આઇએ બધું તૈયાર જોયું. 'નરનારીને સત્યે કરી સગાલપુરી સ્વર્ગ સંચરી.' એ સત્ય કથા ગાયાસાંભળ્યાનું પુણ્ય વર્ણવ્યા પછી કાવ્ય સમાપ્ત થાય છે. (૧૦)

### તુલજારામકૃત સગાલપુરી.

રાજા જનમેજયે વૈશંપાયન ઋષિને કહ્યું: સર્વથી પાવન પણ ચોથી વણિક જાતિમાં જન્મી, સગાલસાએ દઢ મન કેવી રીતે રાખ્યું, અને પુત્રનો હાથે વધ કરી સુંદર સ્વામને કેવી રીતે સંતોષ્યા, એનો

મહિમા પૂર્વ જન્મથી માંડીને વિસ્તારપૂર્વક મને સંભળાવો. ઉત્તરમાં ઋષિએ શ્રવણમાહાત્મ્ય કહ્યું (ક. ૧); અને પૂર્વજન્મમાં 'ક્ષત્રિય કેરો અંશ' એવો એ કર્ણ તરીકે સુવર્ણદાન કરતો તેનું વિગતસર વર્ણન કર્યું. કુરુક્ષેત્રમાં અર્જુનનાં બાણથી કર્ણ ધરણી ઢળ્યો. મૃત્યુને સાડાત્રણ દિવસ બાકી હતા, ત્યારે બાણસજ્જાએ પોઢેલા ગોપાલભક્તનું પારખું જોવા મોરારીએ બ્રાહ્મણવેશ ધર્યો. પરણવા દ્રવ્ય માગનાર એ બ્રાહ્મણને ધનુષ્યથી પાષાણ તાણી લઈ તે વડે દાંતની રેખા કાઢી અવનીમાં બાણ મારી જળ કાઢી શુદ્ધ કરી દાન કર્યું. અશરણશરણ પ્રસન્ન થયા ને વરદાન માગવા કહ્યું. (ક. ૨) ફરી જન્મ આપે તો શું આપે એ કહીને કર્ણ બોલ્યો.

નહિકર રાખજો તમારે ચરણ, નવ આપશો જન્મ ને મર્ણ;
**વલી** માગૂં છું આણે દિન, **કુંવારી** ભોમ્યે કરજો દહન.

કર્ણ મરણ પામ્યો. એની કાયા ઉંચકી પ્રભુ ગંગાતીર થઈ **રેવાતીર** આવ્યા ને ત્યાં તલમાત્ર કુંવારી ભૂમિ હતી તે પર પોતાની ડાબા કરની હથેલી મૂકી કર્ણની દેહ બાળી ઉત્તર કર્મ કીધું. વૈકુંઠમાં જઈ સભામાં **કર્ણને કરમાએલા મુખે** બેઠેલો જોયો. (ક. ૩) ભૂખ્યા કર્ણને હાથે વળગાડી વૈકુંઠનાથે ઘરમાં લીધો અને ચારે ખૂણે નર્યા સુવર્ણના ભંડાર બતલાવી કહ્યું કે તારૂં આપેલું સૌ અહીં મૂકયું છે. પ્રભુએ પૂછતાં, એક વાર ભૂખ્યાં વિપ્રને બ્રાહ્મણ જમતા હતા તે જગા બતાવી હતી, એ વાચાપુણ્યની વાત કહી; એટલે ભગવાને મુખમાં આંગળી મૂકાવી ને અમૃતના ઓડકાર આવ્યા. (ક. ૪) પશ્ચાત્તાપ કરતા **કર્ણે અવતાર માગ્યો**. કૃષ્ણે લક્ષચોરાશી યોનિ બતાવી તે **કાગળમાં** માર્મિક આજ્ઞા લઈ એક પલકમાં કર્ણ **લોટી** વળ્યો. કર્ણને મનુષ્યાવતાર મળ્યો. **નરમદાને કાંઠે** 'ઉત્તમથલ એક ગામ'માં નાત્યશિરોમણી **બંગાલસાની**, **પત્ની રત્નાવતીને** પેટ એ અવતર્યો. જોશીએ આવી બંગાલપુત્રનું નામ સગાળ પાડયુ પાંચ વરસે નિશાળે

એકેલો પુત્ર અગીઆર વરસનો થયો ત્યારે ચૌદે વિદ્યા ભણી ઉતર્યો; ત્યારે એની માએ પાવલી આપી અને ઉદ્યમ કરી જાણીતા થવા કહ્યું (ક. ૫) એના ચણા લઈ ફેરી કરતાં પાવલી ઉપરાંત ઉપજેલા પૈસાનું અનાજ લઈ નિત્ય ક્ષુધાર્થીને આપી દેવા માંડયું. તેની સાત દિવસ પરીક્ષા કરી, પ્રસન્ન થએલા પ્રભુએ અખૂટ દ્રવ્યની રેખા આપી. પછી સગાળે હાટ માંડયુ ને ધર્મની વાટ ચલાવી. બાદ બહુ દિવસે બંગાલમાએ ગોર પાસે કન્યા શોધાવી અને લાખીણો લ્હાવો લીધો. એક વાર અવનીમાં દુકાળ પડયો ત્યારે સગાળસાનું નામ પૂછતા ગામનાં ગામ ઉલટયાં; અન્ન ખાઈ એમણે આશિષ આપીને પુત્ર જન્મ્યો. તેથી ગૃહસ્થાશ્રમનો લ્હાવો લેવા પતિની રજા લઈ નિત્ય એક અતિથિ પોષવાનું વ્રત પત્નીએ લીધું. એનો તાપ ન સહી શકવાથી ઇંદ્ર વિષ્ણુ પાસે ગયો અને એમની સલાહથી સગાળની નારીનું વ્રત ચૂકવવા આજ્ઞા આપી (ક. ૬) સગાળે પત્નીને ઠપકો આપ્યો ને એનું મન જોયું. સાતમે દિવસે વરસાદ રહ્યો એટલે સીંઘલાએ સ્વામીને અતિથિ તેડી લાવવા મોકલ્યો. નિરાશ થએલો સગાળ પાછો ફરતો હતો, તેટલામાં એનું મન જોઈ દયા લાવી પરમેશ્વર એક દહેરામાં અતિથિવેશે બેઠા. ઘેર જતાં સગાળે સહજ ડોકીઉં કર્યું ને જરાજુરણ કાઢીને જોયો; તેને પગે પડી સ્ત્રીની ઇચ્છા કહી સંભળાવી, હાથી ઘોડે કે રથ પાલખીમાં બેસવા ના કહી જોગીએ કંડિયો માગ્યો, (ક. ૭)–ઘાંચા પાસેથી કંડિયો ગૂંથાવી ઘેર ગયો; સ્ત્રીને કહ્યું, ને એના કહેવાથી મખમલની ગાદી પાથરી કંડિયો લઇ અતિથિને ઉંચકી લાવ્યો. રસોઈ નીપજાવવાની વાત કરતાં અતિથિએ માંસાહાર માગ્યો. ગભરાતા થરથરતા સગાળે ખાટકીને ત્યાંથી માસ આણ્યું તે સ્ત્રીએ રાંધી સ્વામીને જમવા કહ્યું. (ક. ૮) હજી ચૂકતો નથી એમ વિચારી 'માંસ માગૂં તાહારા પુત્ર કેરૂં' એવું અતિથિ ખીજાઇને બોલ્યો. સગાળે હરખીને કહ્યું કે ".બાહારથી હૂં લાવ્યો મેલ, તેથી લો છે એ મહેલ. નીસાલે

ગયો છે બાલ, આવે તો મારૂં તતકાલ." બીજું રૂપ ધરી નિશાળેથી ભગાડવા ગએલા અતિથિનું કહ્યું નહિ માનતાં અધ્યારૂની આજ્ઞા લઈ માતપિતાની સેવામાં ચેલૈયો હાજર થયો. કુંવરનું મુખ નિહાળતી મા અને પુત્ર વચ્ચે કરૂણ સંવાદ થયો. પુત્રની વાત સાંભળી માત અને તાત પ્રમન્ન થયાં અને કોડ આણી એને ન્હવરાવ્યો. 'શ્રી રણછોડ શ્રી ગોપાલ જપતા' સૂર્યાભિમુખ બાળકે અવિનાશીની પ્રાર્થના કરી. (ક. ૯)–ખડગ લઈ સગાળસા આવ્યો. એણે 'ચેલૈયાનૂં મસ્તક છેદૂં. એક વાર કોહો શ્રી રામ.' મસ્તક શીંકે મૂકયું, 'અતિતને આરોગાવીને' 'આત્મહત્યા કરીને મરશૂં પાળી મારીને પેટ' એવો સકલ્પ કર્યો ભોજન આવ્યું એટલે 'સગાલસાને ચૂકવવાને' ક્રોધ કરી અતિથિ બોલ્યોઃ 'તત્તવ વસ્ત નેં ઊંચી મેહેલી મલિન રાંધ્યૂ અન્ન ' આંસુ પાડયા વિના ગાતાં ગાતાં મસ્તક ખાંડવાનું એણે કહ્યું તે સગાળે કબૂલ્યુ. (ક. ૧૦)–ફરી અતિથિનું પ્રેમની આવશ્યકતા વિષે સંભાષણ થયુ. તે પ્રકારે કરતાં બે જણે ચેલૈયાને હાલરડાં ગાયાં. તેમા દસ અવતારનું વર્ણન નથી. મસ્તક તળીને અતિથિને ધર્યું ત્યારે એણે સગાલને પૂછ્યુ: 'છે તાહારે કેટલા તન ?' ઉત્તર સાંભળી ચાલી જતા સ્વામીને મગાળે પોતાનો વાંક પૂછયો. (ક. ૧૧)—વાક દેખાડીને જાઓ એવુ કહેતાં 'વાંજિયા ગાલ તાહારે ચઢીરે' એવો ઉત્તર મળ્યો. મારી સ્રીને સાત માસનો ગર્ભ છે એવો સગાળનો પ્રત્યુત્તર મળ્યો. (ક. ૧૨)–અતિથિએ પ્રતીતિ માગી; સગાળે કહેવાથી એણે સ્ત્રીને પૂછ્યું અને ગર્ભ દેખાડવા કહ્યું. પુત્રને મળવા ઇચ્છતી* મા હરખી; ન્હાઇને અપરંપાર દાન કરીને, પછી સૂર્યની પ્રાર્થના કરી કટાર લાગી. 'મારી પેટ કટારી જાહારે' ત્યારે હાંહાં કરી ચતુર્ભુજ સ્વરૂપ પ્રગટ થયા. નરનારી એમને ચરણે નમ્યા. સગાળને પુત્ર બોલાવવા કહ્યું. ફરી કહેવાથી માએ બોલાવ્યો અને 'ખભે પાટી ને ખડિયો હાથ' લઈ એ આવ્યો. અને

* સ્વર્ગમાં ચેલૈયાને ? કે નવા નીકળનાર બાળકને ?—ક. ૧૩. ૪.

વૈકુંઠનાથને નમ્યો પ્રભુએ માયા વિમર્જન કરી મઘમામ લીધુ ત્યા હરી' સગાળને સઘળુ તૈયાર અન્ન દેખાડયુ ને વર માગવા કહ્યુ (ક ૧૩)–'હવે વાછના કાઇએ નથી' એવો સગાળે ઉત્તર કર્યો પ્રસન્ન પુરુષોત્તમે વિમાન તેડાવ્યા અને **સગાળપુરીને સ્વર્ગમાં** વાસ આપ્યો પછી આ કથા સુણી અન્નદાનાદિનું પુણ્ય કર્યાનું માહાત્મ્ય કહી રચ્યા સાન આદિ અગત હકીકત આપી છે (ક ૧૪)

## રત્નદાસકૃત સગાળસા

સાધુસેવક સગાળસાને **એક વેળા** સાધુ ન મળવાથી અપવાસ પડો તેને તારવા માટે કોઢીના અતિતનુ રૂપ લઈ કૃષ્ણ આવ્યા ચગાવતીએ આગતાસ્વાગતા કરી ખીર રાંધીને પીરસી માસાહારી હોઈ હું અનાજ જમતો નથી એવો ઓવમ ઉત્તર મળ્યા સાહે **કસાઈવાડેથી છુપાવીને માંસ** આણ્યુ તે સુધારી પીરસ્યુ એટલે અતિથિ બોલ્યા કે હું **અઘોરપથી** છુ ને ફકત **મનુષ્યમાસ** જ **મારો આહાર** છે માગ્યૂ કે વેચાતૂ માણુમ ન મળે એમ જાણી **ચગાવતીએ ચેલૈયાનો સહાર** કરવા કહ્યુ નિશાળેથી નાસી જવાની મળેલી સનાહ ન માનતા **ચેલૈયો ઘેર આવ્યો** નિ શ્વાસ નાખતી માતાને ખોળે પોઢેલા બાળકે કહ્યુ ધન ધન આજનો દહાડો રે ! જગતના નાથ જમાડો ' એ સાભળી **માબાપે મળીને** એનુ શીશ કાપ્યુ અને જગદીશને જમાડવા એવી **અણઘટતી** વાત કરી **ખેવાડી પ્રભુએ** ત્યારે કહ્યુ કે મસ્તકની માયા મૂકી ગાઈ હસીને એને ખાડી લાવો તે પ્રમાણે થયુ ત્યારે અવિનાશીએ વાઝિયાનુ ભોજન ન જમાય એમ કહ્યુ **સગાળ** પોતાના પૂર્વ જન્મનાં **પાપ** સભારવા લાગ્યો પણ મારે પાચ મહીનાનું આધાન છે એમ કહી **ચગાવતીએ** પેટમા પાળી મારી અચાનક આવીને બહુનામીએ એની બાહ્ય ગ્રહી સતી ભક્તિથી પ્રસન્ન થએલા મોરારિએ વર આપવા કહ્યુ ને ચેલૈયાને સજીવન કર્યો. **સતીએ ભક્તિ જ માગી પતિપત્નીએ** પ્રભુનું નામ રટવાનો નિયમ લીધો

## ભોજલકૃત ચેલૈયા આખ્યાન.

હરિ, ગુરૂ, સંત અને ગણપતિનું સ્તવન કરીને ભોજલ સતવંત હરિભક્તના ગુણ ગાય છે. નેમવંતાં નરનારી સગાળ અને સંધ્યાવતીને* એક સમયે અટક પડી. આઠ દિવસ મૂશળધાર મેઘ વરસી રહ્યા પછી અભ્યાગતને ગોતી લાવવા શાહુકારે વાણોતરને મોકલ્યા. તેમણે તળાવ પાસે એક તપસ્વીને જોયો. શેઠનું સત મૂકાવવાને કિરતારે કોઢી બની દેવળમાં ઉતારો કર્યો. ત્યાં શેઠ આવી પગે લાગ્યો ને ઘેર આવવા નિમંત્રણ કર્યું. (ક. ૧.) ઘોડા વહેલ મારે કામ નહિ આવે; મને તારી સ્રી તેડી જાય અને મનગમતું ખાવું આપે તો જ તો જ હું આવું, એવો ઉત્તર સાંભળી સગાળ સ્રીને પૂછવા ગયો. 'નથી માવની એ છે મોરાર રે' એમ કહી સામૈયું લઈ બે જણ ગયાં. (ક. ૨) કરંડિયો ઉંચકી સ્રી નગરલોકનાં ટોળાંના દેખતાં એમને ઘેર લાવી. સ્નાન કરાવી સ્વાગત કર્યું ને પકવાન પીરસ્યાં. એટલે અભ્યાગતે કહ્યું કે 'અન્ન દેહે મારે અગ્નિ કરે છે, મારે છે માટીનો આહાર રે.' લોકલાજ મૂકી કસાઈવાડથી એ મંગાવી આપવાનું શાહે કહ્યું ત્યારે અતિથિ બોલ્યા !

અનેરૂં અમે અહર્નિશ ખાઇયે ને રહિયે વન માંહી રે,
અઘોરપંથીને આહાર માણસનો બીજૂં ન ખપે કાંઈ રે.

પારખૂં જોવાં આવેલા પ્રભુજીને ના કહીએ તો સત જાય, એમ સમજી પુત્રને પૂછવાને સગાળ નિશાળે ગયો ને હકીકત કહી. (ક. ૩) શિબિ, મયૂરધ્વજ વગેરે સતવાદીનાં દૃષ્ટાંત આપી ચેલૈયો બોલ્યો કે 'શિર મળશે આવો સમો નહિ મળે મોહન થ્યા છે મેહેમાન રે.' આ સાંભળી સગાળની છાતીમાં તો શાર જ પડયા. પણ ચેલૈયે તો ચાક પરથી પિંડ ઉતારી લે એટલી સહેલાઇથી શીશ કાપી આગળ કર્યું. બહુનામીએ બાઈને શણગાર સજીને ગાતાં વજાડતાં અને રોયા વિના શબને સુધારવાનું કહ્યું. (ક. ૪) કાજળ સારી

* આ નામસંસ્કરણ અને ધ્રુવ સાહેબના સૂચવેલા રૂપકને સંબંધ છે- (પ્ર. પૃ. ૫૨).

હાલરડાં ગાઈ હરખે ભોજન બનાવી સતીએ નંદકુમારને પીરસ્યું. ત્યારે કડવું વચન કહીને વ્હાલમે ખાંડણિયામાં મસ્તક ખંડાવ્યું. હવે હદ થઈ ગઈ–ઈંદ્ર ઇંદ્રાસન મૂકી નાઠો. જમવા વખતે જોગીશ્વરે કહ્યું કે વાંઝિયાનું અન્ન વર્જ્ય છે. એ સાંભળી સતીએ ઉદર ચીરવા માંડ્યું એટલે હરિએ હાથ ઝાલ્યા. પ્રભુએ પ્રસન્ન થઈ વર આપવા કહ્યું. સતવાદીએ માગ્યું કે '**આવી કમણી ન હેજો કોને સ્વામી એ માગું વરદાન રે**' પરભુએ પ્રગટ થઇ મેલૈયાને સજીવન કર્યો ને સર્વત્ર જયજયકાર થઈ રહ્યા.

## કથામૂલવિચાર

દરેક કાવ્યની કથાના સાગનો વિચાર કરી જોતાં કેટલાક મર્મ સામાન્ય મુદ્દા જડે છે. રત્નદાસ અને ભોજલનાં કાવ્યની કથા દાનેશ્વર કર્ણ સાથે કાંઈ સંબંધ ધરાવતી નથી, એ હકીકત પ્રત્યે હાલ ધ્યાન ન આપીએ, તો સર્વ કવિઓ કર્ણકથા સાથે સગાળકથાનો સંબંધ બાંધતા જણાય છે. નિત્ય અન્નદાન કરીને જ જમવું એવો સગાળનો નિયમ છે. એ દાનધર્મની કસોટી કરવા એક દેવ આવે છે, એ દેવ પુત્રામિષદાન માગે છે. આ કસોટીમાંથી સગાળ પાર ઉતારે છે. આ રીતે સગાળમાહાત્મ્યદ્વારા અન્નદાનમાહાત્મ્ય ગાવું તથા ટેકપાલનનો મહિમા ગાવો એ સર્વ કવિઓનો હેતુ છે. આ પ્રસંગમાં સમાએલ કવિત્વમય લાગણીઓનો અન્યત્ર વિચાર કરવામાં આવશે. હાલ તો ત્રણ મુખ્ય મુદ્દા ઉભા થાય છેઃ

૧ અહિંસાનો ઉપદેશ કરનાર હિંદુઓની કથામાં સામાન્ય રીતે અણુગતી માંસભોજનની વાત ક્યાંથી? ૨ તો વળી પુત્રમાંસદાનની કલ્પના તો સંભવે જ શી રીતે? ૩ આ કથાને કર્ણકથા સાથે સંબંધ કેવો?

હિંદુ સંસ્કૃતિના સર્વસંગ્રહરૂપ મહાભારતના શ્રવણવાચનનો ખૂબ પ્રચાર સેંકડો, બલ્કે હજારો, વર્ષોથી છે દાનધર્મનો અને ટેકપાલનનો મહિમા તેમાં અનેકવાર ગવાએલો છે. કુરૂક્ષેત્રના મહાયુદ્ધ

પછી કલિયુગનો આરંભ થયો; અને ચતુષ્પાદ ધર્મને દાન એ એકજ પગ રહ્યો. પાંચ પાંડવોનો છઠ્ઠો દૂધભાઈ સૂર્યપુત્ર કર્ણ એ દાનધર્મનું મૂર્તિમંત સ્વરૂપ છે. એ જ પાણ્ડવકથામાં—મહાભારતમાં–શિબિ રાજાની કથા વણી દેવામાં આવી છે, કપોતનું રક્ષણ કરવા અને તેને બદલે બીજો આહાર શ્યેનને આપવા ×'કપોત માટે કાપ્યો દેહ' અને 'શિબિની માટી છાબે તોલાણી' * એ કથા સુપ્રસિદ્ધ છે. એજ શિબિ રાજાના સબંધે મહાભારતના અરણ્યપર્વમાં [ માર્કણ્ડેય સમાસ્યા પર્વ, અધ્યાય ૨૦૧, ૧૬–૨૭ કુમ્ભકોણમ્‌ની આવૃત્તિ ] બીજી વાત આવે છે તે નીચે મુજબ છે.

ब्राह्मणः कश्चिदेनमब्रवीत् ॥ १६ शिबे अन्नार्थ्यस्मीति तमब्रवीच्छिबिः किं क्रियतामाज्ञापयतु भवानिति ॥ १७ अथैनं ब्राह्मणोऽब्रवीत् य एष ते पुत्रो बृहद्गर्भो नाम एष प्रमातव्य इति तमेन सस्कुरु अन्नं चोपपादय ततोऽहं प्रतीक्ष्य इति ॥ ततः पुत्रं प्रमाथ्य संस्कृत्य विधिना साधयित्वा पात्र्यामर्पयित्वा शिरसा प्रतिगृह्य ब्राह्मणमम्रृगयत् ॥ १८ ॥

પરંતુ આ બ્રાહ્મણે તો જઈને મહેલ, કોશાગાર વગેરે બધું બાળી નાંખ્યું. છતાં રાજા તો મુખ ઉપર કોઈ પ્રકારનો વિકાર જણાવ્યા વિના બ્રાહ્મણ પાસે ગયો અને ભોજન ધર્યું. બ્રાહ્મણે પોતે ખાવાને બદલે રાજાને એ ખાવા કહ્યું; અને જેવો રાજા ખાવા જાય છે તેવો રાજાનો હાથ ઝાલ્યો. જીવતો પુત્ર પ્રગટ થયો. અમાત્યોએ રાજાને કહ્યું કે 'વિધાતા' એ વેશે તમારી પરીક્ષા કરવા આવ્યા હતા.

આત્મશ્લાઘાપૂર્વક દાન દેનાર અષ્ટક, અસૂયાકથનયુક્ત દાન દેનાર પ્રતર્દન અને વૃથાસ્તુતિ કરનાર વસુમના તથા તે ત્રણની

× સુધન્વાખ્યાન

* સેલૈયા આખ્યાન, કડવું ૪, ૨,

સાથેના મુનિ નારદ—એ ચારે કરતાં શિબિ રાજા ચઢીઆતો હતો, એ બતાવવા ઉપરનું ઉપાખ્યાન[1] ત્યાં આપેલું છે.

એવીજ રીતે નિર્વિકાર રહી દાન દેવાનું માહાત્મ્ય વર્ણવતી કથા જૈમિનીય અશ્વમેધિક પર્વના ૪૫મા અધ્યાયમાં આવે છેઃ

'મોરૂધ્વજે આપ્યે અંગ વેહેરાવ્યું,'* એ રાજા× મયૂરધ્વજની

૧ મૂળ ઉલ્લેખસ્થાનોના જિજ્ઞાસુઓ માટે ભાન્ડારકર ઈન્સ્ટીટયુટ તરફથી પ્રસિદ્ધ થતી મહાભારતની આવૃત્તિના સામાન્ય તંત્રી ડૉ. સુખઠણ્કરના તા. ૧૪-૭-૩૪ ના પત્રમાંથી ઉતારો આપું છું. "......the prose passage mentioned by you ( Kumbh. edi Aranyaparvan, adhy. 201, Sections 16-27 ) is found mostly in certain Nagari Mss, but is totally missing, along with the adhy, in the Kasmiri versions as also in the entire Southern Recension. It is, therefore, clearly an interpolation ( of unknown date ); and as such it will **not** form part of the constituted text in our Critical Edition of the Mahabharat. It is most likely, as you suggest, that the story was written in comparatively recent times according to an earlier model ( like that of S'riyala ) and foisted on the name of Sibi to whose credit there are enough stories of a similar kind." મહાભારતની ક્રમિક રચનાના કાળ દરમીઆન મહાભારતની કથાઓ દેશ્ય ભાષામાં અને દેશ્ય કથાઓ મહાભારતમાં એમ આપલે થઈ હોવી જોઈએ, એવું સંપાદકનું સૂચન હતું. મૂળથી આ અને અન્ય વસ્તુઓ ધ્યાનમાં રાખીને સંપાદકે પ્રસ્તાવનામાં ગ્રહણ કરેલી વિચારસરણીને આ ઉપાખ્યાન ક્ષેપક કરવાથી બાધ આવે એમ નથી. ક્ષેપકભાગનો કાળ નક્કી થયા વિના ભારતકથા અને દેશ્યકથાના પૌર્વાપર્યનો પ્રશ્ન અહીં ઉકલે તેમ નથી; તથા કાંઈ અસ્થાને પણ છે.

* ભોજાકૃત સેલૈયા આખ્યાન, કડવું ૪, ૨,

× ગુજરાતી ભાષામાં નાકર આદિ જુદા જુદા કવિઓએ મયૂરધ્વજનું આખ્યાન રચ્યું છે.



પાસે એક બ્રાહ્મણ પોતાના શિષ્ય સાથે આવ્યો. બ્રાહ્મણે કહ્યું કે મારા પુત્ર સાથે હું વનમાં થઈ આવતો હતો ત્યારે મારા તરુણ પુત્રને એક સિંહે પકડયો. બહુ પ્રાર્થ્યા પછી સિંહે કહ્યું કે જો રાજા મયૂરધ્વજનું શરીરાર્ધ લાવી આપે તો તારા પુત્રને જતો કરું. વાત સાંભળી રાજાની અર્ધાંગના તથા પુત્ર એને બદલે મરવા તૈયાર થયાં. પણ સ્ત્રી વામાંગ છે અને પુત્ર ઉત્તમાંગ છે, એટલે સિંહને જોઈનું દક્ષિણાંગ તો ન મળે; એવું બ્રાહ્મણે કહેવાયો રાજા વહેરાવા તૈયાર થયો. અને વહેરાતાં વહેરાતાં વામચક્ષુમાંથી એક અશ્રુ ખર્યું. અશ્રુવડે કલુષિત થએલું દાન લેવા બ્રાહ્મણે ના પાડી. ત્યારે મયૂરધ્વજ બોલ્યો કે એકલા જમણા અંગને લાભ મળશે અને પોતે રહી જશે, એમ સમજી વામાંગે અશ્રુ સાર્યું. પછી શિષ્ય અર્જુન સાથે આવેલા બ્રાહ્મણ-રૂપધારી કૃષ્ણ પ્રગટ થયા અને રાજાને વર આપ્યો.

ધર્મપાલન અર્થે નિર્વિકારપણે પ્રિય વસ્તુનો ત્યાગ કરવાની ભાવના આ રીતે લાંબા વખતથી પોષાતી આવતી હતી. તે લિખિત કથાપ્રવાહ હાલ ગુજરાત કહેવાતી ભૂમિમાં કયાંક વચમાં લુપ્ત થએલો તે આપણને સગાળની કથામાં જડે છે. હિંદુ સમાજમાં પ્રાધાન્યપદેથી બ્રાહ્મણો ને ક્ષત્રિયો ધીરેધીરે ચ્યુત થયા, અને વૈશ્યોની ચઢતીનો કાળ આવ્યો. તે કાળમાં કર્ણાદિ ક્ષત્રિયોએ કથાઓમાં સગાળાદિક વણિકનો અવતાર ધારણ કર્યો. દાનધર્મના મહિમાનું ગાન તો ચાલુ જ રહ્યું. પાંડવોના ઇતિહાસમાં અનેક ઇતિહાસ કથાઓ-દંતકથાઓ વણી દેવામાં આવી પ્રાકૃત ભાષાઓના યુગમાં રચાએલી જૈમિનીય અશ્વમેધિક પર્વ જેવી મહાભારતની સુધારાવધારાવાળી આવૃત્તિ થઈ. જેમ લોકની ધાર્મિક લાગણીમાં ઉત્તરોત્તર ફેરફાર થયો, તેમ પણ કથાની વિગતોમાં ફેરફાર થયો. શિબિકથામાં વિધાતાએ બ્રાહ્મણરૂપે સ્વભક્ષણાર્થે શિબિપુત્ર બૃહદ્ગર્ભનો વધ કરાવ્યો. પરંતુ મયૂરધ્વજની પાસે આવેલા કૃષ્ણે સિંહના ભક્ષણ માટે એનું અર્ધાંગ માગ્યું, અને સાક્ષાત્ વિષ્ણુએ જ એ માગ્યું છે

એમ સમજી* મયૂરધ્વજે અંગ વહેરાવ્યું. મયૂરધ્વજની કથામાં પતિ પત્ની અને પુત્રની વચ્ચે થતી સ્પર્ધા લક્ષમાં રાખવી ઘટે છે. આવી રીતે સગાળની કથાનું અમૂર્ત બીજ એક દૃષ્ટિએ આપણને મહાભારતમાં અને જૈમિનીય અશ્વમેધમાં જડે છે. સામાજિક અને ધાર્મિક ચાળણીમાં ચળાઈને અત્રે છાપેલાં કાવ્યોમાં એ ઉતરેલું છે. એ કથાઓમાંથી સીધી સગાળની કથા ઉતરી આવી, એમ કહેવાનો હેતુ નથી. પણ મૂળ કથા એમને મળતી જ કોઈ કથા લક્ષિત કરે છે, અને એ સર્વનું પ્રતિપાદ્ય વસ્તુ એક જ છે, એટલું જ કહેવાનું છે.

આ રીતે લક્ષિત થતી કથાને કર્ણ સાથે સંબંધ કેની રીતે બંધાયો હશે તે હવે વિચારવાનું છે. મહાભારતમાં દાનવીર તરીકે પ્રસિદ્ધ પાત્ર સૂર્યપુત્ર કર્ણ છે. દ્વાપર યુગમાં થએલો કર્ણ સુવર્ણ દાનેશ્વર હતો. કલિયુગનો સગાલ અન્નદાનેશ્વર છે, તે એ જ કર્ણનો અવતાર છે, એમ કહી સગાળની કથાને મહાભારતની કથા સાથે સાંધી છે. આમ કરવામાં બે ઉદ્દેશ હોઈ શકેઃ (૧) કર્ણની કથાની ધારા લંબાવવાનો. (૨) સગાળનું–સગાળદ્વારા અન્નદાનનું–માહાત્મ્ય વધારવાનો. આ બે હેતુ એક બીજાના અત્યન્તવિરોધી નથીઃ બેમાંથી એક જ હેતુ હોઈ શકે એવું આવશ્યક નથી. એમ સહેજે માની શકાય છે કે અન્નદાનનું માહાત્મ્ય વધારવા ઇચ્છનાર કોઈએ કર્ણને જાણીબુઝીને ઝાંખો પાડવા કર્ણની કથા લંબાવી. પ્રશ્ન એ છે કે એ કામ હાથ ધરનાર પરાપૂર્વગત સ્વતંત્ર સગાળકથા આગળ કોઈ સ્વરૂપે હતી કે કેમ? [ આ પ્રસ્તાવનાભાગનાં પ્રુફ વાંચતી વખતે એ પ્રશ્નનો અંશતઃ ઉત્તર આપવાનાં સાધન તથા કથાપ્રસંગ નહિ, પણ કથાનાયક સગાળશાહ ઐતિહાસિક છે, એમ માનવાને પ્રમાણ મળ્યાં છે. તે 'પુરવણી'માં આપવામાં આવ્યાં છે.]

---

* *नारसिंहं विना कोऽन्यः तव पुत्रं प्रधारयेत्* ॥ ४५. १२
शरीरार्द्धेन गोविन्दः प्रीयतां यज्ञनायकः ॥ ४६, ११

સાધુ વાણીઆની વાત સત્યનારાયણની કથામાં ગોઠવાઈ ગઈ છે તેવી રીતે પણ સંસ્કૃત કે પ્રાકૃત સાહિત્યમાં સગાળનો ઉલ્લેખ જાણ્યે નથી.* ગુજરાતેતર પ્રાંતોમાં સગાળકથા પ્રચલિત છે કે કેમ [ તે તપાસનું પરિણામ ' પુરવણી 'માં છે. ] કથાનો મુખ્ય ભાગ અત્યારે એટલો અતિશયોક્તિ ભરેલો લાગે છે કે દૃષ્ટાંત ખાતર જ ઉપદેશક કવિ આવી પુત્રામિષદાનની કલ્પના યોજે અને હિંદુસંસ્કૃતિના સર્વ-સંગ્રહ રૂપ મહાભારત, મયૂરધ્વજાખ્યાન વગેરેમાંથી સ્વાભાવિક રીતે એની કલ્પનાને પોષણ મળે, એ સંભવિત જણાય. ગમે તેમ હોય પણ ગુજરાતી કવિતામાં ઉતરતા પહેલાં એક કાળે એ લક્ષિત કથાએ લોકકથાનું× રૂપ અવશ્ય ધારણ કરેલું જ.

પ્રાચીન સાહિત્યમાં રૂપક રચવાનો એક જમાનો હતો. દિ. બ. કેશવલાલભાઈએ પ્રેમાભાઇ હૉલમાં તા. ૧૦–૮–૧૯૩૦ના રોજ 'ચંદ્રહાસનું આખ્યાનઃ વિસ્તાર અને પરિવર્તન ' એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. [ બુદ્ધિપ્રકાશ, સપ્ટેમ્બર ૧૯૩૦. ] એમાં ચંદ્રહાસની મૂળ કથાનાં પાત્રોનાં નામોમાં પણ નિગૂઢ મહારૂપક બતાવેલું છે. અલબત્ત સગાળની કથા દૃષ્ટાંત માટે નવેસર યોજવામાં આવી એમ માનવું બીલકુલ આવશ્યક નથી. પ્રાકૃત

---

* વાતચીત દરમીઆન પુરાતત્વ મંદિરવાળા પંડિત બેચરદાસે આ અભિપ્રાય આપ્યો હતો.

× સરખાવો 'સાંઇ નેહડી' ની કથા. સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ બત્રીસલક્ષણાના લોહીથી ન્હાય તો રક્તપીતીઆનો કોઢ મટે એ ઉલ્લેખ ત્યાં છે તળાવનો. એભલવાળો સ્વહસ્તે સાંઇ નેહડીના પતિનો રોગ મટાડવા પુત્રવધ કરે છે. વળી હિંદુધર્મની અહિંસામયતાનો ઇતિહાસ સમજવામાં ઉપયોગી ખોળ ચોથની કથા પણ જોવા જેવી છેઃ કંકાવટી મેઘાણીકૃત.

કાવ્યમાં આપણી લક્ષિત કથા સ્વતંત્ર કથા હતી, એ સંપૂર્ણપણે સંભવે છે પરંતુ મહારૂપકની રચનાનો સમય તે પછી આવેઃ તેમાં રૂપકાનુસાર આપણાં પાત્રોનાં નામ પણ પરિવર્તન પામીને બનેલાં છે એમ મુનિ સાહેબે બીજા વ્યાખ્યાનમાં ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ કહ્યું હતું—સગાળ તે સન્નો સુકાળ અને ચંગ સારી, શુદ્ધ, પતિવ્રતા તે ચગાવતી, એમ સામાન્ય રીતે સમજાય. પણ પહેલો પહોર પોતાનો કહેવરાવનાર કર્ણ સાથે સંબંધ બંધાય એવું સુકલ્ય ઉપરથી પણ સગાળ રૂપ વ્યુત્પન્ન થઈ શકે. દાન દેવાને સુયોગ્ય પ્રથમ પ્રહરની કલ્પિત પત્ની સધ્યા સધ્યાવતીના વિકૃતરૂપ સંધાવતીને શુદ્ધ કરવા જતાં ચગાવતી થાય સુક્ત્ય અને સંધ્યાનો પુત્ર ચેલૈયો (ચેલક ચેનકુ) સગાળનો પિતા બગાળ ધનાઢ્ય છતા દાન દેતો નહિ. તે સુકલ્પથી ઉલટો વિકલ્પ

આવુ જ રૂપક+ ઘટાવવામા આવ્યુ હતું એમ કહેવાની ધૃષ્ટતા કોઈ કરી શકે નહિ. બીજી કથાઓના પાત્રનામો પેઠે પુત્રાભિપ્રદાનની કથાના પાત્રોના નામ કોઈ રૂપકાનુકૂલ કે અર્થસૂચક પરિવર્તન પામ્યા હોય એટલું જ કહી શકાય પુત્રાભિપ્રદાનની કથા અતિથિસત્કાર અને અન્નદાનનું માહાત્મ્ય ગાવામાં ઉપયોગમા લેવાઈ અને તે હેતુની સવિશેષ સિદ્ધિ અર્થે સુવર્ણદાતા અને અન્નદાતા વચ્ચે પણ સબંધ બાંધવામા આવ્યો મહારૂપકની રચનાના સમયમા આ બન્ને આ સંગ્રહના કાવ્યોમાં કર્ણ અને સગાળ જોડાઈ ચૂકેલા છે, અને તેમની પૂર્વેની અનુપલબ્ધ કાવ્યકથામા પણ જોડાએલા હતા એમ માનવાને કારણ છે.[1]

---

+ રૂપકચર્ચા માટે જુઓ પરિશિષ્ટ પ્ર-૨.

૧ આ પ્રકરણના મુખ્ય હલ્લેખો પ્રત્યે મારૂ ધ્યાન દોરવાની કૃપા દિ બ કેશવલાલભાઇએ કરી છે.

## અનુરૂપ પ્રાચીન કથાઓ.

પુત્રાભિવદાનની કથા એટલી બધી અતિશયોક્તિપૂર્ણ લાગે છે× કે દષ્ટાંત પૂરતી જ એ કથા યોજાઈ શકે—એવી શંકા કોઈને સહજ થાય એમ છે. પરંતુ સ્વદેશીય પ્રાચીન સાહિત્યનો વિચાર કરતાં આવી કથા અસંભવિત નથી એ સ્પષ્ટ છે.* તેવી જ રીતે પરધર્મી–પરદેશીય સાહિત્યનો વિચાર કરતાં જણાશે. ધર્મ ધર્મમાં ભેદો છે એ ખરૂં છતાં કેટલીક વસ્તુ એવી છે કે જે બીજાઓમાં સંભવે તો આપણા ધર્મમાં પણ સંભવે જ. છતાં પુરાવા ખાતર, નહિ, પણ યજ્ઞશુદ્ધિની વ્યાપકતાનો ખ્યાલ આણવા અત્રે પરદેશીય કથાઓનો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય.

યહુદી ધર્મ તથા ઇસ્લામ ધર્મને ઘણો ગાઢ સંબંધ છે. બંનેમાં નીચેની કથા આવે છે.

બાઇબલમાં 'ઓલ્ડ ટેસ્ટમેન્ટ' ના 'જેનેસીસ' ના બાવીસમા પ્રકરણમાંથી નીચેનો ભાગ ઉતાર્યો છે.

And it came to pass after these things, that God did tempt Abraham, and said unto him, *Abraham; and he said, Behold, here I am.*

---

× કવિદષ્ટિએ અથવા પિતૃમાનસની દષ્ટિએ સ્વમાંસદાન કરતાં પુત્રાભિવદાન વિશેષ કઠિન છે.

* આ પ્રકરણમાં આવતી કથાઓ ઉપરાંત સુધન્વાની કથા સંભારો. 'સત્યથી શ્રેષ્ઠ પુત્ર નહિ મળે' એવો ધર્મશાસ્ત્રનો આદેશ ત્યાં કહ્યો છે. વળી 'રૂકમાંગદે કહ્યું પુત્રનું શીશ પણ લાવ્યું તો પામ્યો જગદીશ.' એ રૂકમાંગદનો ઉલ્લેખ અત્રે છાપેલાં કેટલાક કાવ્યોમાં પણ છે.

And he said, Take now thy son, thine only son Isaac, whom they lovest,...and offer him there for a burnt offering......

And Abraham...went unto the place of which God had told him.

× × ×

...And they went both of them together.

And Isaac...said,...but where is the lamb for a burnt offering?

And Abraham said, My son, God will provide *himself* a lamb......

...and Abrahm...bound Isaac his son, and laid him on the altar upon the wood.

And Abraham stretched forth his hand, and took the knife to slay his son.

And the angel of the lord called unto him out of heaven and said,......

...Lay not thine hand upon the lad...for now I know that thou fearest God......

And Abraham lifted up his eyes and looked and beheld behind him a ram...and offered him up for a burnt offering in the stead of his son.

હવે કુરાનમાં આવતી વાર્તા લઇએ. નામોમાં જ સ્પષ્ટ સામ્ય છે, એટલે મૂળના એકપણા વિષે પ્રશ્ન ઉભો જ થતો નથી. પણ આપણું કાર્ય તો સગાળની વાર્તા સાથેનું મળતાપણું વિચારવાનું છે. તે દૃષ્ટિએ કુરાનના અરબી પાઠની નીચે આવતી ઉર્દૂ ટીકા જોવા જેવી છે:—

"મક્કામાં હઝરત ઇબ્રાહિમને ત્રણ રાત્રિ લાગલાગટ સ્વપ્ન આવ્યું કે તું તારા બેટાને કુરબાન કર. ઈદુલઝુહાનો દિવસ હતો. હઝરત ઇબ્રાહિમ હઝરત ઇસ્માઇલને સાથે લઇને મુનીફી તરફ ચાલ્યા...કહ્યું કે હે મારા પ્યારા બેટા! મને સ્વપ્ન આવ્યું છે કે હું તને કુરબાન કરૂં. તારો શો અભિપ્રાય છે? પુત્રે કહ્યું કે ઓ મારા પિતા, જે ચીજનો આપને હુકમ થયો છે તે કરો......પછી જ્યારે બાપ બેટો બંને ખુદાનો હુકમ પાળવા તૈયાર થયા...અને બેટાને મોં ફેરવીને છુરી ફેરવવાનું કરતો હતો ત્યારે હઝરત સાહેબજાદાએ ત્રણ વસિયત કરીઃ—

(૧) મારા હાથપગ ખુબ કસીને બાંધો કે જેથી હું હાલુંચાલું નહિ, મારા હલનચલનથી આપનાં કપડાં લોહીથી બગડે નહિ અને હું એવી બેઅદબીનો ગુન્હો કરી શકું નહિ.

(૨) જ્યારે અહીંથી ફારગ થઇ આપ મકાન પર જાઓ ત્યારે મારી પૂજ્ય માતાને મારી સલામ કહેજો અને આ મારાં કપડાં તેને આપજો કે જેથી તેને સંતોષ થાય.

(૩) કુરબાનીની વખતે મારૂં મોં નીચું કરીને એવી રીતે છરી ચલાવજો કે જેથી તે સમયે મારા ચહેરા પર આપની નજર ન પડે, કારણ કે રખેને એ વખતે પિતૃપ્રેમ જોસમાં આવી જાય અને ખુદાનું ફરમાન પાળતાં આપને વિલંબ થાય અગર ખમચાઓ.

જ્યારે એ બંને પુણ્યકૃતનું આ કાર્ય સધાવાની અણી પર હતું ત્યારે અલ્લાએ ઇબ્રાહિમને અવાજ કર્યો કે બસ, બસ, તેં તારૂં સ્વપ્ન સાચું કરી બતાવ્યું,......ખરેખર આ એક મોટી જાહેર કસોટી છે. કેમકે પુત્ર એ મોટી ચીજ છે અને તે પણ ઘડપણનો અને વળી એકનો એક ખુબસુરત અને શક્તિમાન્......ઈશ્વર કોઇનો જાનમાલ લેતો નથી, ખાલી અજમાવશ જ કરે છે...પછી એક મોટો તાજો ઘેટો તેના બદલામાં કુરબાન કર્યો...પરિણામ એ થયું કે એક બેટાને

કુરબાન કરવા ગયા હતા તેને ખુદાએ અનામત રાખ્યો અને મચ્ચાઈના બદલામા બીજો બેટો ઇસ્હાક આપડયો ” માતપિતા અને પુત્રના નિર્વિકારીપણા વિષે મગાળની કથામા આવતા ઉલ્લેખ અત્રે ટાકવાની જરૂર નથી એક વસ્તુ નોધની જોઇએ ખરેખરા પુત્રનો વધ થાય એ કોઇ કથાકાર સાખી શકતો નથી ઉપરની કથાઓમા પુત્રનું સ્થાન વેટો લે છે બ્રાહ્મણકથાઓમા બનાવટી પુત્ર નથી આવતો—એક વાર પુત્રનો વધ તો થાય છે જ, પણ તે માયાપુત્રનો જેને કન સુન્દરે કોહલું કુવર રૂપ જ કર્યું ’ એમ કલ્પ્યુ છે

અહિંસાની કલ્પના જેમ જેમ વ્યાપક થતી ગઈ તેમ તેમ યજ્ઞમા હોમવાનુ વસ્તુ ફર્યું છે યાહુદીઓમા જુની ધાર્મિક માન્યતા હતી કે જ્યેષ્ઠ પુત્રને યજ્ઞમા ઈશ્વરને સમર્પણ કરવો પાછળથી તેને બદલે પૈસા આપવાનો રિવાજ દાખલ કરવામા આવ્યો આર્યોમા પશુ પુરુષમેધ અશ્વમેધ અજમેધ ફલમેધ એમ જુદા જુદા રૂપાન્તરો થયા છે અને આપણુ કાર્ય એ ઇતિહાસમા ઉતરવાનુ નથી યજ્ઞબુદ્ધિની વ્યાપકતા બતાવી અને એટલુ જ સૂચવવાનુ છે કે પુત્રાભિયદાન એ નરી કપોલકલ્પિત બીના નથી કવિત્વપૂર્ણ લાગણીઓથી ભરપૂર એ વિષયનુ મૂળ મનુષ્યજગત્ના સાચા અનુભવોમા છે

ધર્મબુદ્ધિથી માતપિતાને હાથે બાળકનો વધ કર્યાના દૃષ્ટાત ગ્રીક સાહિત્યમા પણ મળે છે ડાએનાના પ્રકોપની શાતિ માટે રાજા એગેમેમ્નન પોતાની પુત્રી ઈફીજેનીઆનો હોમ કરે છે એક જળચર રાક્ષસથી સ્વદેશનુ રક્ષણ કરવા એન્ડ્રોમીડાનો પિતા તેને હોમવા તૈયાર થાય છે કથા એવુ કહે છે કે બને પાછળથી જીવતા રહ્યા દુકાળના સમયમા વાવમા પાણી આવવા વરકન્યાની જોડનો ભોગ આપવો અથવા કુવામા પાણી લાવવા બત્રીસલક્ષણાનો ભોગ આપવો એવી કથાઓ આપણામા પ્રચલિત છે જસમા ઓડણનો શાપ અને સહસ્રલિંગ તળાવની વાત આ સંબધે યાદ કરવા જેવી છે—મહમ્મદ

પયગંબરના દાદા અબ્દુલ મુતાલિબ વિષે એકવાત છે. પોતાના પ્રિય પુત્ર અબ્દુલ્લાહનો ભોગ આપવાની એ તૈયારી કરતા હતા. એક સ્ત્રી જ્યોતિષીએ તેમને કહ્યું કે એ તો એક મહાન્ પયગંબરનો પિતા થવા સર્જાયો છે. માટે તેને બદલે ૧૦૦ ઉંટનો ભોગ આપો.

આ સઘળી ધર્મબુદ્ધિથી કરેલા અગર કરવાના પુત્રવધની વાત થઈ. પરંતુ અન્યથા કરેલા વધનાં પરદેશીય પ્રાચીન સાહિત્યમાં ઘણાં દૃષ્ટાન્ત મળે છે. આ વિષયની વ્યાપક કવિત્વમયતાની ઝાંખી કરાવવા થોડાંક નોંધવાં જોઈએ. ફિરદોસીએ શાહનામામાં સંગ્રહેલી રૂસ્તમ અને સોરાબની ઐતિહાસિક કથા એ એક જ્વલંત દૃષ્ટાંત છે. કવિ મેથ્યુ આર્નોલ્ડે પણ આ પ્રસંગ અંગ્રેજી કવિતામાં ઉતાર્યો છે. મૅકફર્સનના 'ઓસીઅન' કાવ્યનાં કાર્થોનનો તેવીજ રીતે અજ્ઞાનપણે પિતાને હાથે વધ થાય છે. આયર્લૅંડની મહાકાવ્યકથામાં આવી જ રીતે કયુકુલીન અને કોનોલોશની કથા આવે છે. રામચંદ્ર વનમાં લવકુશનો સંહાર કરી પાછા તેમને સજીવન કરે છે તે આ પ્રસંગે સહજ યાદ આવે છે.

ધર્મ સમજી દુઃખની પરંપરા સહન કરવી, તેની કથાઓનો દેશ–પરદેશમાં પારજ નથી. સગાળે અતિથિને જમાડીને જમવાનો નિયમ લીધો છે. સાત સાત દિવસના સૌને કડાકા થયા છે. એ જાણે બસ ન હોય તેમ કોઢીલા 'અતીત'ની પરિચર્યા કરવી પડે છે– અપમાનના શબ્દ સાંભળવા પડે છે. રાધેલી ભાતભાતની સામગ્રી નકામી જાય છે. માંસ માગતાં પણ વિવિધ બ્હાનાં કાઢી પુત્રવધ કરાવે છે. તેટલેથી પણ પતતું નથી. પુત્રમસ્તક ખાંડવાની આજ્ઞા થાય છે. તે શાક પણ અતિથિને ખપતું નથી. માતા પેટ ચીરવા ઉભી થાય છે. છતાં કોઇ પરમાત્માને જરા પણ દોષ દેતું નથી. આ સઘળી દુઃખપરંપરા બાઇબલમાં આવતી જૉબની કસોટીની પરંપરાની યાદ આપે છે.

પાછળથી રચાએલાં સગાળ કાવ્યોમાં ઉમાવર શંકર અથવા વૈકુંઠનાથ વિષ્ણુ સ્વેચ્છાથી સગાળની કસોટી કરવા જાય છે. પરંતુ દાસ અને કનકસુંદરમાં જૉબની કથાને મળતી યોજના છેઃ ઇંદ્રસભામાં સગાળનું સત મૂકવાવા બીડું ઉભું થાય છે. કનકસુંદરની કથામાં ઇંદ્ર અને "દેવ"ની વચ્ચે વિવાદ થાય છે, અને તે ઇશ્વર અને સેતાનની વચ્ચે થતી જૉબ સંબંધી તથા માર્લો અને ગીટેના ફ્રૉસ્ટ સંબંધી હોડને મળતો છે. સગાળ પુરી (૧) તથા સુરદાસકાવ્યમાં વૈકુંઠનાથને મુખે વખાણ સાંભળી કૈલાસપતિ પરીક્ષા કરવા વિચાર કરતા જણાય છે.

ત્રીજી ધ્યાન ખેંચનારી હકીકત અતિથિસત્કારની છે. આપણાં કાવ્યોમાં ક્વચિત્ ક્વચિત્ એવું સૂચન આવે છે કે કોઢી અતિથિનું રૂપ ઇશ્વરે જ ધારણ કરેલું છે, એમ સગાળાદિ જાણે છે. **અતિથિદેવો ભવ** । નો ઉપદેશ તો જાણીતો છે. પરંતુ દુઃખી અતિથિમાં–ઇશ્વરનું દર્શન કરવાની વૃત્તિ સામાન્ય કોટિના મનુષ્યમાં પણ કેવી રીતે જન્મી શકે તે 'માર્ટીન મોચી'ની* કથામાં ટૉલ્સ્ટૉયે બતાવ્યું છે. ખ્રિસ્તે પણ જુદા જુદા વેશમાં પોતાના અનુયાયીઓને દર્શન દીધાની ઘણી દંતકથાઓ બાઇબલમાં નોંધેલી છે. પણ આ બાબતે સગાળની કથા અમેરિકન કવિ જેમ્સ રસેલ લૉવેલ કૃત 'ધી વીઝન ઑફ સર લૉનફેલ' કાવ્ય સાથે સવિશેષ સામ્ય ધરાવે છે.

...Where the Lord appeared to the knight in the form of a leper—'a gruesome thing...in the desolate horror of his disease,' and when at last his eyes were opened Sir Launfal said,

'I behold in thee

---

* 'Where Love is, God is.' જાનીના કાવ્યમાં પ્રથમ સગાળ–ચંગાવતી સંવાદમાં દરેક અતિથિમાં પ્રભુનું દર્શન કરવાનો નિશ્ચય પતિપત્ની કરે છે. કડવું ૯.

An image of Him who died on the tree;'
and all his pride humbled—

'The heart within him was ashes and dust,
He parted in twain his single crust,

He broke the ice on the streamlet's brink,
And gave the leper to eat and drink."
And there
"as he mused with downcast face—

A light shone round about the place,
The leper no longer crouched by his side,
But stood before him glorified." ×

આ પ્રમાણે ગયા પ્રકરણમાં સચવેલી લક્ષિત લોકકથામાં સમાએલા માનસની વ્યાપકતા વિચારતાં તે પુત્રાભિષદાનની કથાના અસ્તિત્વ વિષે કાંઇ શંકા રહેતી નથીઃ આપણી કથાની સઘળી વિગતો મનુષ્યના માનસને બંધબેસતી છે. અને માનસ-બંધારણ સાથે તેમાં ફેરફાર થયા છે, તેની તો અત્રે છાપેલાં જુદાં જુદાં કાવ્યોની વિગતો જાતે સાક્ષી પુરે છે. વળી આ કથાનાં ધાર્મિક તત્વો કરતાં કવિત્વમય તત્વો ઉતરતાં કે ઓછાં નથી. આ પ્રકરણમાં ટાંકેલાં દૃષ્ટાંત તેની કવિત્વમયતાની વ્યાપકતા પણ સિદ્ધ કરે છે. આપણા કવિઓએ એ કવિત્વ કેટલે દરજ્જે પચાવ્યું છે એ જુદો પ્રશ્ન છે.

આ પ્રકરણમાં આવતી કેટલીક હકીકતો પ્રત્યે મારું ધ્યાન દોરવા માટે રા. રા. હીરાલાલ પારેખ તથા પ્રો. ફિરોઝ દાવરનો હું ઋણી છું.

× H. R. Scott's Gujrati Poetry—Its value for Missionaries નામે ઈ. સ. ૧૯૧૧ માં પ્રકટ થએલા ભાષણમાંથી, પૃ. ૨૪.

સર લૉન્ફેલ વિષેના કાવ્યના સાર માટે જુઓ ડૉ. બ્રુઅરનું 'Reader's Handbook' પૃ. ૫૯૮.

મનુષ્યને અભક્ષ્ય ગણાતા નરમાંસનો ભાવિ ભોક્તા મયૂરધ્વજ-ખ્યાનમાં બ્રાહ્મણ નથી, પણ સિંહ છે તેની જ યુક્તિઓ વડે આપણા કવિઓએ પોતપોતાના ધર્મના આચારવિચાર સાથે કથામાં આવતા માંસભક્ષણના પ્રસંગનો સમન્વય કરવા થોડોઘણો યત્ન કર્યો છે એ કવિઓના જીવન વિષે અગત્યની માહિતી સ્વતંત્રપણે મળતી નથી આ કાવ્યોમાં એમના ધર્મ સબંધી આવતા સૂચન એ જ આપણો આધાર છે

વાસુકૃત કર્ણકથામાં કસોટી કરનાર દેવ મહેશ્વર શિવ છે ઇદ્રની પ્રેરણાથી 'કાપડી' રૂપે–શિવભક્ત કાપાલિક રૂપે થઈ એ શિવ મંદિરમાં આવી બેસે છે અતિથિ પોતાને સ્વેચ્છાહારી 'તપસી' તથા સ્મશાનવાસી અને મહામાંસાહારી કહેવરાવે છે પરતુ વાસુ પોતે વૈષ્ણવ હતો એમ લાગે છે ધર્મકથા જે શ્રવણે સુણિ જાઇ પાપ તસ વૈષ્ણવ ભણિ '–કનકસુદર સ્પષ્ટપણે જૈન છે એના રાસમાં કસોટી કરનાર 'દેવ' નામધારી દેવ છે છતાં મૂળમાંના શિવ સબધી ઉલ્લેખ અનેકવાર પકડાઈ જાય છે જૈન તરીકે એણે ઉભી કરેલી ચર્ચાનો જુદો વિચાર કરીશુ–સુરદાસના કાવ્યમાં ઇચ્છાભોજનની શરત કરવામાં આવતી નથી, જ્યારે ભોજન ધરવામાં આવે છે ત્યારે જતી કહે છે

અન તણી માહારે આખડી કાંઇ થઆ છે બહુ દિન રે
સુઝનિ પૂછો તો કહું હું તો માશ કરૂ ભોજન રે

સુરદાસ ધર્મે વૈષ્ણવ છે, એટલે વૈકુઠનાથને મુખે વખાણ સાભળી આવનાર કૈલાસસ્વામી ત્રિપુરારિ પરીક્ષક છે, તેથી ચેલૈયો પણ શ્રી હરિનું સ્મરણ કરે છે અને વૈકુંઠવાસની આશા રાખે છે વળી ચગાવતી પેટમાં છરી મારવા જાય છે ત્યારે શ્રી કમલાપતિ પ્રગટ થાય છે –કૃષ્ણજી પણ વૈકુઠવાસનો અને વૈષ્ણવ સંતની કૃપાનો અભિલાષી હતો પરતુ આ કાવ્યમાં તેણે વૃષભારૂઢ શિવનું પ્રાધાન્ય જાળવી રાખ્યુ

છે સ્વેચ્છાથી ઉમાપતિ વિશ્વેશ નિજ દાસ સગાળશાહનું સત જોવા ભૂતલ પર જોગી રૂપે આવે છે.*

મોમાળાચરિત્ર અને સગાળચરિત્રનો રચનાર જાની એક છે, એ 'પ્રતવિચાર'ની પાચમી કડિકાને અને બતાવ્યુ છે એટલે શિવભક્ત સગાળના ચરિત્રમા અનેક વૈષ્ણવ ઉલ્લેખો છે, તે કવિના સ્વધર્મના સૂચક ઠરે છે મુખ્ય કથાભાગ શિવભક્તને લગનો હોવાથી અને જાનીના જમાનામા યા જાનીને માટે જૈન-જૈનેતર જેટલા શૈવ-વૈષ્ણવનાx ભેદ કડક નહિ હોવાથી 'જાની બોલે આલપપાલ, કૃપા કરી કૈનામભૂપાલ' એની પ્રાસાનુકૂલ કડીથી ઉપસંહાર કરતા કવિને સંકોચ થતો નથી મૂળ કથાથી જાની સુધીની પરપરાનો પ્રશ્ન અહીં ચર્ચવો અસ્થાને છે શિવપ્રાધાન્ય ઉપરથી એટલુ તો સ્પષ્ટ જોઈ શકાય છે કે સગાળ મૂળે પણ શિવભક્ત હોવો જોઇએ જાનીકાવ્યમા શિવદર્શને આવેલા સગાળને અવધૂત અતિથિ લાધે છે અતિથિને

* 'લેઉ ભોજન મન ઇચ્છાચારી, એ શરત પહેલેથી કબૂલ કરાવે છે, ને જ્યારે ભોજન ધરે છે ત્યારે,

સીધ કહે સુણ, શાહા સગાલ ! હુ તારુ વચન પ્રતિપાલ

જન્મ થકી મે વ્રત આચરૂ અન નહિ હૂ ભોજન કરૂ

મારૂ સહજ લહે સસાર હૂ મહોમાસ સિત કરૂ આહાર પૃ. ૯૫

× 'શિવ' શબ્દોનો કોઇ પણ સયોગોમા ઉચ્ચાર ન કરનાર વૈષ્ણવો અત્યારેય છે સગાળ કથામાથી સેવ હટેખો ટાળવાનો પ્રયત્ન પણ આવી મનોવૃત્તિને આભારી હશે પરતુ ગુજરાતના ભક્તોમા એ ભેદો હમેશા તીવ્ર નહિ હોય મહારાષ્ટ્રમા ન હતા —" Pundalika who was one of the greatest devotees of Vitthala, had a lingam of Siva erected in memory of him In fact, all these saints of Pandharpua knew no distinction betwden S'aivism and Vaishnavism " P. 183 Mysticism in Mahrashtra by Prof Ranade ( History of Indian Philosophy Vol VII ) વળી કુંકડ્ડ અને જાનીના કાવ્યો એનો પુરાવો છે

'આમિષની ઇચ્છા' થઇ છે–શાથી થઇ છે તે કહ્યું નથી. અવધૂતને માટે નરમાંસાહાર અસાધારણ નહિ ગણ્યો હોય. પંચામૃત અન્ન જમવા સગાળ અતિથિને એક વાર લલચાવી જુએ છે, અને એટલાથી જ ગૂઢપણે કવિએ પોતાની ઘૃણા જણાવી છે. માંસભોજનના નિષેધ વિષેની કથારસમાં ક્ષતિ કરનારી ચર્ચા કવિએ દાખલ કરી નથી. તેમ બજારુ માંસ કે વધસ્તંભેથી ચોરમાંસ લાવવાની ખટપટમાં સગાળને પડવું પડતું નથી. અતિથિ પહેલેથી નરમાંસ માગે છે તે પોતાના શરીરમાંથી કાપી આપવું સહેલ છે. સુતવધની વાત એને ગળગળો કરી મૂકે છે. પણ 'છળવા આવ્યો ત્રિભુવનભૂપ' એવો એને નિશ્ચય છે. શિરોવધ ચેલૈયાને પુષ્પપ્રહાર સમાન નીવડે છે. શિવ, શિવા અને ઇંદ્ર મળીને ભક્તની કસોટી કરે છે–વિષ્ણુમુખે એનાં વખાણ સાંભળીને શિવ પ્રેરાતા નથી.–નાકરના સગાળપુરી (૧) માં 'તેહનિ વખાણે વૈકુંઠનાથ' એ ઉલ્લેખ તો છે. સંભવ છે કે શિવ આગળ વખાણ કર્યું હોય. ઘેર જઈ ભોજન ધર્યા પછી જ જતી કહે છે કે 'હું તુ અન્ન ન કરૂં આહાર.' વળી કહે છેઃ

તમિ વાણિઅ દયાકામપાલ. અમ જમવા ભૂંડું છિ માલ.

આટલું કહી મૂળકથાની વિગત નાકરે જેમની તેમ સ્વીકારી લીધી છે, આપણે માની લેવાનું કે માંસાહાર અતિથિને સ્વધર્મવિહિત છે.–સગાળપુરી (૨)માં બ્રાહ્મણમાહાત્મ્ય વિશેષે કહ્યું છે, અને એક વાર વિષ્ણુને 'રણછોડ' નામ આપ્યું છે.* કર્ણને ફરી અવતાર આપતા પહેલાં પરીક્ષા જોવા આવવાની શરત જગજીવન કરે છે. સગાળનું પુણ્ય વધતાં ઇંદ્રાસન ડોલવા લાગે છે, એટલે ઇંદ્ર વિઠ્ઠલજીને વિપત્તિનિવારણ અર્થે યાચના કરે છે, એને બાર મેઘ વરસાવવાનું કહી સાત દિવસે સગાળશાહની ચિંતાનો વિચાર કરી નરહરિ અતિત રૂપ ધારણ કરે છે, 'કહું તે આણી' આપવાની શરત પહેલેથી કરાવવામાં આવે છે. ભોજન બનાવવાની વાત સાંભળી અતિત કહે છેઃ

* પ્રત ૭–ક્રમાં પણ આ સ્થળે 'રણછોડ' નો ઉલ્લેખ છે.

અન્ન તો નવ જોઇયે. માંસ આહાર છે. આપો તેહ! ચૌટામાંથી આણેલું અન્નમાંસ જોઈ જતિ કહે છે કે 'કુંવરનો ગમે છે મુને આહાર.' અતિથિની ઇચ્છા જ જ્યાં પુરી કરવાની છે ત્યાં માંસભોજનના વિધિનિષેધનો પ્રશ્ન જ ઉભો થતો નથી. —તુલજારામની કાવ્યરચના તો સગાળપુરી (૨)નો વિસ્તારમાત્ર છે. રત્નદાસ અને ભોજલ વિષ્ણુભક્તો છે. તેમનાં કાવ્યોનો પરીક્ષક દેવ મુરારિ વિષ્ણુ જ છે. અતિથિ અઘોરપથી હતો, એમ કહી એમણે ટુંકામાં જ પતાવ્યું છે.

કથાની સંગતિ ઉપર જ પોતાનું ધ્યાન કેન્દ્રિત કરીને લગભગ બધા કવિઓ માંસભક્ષણની ખુલ્લી અવિસ્તર ચર્ચાથી દૂર રહ્યા છે. પરંતુ વાસુકાવ્યમાં એ ચર્ચાનાં બીજ જડે છે. અને જૈન કનકસુંદરે તો વાસુકાવ્યનો આ વિષયમાં પણ સારી રીતે વિસ્તાર કર્યો છે, અને અન્યથા* પણ પોતાનું જૈનત્વ સાચવ્યું છે. જૈનેતર કર્ણ સાથેનો સગાળકથાનો સંબંધ ભૂંસવા કનકસુંદરે બહુ મંલાગથી સબળ યત્ન કર્યો છે, તેવું જ માંસભક્ષણની વાત સબંધે છે. વાસુના કાવ્યમાં

---

*એણે સગાળને કર્ણનો અવતાર નથી કહ્યો. પરંતુ 'જિનશાસનિ પરશાસનિ કર્ણકથા સુવિસાલ' એવો પ્રાસ્તાવિક ભાગમાં ઉલ્લખ કરીને અન્નદાનમાહાત્મ્ય વર્ણવવા દષ્ટાંત પુરતી સગાળની કથા આપી છે વળી વાસુ સત્તકાર વર્ણનમાં કહે છે કે સગાળે 'ધર્મ ધજા ભુજ માંડિઉ કર્ણ. પોષે અન્ન અઢારિ વર્ણ.' પણ કનકસુંદરનો સગાળ તો 'પોષઇ અન્ન અઢારઇ વર્ણ, જિમ સોનુ દેતુ રા કર્ણ.' સગાળ શુળીએથી ચોરમાંસ લાવવા ગયો; તેનું કારણ વાસુ કહે છે

'આગે જેણિ ખિત્રીનું અંશ, તેણિ માહાજનિ લેઈ આવિઉ માંસ॥

પરંતુ કનકને કહેવું પડે છે કે—

'તિહા આણ્યુ ક્ષિત્રીનુ ભાવ; લીધું પલ ઋષિ અર્થિ સુભાવ॥'

અતિથિ માંસભોજન માગે છે ત્યારે સગાળના મનમાં કાંઈ શંકા કે સંકોચ ઉપજતાં નથી. જ્યારે ઋષિ ક્રોધ કરી ચીંકે મૂકેલું મસ્તક માગે છે ત્યારે જ સગાળ પૂછે છેઃ

ધર્મ ધ્યાન તપ તીરથ કરુ; દુષ્ટ વયણ મુખિ કાં ઊચરુ ?

અને અતિથિ તે વખતે પોતાનું સ્મશાનવાસી મહામાંસાહારી યોગીનું સ્વરૂપ સમજાવે છે; મહામાંસની માગણી થતાં જ સગાળે અતિથિને પ્રશ્ન કર્યોઃ

બોલ્યઉ સેઠઃ સુણઉ, કાપડી ! ગલઇ જનોઈ તુહ્મ રાંપડી.
ધર્મ ધ્યાન નઇ તીરથ કરુ; મુહઇ વયણ કિસ્યઉં ઊચરુ ?
મુખિ નારાયણ બોલઉ સદી ભલી ભગતિ ઇસ્વરની વધી
બ્રહ્મ રૂપ તુહ્મારું, સાધ, પર પ્રાણીનઇ કાં સાબાધ ?

ઉત્તરમાં પોતાનું અવધૂત સ્વરૂપ અતિથિએ સમજાવ્યું; છતાં સગાળ તો વિમાસતો જ રહ્યો. ત્યારે લંબાણથી ચંગાવતી શાહને સમજાવવા લાગી, અને છેવટે પોતાનો નિર્ણય જણાવ્યોઃ

આદરીઉં નવિ છંડીઇ મનિ ધ્રમ કાં રે
× × × ×
અણદ્રતું ઔશધ યાચીઉં મનિ ધ્રમ કાં રે
આપણનઇ નહિં પાપ સમઝિ મનિ ધ્રમ કાં રે.
× × × ×
માંડઇ તસ ભાંડઇ સહુ મનિ ધ્રમ કાં રે.

એ સાંભળી 'સાહા ચીંતવઇ' કે 'સાચઉ બોલઇ નારિ. લખીઉં લાભઇ આપણું' આ રીતે સગાળે મન સ્થિર કર્યું. છેવટે કનકસુંદર પણ આવી અમાન્ય માગણીનો સમન્વય કરવા કહે છેઃ

જે જેહનઇ મનિ મત વસ્યું, મનિ ધ્રમ કાં રે ?
નવિ છંડઇ અણુ. રાય, સમઝિ મનિ ધ્રમ કાં રે ? ઇત્યાદિ.

આ રીતે મહામાંસનું નામ સાંભળતા જ કનકસુંદરે લંબાણપૂર્વક સહેતુક ચર્ચા ઉભી કરી છે. વળી એના કાવ્યમાં અતિથિને જુદાં જુદાં ભોજન કહી સંભળાવતાં સગાળ 'સત્તર ભખ્ખ' નો* ઉલ્લેખ કરતો નથી. કારણ કે 'સત્તર ભખ્ખ' માં માંસનો સમાવેશ થાય છે. (મ બા. વ્યાસ સંશોધિત વિમલપ્રબંધ પૃ ૩૦૦.) વળી જીવધારી ચેલૈયાનો વધ ન થાય તે માટે કનકસુંદરનો 'દેવ' મંડપમાં પડેલું 'કોહલું' લઈ 'માયાકુંવર' બનાવે છે.

માંસભક્ષણની ચર્ચાનું બીજ વાસુકાવ્યમાં છે ખરૂં, પણ એ ચર્ચાનું મૂળ કનકસુંદરની માફક ધાર્મિક માત્ર નથી. પોતાના પ્રાણથી પણ પ્રિય એવા પુત્રનું મસ્તક લઈ સગાળ અને ચંગાવતીએ બળી મરવાની ઇચ્છા રાખી હતી. એ મૃતપુત્રના મસ્તકનો સહવાસ પણ જ્યારે અતિથિએ છોડાવવા ઇચ્છયું ત્યારે જ પિતૃહૃદય જરા કકળી ઉઠયું. ઉપર બતાવ્યું છે તે પ્રમાણે એક યા અન્ય રીતે કાવ્યના વસ્તુને સમયાનુસાર-સ્વધર્માનુસાર સ્વાભાવિક રૂપ આપવા પુરતો જ યત્ન કનક સિવાયના સઘળા કવિઓએ કર્યો છે. અતિથિએ પોતાના ધર્મ અથવા પ્રકૃતિને અનુકૂળ ભોજન માગ્યું અને તે સાંભળી સગાળ જરા કંપ્યો, એટલું કહેવું તેમને માટે બસ હતું. મૂળના સંસ્કાર ભૂંસવાને કનકસુંદર જેટલો સબળ કે સવિસ્તર પ્રયત્ન બીજા કોઇએ કર્યો નથી. ઇશ્વરની માયાથી બધું બને છે ને પાછું હતું તેવું થાય છે, એટલે વાસ્તવિક હિંસા થયાનો પ્રશ્ન બીજા કવિઓને ઉદ્ભવવાની આવશ્યકતા નથી.

આ રીતે સર્વ કવિઓના થોડાવત્તા પ્રયત્નોને પરિણામે મૂળકથામાં જૈન તથા જૈનેતર સંસ્કાર ભળી ગયા છે. મૂળ લોકકથાનો અતિથિ શિબિકથાની માફક બ્રાહ્મણ હોય તો નવાઈ જેવું નથી. અને જૈન તથા વૈષ્ણવ કવિઓએ અપનાવેલું કાવ્ય મૂળ સ્વરૂપે શૈવ

* વાસુકાવ્યમાં એનો ઉલ્લેખ છે. પૃ. ૧૦, પં. ૧૨.

હતું એ ખચિત સંભવે છે. વાસુ, નાકર આદિ વૈષ્ણવ કવિઓમાંથી કોઈએ પુત્રમાંસભક્ષણ જેવો કમકમાટીભર્યો પ્રસંગ લોકકથામાંથી લઈ શિવધર્મને માથે ઓરાઢયો એવું બન્યું નથી. એમનાંજ કાવ્યોમાં શૈવ અવશેષો જડે છે. પરંતુ મૂળ કાવ્યકથામા સગાળ શિવધર્મી હોય અને એ કથા શિવભક્તની કસોટીની કથા હોય એમ શું ન બને? વિષ્ણુભક્તિ ઉપદેશનાર પાંચરાત્રદર્શનની સમાન અને સમકાલીન એવી પશુપતિ શિવની ભક્તિનો બોધ કરનાર પંચાર્થવિદ્યા ઉર્ફે પંચાધ્યાયીના કર્તા લકુટેશ ( લકુલીશ-નકુલીશ )ની પ્રવર્તાવેલી પાશુપત શાખા ગુજરાતમાં પ્રચાર પામી હતી. વળી વૈષ્ણવ કવિઓ કરતાં મોડેથી રચેલાં વૈષ્ણવ જાની તથા વૈષ્ણવ કૃષ્ણજીનાં શિવભકત સગાળના કાવ્ય આપણને મળ્યાં છે. એટલે મૂળ કાવ્યકથા શૈવ કથા હતી એ નિ:શંક છે.* શૈવ અને વૈષ્ણવ તથા જૈન અને જૈનેતર, એ ભેદો છતાં મધ્યકાલીન યુગમાં ગૂજરાતી સંસ્કૃતિનું ઘડતર કેવી રીતે થતું હતું તે સમજવામાં 'સાહિત્ય પરંપરા' સાથે આ પ્રકરણ ઉપયોગી નીવડશે.

## સાહિત્ય પરંપરા

અત્રે એકત્રિત કરેલી સર્વ સામગ્રીને અભ્યાસાર્થે યોજવા માટે છાપેલાં કાવ્યોનો પરસ્પર સંબંધ સમજવો જરૂરનો છે. કવિ નાકર વિ. સં. ૧૫૫૦ થી વિ સં. ૧૬૩૦ દરમીઆન હયાત હતો. એટલે નાકરની પૂર્વાવધિ અને ભોજલના દેહાન્તની વચ્ચે સાડા ત્રણસો વરસનો ગાળો છે. એ ગાળામાં આ દસ કાવ્યો રચાયાં હતાં. તે પૈકી કાવ્યાંક ૧ થી ૪ ની રચના કે નકલ નાકરના કાળ પછી પચાસેક વરસમાં થઈ હતી, એ મળી આવતી

* શિવધર્મમાં સમાવવામાં આવેલાં અનાર્ય તત્વોમાં લોકકથાનું મૂળ શોધવું એ જુદો પ્રશ્ન છે. આપણું કાર્ય કાવ્ય પુરતું છે.

સાલોથી સિદ્ધ થાય છે—ફક્ત 'નાકરકૃત સગાળપુરી (૧) કાવ્યાંક ૬ ની મળેલી પ્રત નાકરની ઉત્તરાવધિ પછી ૧૦૦ વર્ષે ઉતારવામાં આવી છે. જાનીકૃત સગાળચરિત્રની રચના સાલ સં. ૧૭૦૮ છે; પરંતુ તે કાવ્ય પણ સગાળપુરી (૧) ની પ્રત પૂર્વેનું હોવાથી આ સમુદાયમાં ગણવા જેવું છે.

## ફૂઢજી તથા જાની

પહેલાં છ કાવ્યો પૈકી કનકસુંદરનો રાસ એ જૈન હોવાથી નિરાળો પડી આવે છે, તેમ જ ફૂઢજી અને જાનીનાં કાવ્ય શૈવ હોવાથી જુદાં પડી જાય છે. કેસવધના ચદ્રાવલા અને બીજાં વૈષ્ણવ વિષયોનાં કાવ્ય રચનાર ફૂઢજી 'શૃગાલપુરી'માં વૃષભારૂઢ શિવને વર્ણવે છે. તેવી જ રીતે ત્રિપુટી પૈકી વૈકુંઠપતિ વિષ્ણુ—હરિનું પ્રથમ પદ સ્વીકારનાર જાની પણ શિવમાહાત્મ્ય ગાય છે. નાકરના નળાખ્યાન પછી સો વરસે અને ઓખાહરણ પછી સિત્તેર વરસે એની ઉત્તરાવધિથી બાવન વર્ષ પછી ફૂઢજીનું કાવ્ય રચાયું છે. છતાં કાવ્યના બાહ્ય સ્વરૂપની ઘટના ઉપરાંત બીજું કાંઈ સામ્ય એને નાકરાદિનાં કાવ્ય સાથે નથી. માટે કાંતો એ કાવ્ય એના જાણ્યામાં ન હતાં, અગર તો એમનાથી સ્વતંત્રપણે એણે પોતાની કાવ્ય રચના કરી હોવી જોઈએ: અર્થાત્ નાકરાદિ છતાં કર્ણાવતાર સગાળની (કાવ્યારૂઢ !) શૈવકથાનું સાતત્ય ગૂજરાતના જે ભાગમાં ફૂઢજી વસતો હતો ત્યાં નર્મદાની દક્ષિણમાં જળવાયું હોવું જોઈએ. *વાસુ—નાકર

* વાસુ—કનકનાં કાવ્યમા છાતછાતનાં ભોજનની ગણના આવે છે તેવી ફૂઢજીના કાવ્યમાં છે, પણ અન્ય કાવ્યોમાં નથી. વળી ફૂઢજીના કાવ્યમાં બારે મેઘ વરસવાને ઠેકાણે સૌ સંન્યાસીને 'મન પ્રેરા અગોપ' કરવામા આવે છે. તેમને શોધવા વાણોતરો પ્રથમ જાય છે. તેવી રીતે ફક્ત અમૃતાનંદના આખ્યાનમાં (પરિશિષ્ટ પ્ર. ૧) પ્રભુ સંઘવી બની અધાને સંઘમાં લઇ જાય છે. ત્યાં પણ વાણોતરો છે.

તો ઠીક, પરંતુ કનક પણ શૈવ અવશેષને પુરા ભુંસી શકયો નથી; અને કનકકાવ્ય પછી પંદર જ વરસે કૂદજીની કૃતિ રચાઈ, તે જોતાં એ અનુમાન સ્વાભાવિક લાગે છે. કૂદજી પછી પણ ૨૬ વરસે ગૂજરાતના ઉત્તર ભાગમાં શૈવકથાનું સાતત્ય જળવાયાનો પુરાવો જાનીના કાવ્યમાંથી મળે છે. નોંધવા જેવું એ છે જે આ કાવ્યની કથા વાસુ, નાકર આદિની કૃતિઓથી કેટલીક મુખ્ય બાબતોમાં ભેદ-વાળી હોવા છતાં છેક સંબંધરહિત નથી. એ 'કથાપરિચય'માં સગાળ-ચરિત્રના સાર સાથે આપેલી નોંધો ઉપરથી જણાશે. (પરિશિષ્ટ પ્ર.૮)

## વાસુ અને કનકસુંદર

'સગાલસાહ રાસ' વાસુકાવ્યનો વિસ્તાર માત્ર હોવાથી પરસ્પરસંબંધચર્ચા પરત્વે એમાં જ અંતર્ગત થએલું સમજવાનું છે. વાસુની કર્ણકથામાં કનકસુંદરે કરેલા સુધારાવધારા તથા ઘટાડા નીચે મુજબ છે.

વધારા (ક) ૧. ઇંદ્રે કહેલી શ્રીદત્તની આડકથા.

૨. ભોઇએ કહેલી શીઆળ અને ગધેડાની આડકથા.

(ખ) (૧) પ્રાસ્તાવિક ભાગ. (૨) ધર્મનગરનું વર્ણન. (૩) સગાળના પૂર્વજોનું વર્ણન. (૪) સગાળના સંસારનું લંબાવેલું વર્ણન. (૫) વાસુના વિપ્રમાહાત્મ્યને સ્થાને ગુરુ માહાત્મ્ય. (૬) નારદના ઉપદેશમાં લોભનિંદા, દાન-મહિમા અને અન્નમાહાત્મ્યનાં પ્રકરણમાં સુધારાવધારા.*

---

* કાન્હડદે પ્રબંધના ચોથા ખંડની ૧૮૫–૧૯૨ કડીમાં લોભનિંદા છે, તથા વિમલ પ્રબંધનાં પૃ. ૭૧, ૭૨, ૭૩ આદિ પર કલિયુગ-નિંદા છે.ત્યાંની કેટલીક પંક્તિઓને વાસુ-કનકના લોભનિંદા પ્રકરણની કેટલીક પંક્તિઓ સાથે સામ્ય છે. તે જિજ્ઞાસુ જોઇ લેશે. લોભનિંદા સંબંધી પ્રચલિત કહેવતો કે કે કોઇ કાવ્ય સર્વસામાન્ય આધાર છે કે કા. પ્ર. માંની લોભનિંદા વાસુને આદર્શભૂત નીવડી છે, તે વિચારવા જેવું છે.

(૭) સત્કારનિર્ણનમાનુ જમણુ માહાત્મ્ય (૮) અંતભાગ

વાસુના કાવ્યમા નારદ સગાળ પાસેથી ઈંદ્રસભામા જાય છે પર તુ ઉપદેશ આપી ગયા પછી નારદ કનકસુન્દરના રાસમા ફરી જણાતા જ નથી છતા એના રાસમા ઇદ્રસભા મળે છે, અને ત્યા ઈદ્રની ઈર્ષાથી ભિન્ન એવો સગાળપરીક્ષાનો હેતુ ઉત્પન્ન થાય છે ઇદ્રને સાહાય્ય કરનાર શકર ભગવાનને બદલે 'જેહનઇ વિરૂઇ દેવ' એવો શકારહીન 'દેવ' પરીક્ષા કરવા કર્ણકથાના 'ઈશ્વર'ની માફક 'કાપડીનો વેશ ધારણ કરી પૃથ્વી ઉપર' શિવમદિર'મા જાય છે – જૈનેતર કર્ણ સાથેનો સબંધ ભુસવાના પ્રયત્ન વિષે આગલા પ્રકરણમા કહેવાઇ ગયુ છે

આ સિવાય વાસુ અને કનકના કાવ્યમા ગાઢ મળતાપણુ છે પર તુ જ્યા મળતાપણુ છે ત્યા સ્વાભાવિક ભાષાફેર તો છે વૃત્તવૈવિધ્ય માટે, પ્રાસ ઇત્યાદિની કોઈ ક્ષતિ સુધારવા માટે અને પુનરુક્તિ ટાળવા માટે એ ફેરફાર થાય છે છતા બનેની ભાષામા હરકોઇ વાચકને સહેલાઈથી જણાઈ આવે એવુ સામ્ય છે એટલે તેના દષ્ટાત ટાકવાની જરુર નથી

કોઈના તાજા રચાએલા કાવ્યનો કર્ણકથાનો કનકે કર્યો છે તેવો–નરી સાહિત્યચોરી જેવો–વિસ્તાર મળવતો નથી છતા આ ગાઢ સામ્ય ઉપરથી એમ પણ સમજાય છે કે વાસુ અને કનકની વચમા કોઈ બીજો સગાળશાહ વિષે કાવ્ય રચનાર જૈનધર્માનુયાયી કવિ થયો નહિ હોય મતલબ કે વાસુ અને કનક વચ્ચે બહુ ઝાઝુ અતર સભવતુ નથી સિવાય કે આપણુને મળતુ વાસુકાવ્ય મૂળ વાસુકાવ્યની જૈનસશોધિત આવૃત્તિ હોય પણ સદ્ભાગ્યે જળવાઈ રહેલી સોસાઇટીવાળી અધુરી બ્રાહ્મણી પ્રતથી જૈનજૈનેતર ભેદ તે સમય માટે ખોટા ઠરે છે અર્થાત્ વાસુએ કરેલી કર્ણકથાની

જુદા જુદા ભાગમા સારો ફેલાવો પામ્યું હતું. પાઠભેદ ઉપરાંત જોડણી ભેદ છે. એ ફક્ત લહીઆભેદનું પરિણામ નથી.

## વાસુ અને નાકર

આ પ્રમાણે બે કાવ્યોને બાજુ પર મૂકતા વાસુ, નાકર અને સુરદાસના પરસ્પરસબધનો વિચાર ઉપસ્થિત થાય છે. વાસુની કર્ણકથાનો વિસ્તાર કનકસુન્દરના રામ જેટલો નથી છતાં એનું કાવ્ય નાકર અને સુરદાસના કાવ્યથી લાબું છે એનુ વલણ મૂળ કથાભાગને વિસ્તારવા ભણી છે. કર્ણકથામા નીચેના પ્રકરણ મૂળ કથાભાગના વિસ્તાર માટે યોજાયા છે. તે વિષે નાકર–સુરદાસનાં કાવ્યમાં કાંઈ કહ્યું નથી.

(૧) નારદ સંવાદ (૨) સત્તુકાર વર્ણન (૩) ઈંદ્રની ઇર્ષા (૪) ભોઈપ્રવેશ (૫) રસોઈના પ્રકારનું વર્ણન (૬) મસ્તકનાં ચાર તત્ત્વોનું વર્ણન (૭) મલિનગણના (૮) નગરમાં આનંદ વર્ત્યાનું વર્ણન.

વળી વાસુકાવ્યમાં સત્તકારવર્ણન અને ઈશ્વિરપ્રાકટયવર્ણન લંબાણથી આવે છે, તેનો સગાળપુરી (૧)માં ઉલ્લેખમાત્ર છે. સત્તુકારનો ઉલ્લેખ સુરદાસે કર્યો નથી.

આ પ્રમાણે વિસ્તારપૂર્વક કાવ્યરચના કરવાનો વાસુનો ઉદ્દેશ હોવાથી જો વાસુને આ બે અગર એક કાવ્ય હસ્તગત હોત તો તે કાવ્યોની શરૂઆતમાં કર્ણ સંબધી આવતા સુવર્ણરેખદાન× આદિ પ્રસંગો વાસુએ અવશ્ય ઉપયોગમાં લીધા હોત

બીજી બાજુ નાકરનું કાવ્ય નાનું હોવા છતાં એણે પણ મૂળ કથાભાગનો વિસ્તાર કરવાનો પ્રયત્ન કરેલો હોય એમ સગાળપુરી (૧)નો કર્ણપ્રસંગ અને કંતીનગરવર્ણન સૂચવે છે. વળી સગાળપુરી (૧)

× સુવર્ણરેખદાન સગાળપુરી (૧) ની સોસાઇટીવાળી પ્રતમાં નથી. પરંતુ ફૉર્બ્સસભાની પ્રતના પહેલા કડવાની કડી સંખ્યા વિચારતાં એના નષ્ટ થએલા શરૂઆતના ભાગમા એ હોય એવું સભવે છે.

આં નાકરે કંતીનગરનું થોડુંક વર્ણન આપ્યું છે, ત્યારે વાસુ ધર્મ નગરીનો ઉલ્લેખ જ કરી સંતોષ પામ્યો છે. એટલે કે બંને જણ પોતપોતાની રીતે વિસ્તાર કરે છે. સગાળપુરી (૧)મા સ્ત્રીભરતાર સાથે અતિથિની શોધમાં નીકળી પડે છે, અને રણવગડામાં આવેલા દેવળમાં એમને જતીનો ભેટો થાય છે, અને શાહ જતીને માથે લે છે. પરંતુ વાસુકાવ્યમા ચંગાવતીની વિનવણીથી સગાળ એકલો શોધવા જાય છે અને કાપડીને પ્રસાદ-દેવળમાં જુએ છે. તે ઉપરાંત જો કે ત્રણ મુખ્ય પાત્રનાં નામ એક સરખાં રહ્યાં છે; તો પણ સગાળના નિવાસસ્થાનના અને એના પિતાના નામમાં ફેરફાર દષ્ટિગોચર થાય છે.* એકબીજાના કાવ્યની માહિતી હોવા છતાં આવો નામભેદ વાસુ અને નાકર-સુરદાસનાં કાવ્યોમા સંભવી શકે. પરંતુ ઉપરની બીજી હકીકતો સાથે વિચાર કરીને એમ કહી શકાય કે એમની વચ્ચે પરસ્પર સીધી અસરનો અભાવ હતો તથા તેમને કાવ્યરચનામાં કોઈ સર્વસામાન્ય પુરોગામી આધાર હતો.

છેલ્લાં અનુમાનને અન્યથા અનુમોદન મળે છે. કારણ કે બીજી બાજુ વાસુ અને કનકનાં કાવ્યોમાં કાંઈ વિલક્ષણ સંબધ પણ કળી શકાય છે. ઉપર જણાવેલા વાસુ કાવ્યમાંના વધારા બાદ કરતાં રહેતી કર્ણકથા અને સગાળપુરી (૧) ના બાહ્ય સ્વરૂપની ઘટના એક સરખી છેઃ ચેલૈયા વધના સંબંધમાં પાછળના ભાગની વિગતોમાં સામ્ય છે. ખાંડણાનાં ગીત બનેનાં કાવ્યમાં આવે છે. વળી થોડુંક ભાષાસામ્ય પણ છે.×

એક તરફ આવું સામ્ય છે; બીજી તરફ નાકર અને વાસુનાં કાવ્યો વચ્ચે પરસ્પર પ્રત્યક્ષ સંબંધ સિદ્ધ કરવો મુશ્કેલ છે. ત્યારે એમ સ્વીકારવું જોઇએ કે બંનેની પૂર્વે લોકકથા કાવ્યારૂઢ થઈ ચૂકી

* જુઓ, પરિશિષ્ટ ૪-૪.

× જુઓ પરિશિષ્ટ ૪-૫.

અને કોઈ જુના કાવ્યને નજર આગળ યા સ્મૃતિમા રાખીને વાસુ તથા નાકર–સુરદાસે પોતપોતાના કાવ્ય લખ્યાં છે[૧]

એ રીતે વાસુએ કાવ્યરચના ક્યારે કરી તે નક્કી કરવાને સીધુ પ્રમાણ મળતું નથી તારાપુરવાળી પ્રત સ. ૧૬૪૭ માં લખાઈ, તેની આસપાસના સમયમા એટલે કે નાકરની ઉત્તરાવધિ સમયે વાસુ કાવ્ય સારા પ્રચાર પામ્યુ હતું એ વાસુ–કનકની ચર્ચા પ્રસગે સિદ્ધ કર્યું છે તે સમયના વ્યવહારના સાધન ધ્યાનમા લેતા નક્કી લાગે છે કે એ પ્રચારને રચના પછી કેટલાક વરસ લાગેલા જ વળી કનક સુદરે સં ૧૬૬૭ મા વાસુકાવ્યનો વિસ્તાર કર્યો કર્ણકથા મટી સગાળ કથા બની કથામાથી કર્ણનું પ્રાધાન્ય લુસી કથાનું નામ* સગાળપરથી પાડવાને પણ સમય જોઇએ એટલે શતકના પહેલા દશકના અંત સુધીમા કર્ણકથા રચાઈ હોવી જોઇએ પરતુ આગળ બતાવ્યા પ્રમાણે સગાળપુરી (૧) ની રચના વખતે નાકરને વાસુકાવ્યની માહિતી ન હતી સગાળપુરી (૧) ની રચના નાકરના કવનકાળની શરુઆતમા થઈ હોવી જોઇએ 'સાભલૂ તે કહૂ કેલવી' એ ઉલ્લેખ ત્યારે જ સભવે મને વાસુકાવ્ય નાકરના કાવ્યથી બહુ વહેલુ રચાયુ હોય તો તે નાકરની જાણ બહાર રહેવુ ન જોઇએ માટે નાકર જીવનની પૂર્વાવધિ સ ૧૫૫૦ થી બહુ મોડી વાસુની કર્ણકથા રચાઈ ન હોવી જોઇએ

---

૧ એ અનુમાનને સાહાય્યભૂત થઇ પડે એવો વિષમ સયોગ બંનેમા જણાય છે જુઓ પરિશિષ્ટ ૪–૬

* વિષ્ણુદાસ રચિત 'હરિશ્ચદ્રપુરી નામના કાવ્યની પ્રત ફાર્બસ સભા પાસે (અક ૫૨–ક) છે રુક્માગદપુરી નામનો ઉલ્લેખ બૃ કા દો ગ્રંથ ૮, મા છાપેલા રુક્માગદ આખ્યાનના પ્રથમ કડવાની છઠ્ઠી પક્તિમા છે ધ્રુવને આપ્યો અવિચળ ઠામ એમ પોતાના નગર સહિત અતરિક્ષવાસ પ્રાપ્ત કરવાની ભાવના ઉપરથી આવા નામકરણની બ્રાહ્મણી પરંપરા ચાલી હોવી જોઇએ

આ રીતે વાસુની કાવ્યરચના અને આપણને મળતી તેની પ્રત વચ્ચે પંચોતેરેક વર્ષનો ગાળો પડે, તે બીજાં કાવ્યોના દાખલા જોતાં અસ્વાભાવિક નથી.× વળી આપણને મળેલી પ્રતમાં જોડણી અને વ્યાકરણનું વૈશિષ્ટય તેમજ વૈવિધ્ય જોવામાં આવે છે, એ કર્તા અને લહીઆ વચ્ચે સ્થળ તથા સમયનું અંતર સૂચવે છે. એ વૈવિધ્ય કર્તા અને લહીઆની વચ્ચેના સમકાલીન બોલીભેદ છે અગર ઉતારનારની કોઈ વિલક્ષણ ટેવનું પરિણામ માત્ર છે એમ માની લેવાને પ્રમાણ નથી. વળી તારાપુરની એ સંપૂર્ણ પ્રતથી જુદા ધોરણે (દા. ત. 'ઇ' પ્રક્ષેપ) જોડણી લખનારી તથા સામાન્ય પાઠભેદવાળી એક અધુરી તારીખ વગરની પ્રત પણ મળી આવી છે. અને એ પ્રતને મળતી છતાં ભિન્ન એવી કોઈ પ્રતનો કનકસુંદરે ઉપયોગ કર્યો હતો. એટલે પહેલાં કરેલી સૂચનાથી આગળ જઈ એમ પણ કહી શકાય કે વાસુકાવ્ય વિક્રમ સંવતના સોળમા શતકની આખર પહેલાં રચાયું એ નિઃશંક છે. તેમજ સગાળપુરી (૧) પણ તે અરસામાં જ રચાયું હોવું જોઈએ.

## સુરદાસ

સુરદાસના કાવ્યની બે પૈકી જુની અધુરી પ્રત સં. ૧૬૬૫માં ઉતારવામાં આવી હતી. એ નકલ કર્તાના હસ્તાક્ષરની મૂળ નથી.* સંપૂર્ણ પ્રત મોડી સં. ૧૭૬૦ માં એ લખાઈ છે. છતાં અધુરી પ્રતમાં કથાભાગ લંબાણથી આવે છે. એટલે સં. ૧૬૬૫ વાળી પ્રતમાં

× કાન્હડદે પ્રબંધ, હારમાળા, ઉષાહરણ અને સીતાહરણની રચના અને તેમની મળી આવેલી નકલો વચ્ચે અનુક્રમે ૧૫૩, ૧૨૨, ૧૨૫, અને અને ૭૯ વરસનું અંતર છે.

* ચાલીસમી પંક્તિમા આવતો શબ્દ 'અભ્યાગત' પ્રતમાં હાસીઆમાં ઉમેર્યો છે. બીજી ચોકખી ઉતારવાની ભૂલો પણ છે. તે પરથી આ અનુમાન કર્યું છે. વળી એ જૈન ભંડારની અધુરી પ્રત છે, એ સબળ પુરાવો છે.

મૂળકાવ્યની સુધારાવધારાવાળી આવૃત્તિ ઉતારવા માડી હતી એ સ્પષ્ટ છે અર્થાત્ મૂળ સુરદાસકાવ્ય સ. ૧૬૬૫થી ઘણુ જુનું હોવુ જોઈએ સ. ૧૬૧૧ મા પ્રહ્લાદાખ્યાન રચનાર સુરદાસથી આ સુરદાસ ભિન્ન નથી જ+

તો પ્રસ્તુત કાવ્ય પરત્વે એ સુરદાસ અને નાકર વચ્ચે કેવો સબધ હતો તે જોઈએ તેમના કાવ્યમા આવતા ભાષાસામ્યના દાખલા* વિચારવા જેવા છે ગણપતિ અને સરસ્વતીનું સ્તવન વાસુકાવ્યની માફક બનેમા છે સરાભાર સુવર્ણદાન તથા સુવર્ણ રેખદાનનો ઉલ્લેખ સુરદાસ કરે છે તે સગાળપુરી (૧) મા નથી, પણ સગાળપુરી (૨) મા છે આ સર્વથી જણાય છે કે નાકર અને વાસુ કરતા નાકર અને સુરદાસના કાવ્યોનો સબંધ વધુ નિકટ હતો

એ સબધનું યથાર્થ સ્વરુપ સમજવામા ૧૬૬૫ની પૂરી પ્રત મળી હોત તો બહુ મદદરૂપ થઈ પડત × છતા જેવું છે તેવુ અધુરૂ કાવ્ય એટલુ તો બતાવે છે કે સુરદાસ પોતાની કથા લબાણપૂર્વક કહે છે. સરખામણીમા ટુકાણથી કથા કહેતી સંપૂર્ણ પ્રતની કથા પણ સગાળપુરી (૧) કરતા વધારે લબાણથી કહેવામા આવી છે નાકરકાવ્ય પણ શરુઆતમાં કથા ટુકાણથી કહેતુ લાગે છે પણ પાછળથી વર્ણન એટલું બધુ ટુકું નથી અનુમાન એ થાય છે કે બનેએ કોઈ જુદા કાવ્યને લબાવવાનો યત્ન કર્યો છે સુરદાસ સગાળપુરી (૧) ને વિસ્તારીને

---

+ જુઓ પ્રતપરિચય, કણ્ડિકા ૩ પાછળથી ' સુરદાસ કૂદો ' એવો ઉલ્લેખ મારા જોવામા આવ્યો છે, તે વિષે જુઓ, પ્રત પરિચય,કણ્ડિકા ૪.

* જુઓ બનેના કાવ્યની વરધાચના—કડવું ૧ તે ઉપરાત શરૂઆતના ભાગમાથી દૃષ્ટાત પરિશિષ્ટ ક-૭ મા આપ્યા છે

× ઉપોદ્ઘાતનો પ્રસ્તુત ભાગ લખાયા પછી સોસાઈટીને સુરદાસના કાવ્યની એક પ્રત ( ક-ख ) મળી છે, આ પ્રતને—આ પ્રતના ઉતારનારને યા તેના પુરોગામીને નાકરના કાવ્યનો પરિચય હોવો જોઇએ.

લખતો હોત તો અવશ્ય એના કાવ્યનો વિસ્તાર છે તેથી ઘણો વધારે હોવો જોઈ તો હતો. વળી સગાળપુરી (૧) માંના કવચયાચના આદિ પ્રસંગોનો ઉલ્લેખ પણ હોવો જોઈ તો હતો. આ રીતે નાકર અને સુરદાસ વચ્ચે પણ પરસ્પર સીધી અસરનો અભાવ હતો એ નક્કી છે.

નાકરયુગનાં કાવ્યોના સામાન્ય કથાભાગનું નિરીક્ષણ કરતાં તેમના સ્વરૂપની ઘટનામાં સામ્યદર્શન થાય છે. એ સૂચવે છે કે વાસુ–કનક, નાકર–સુરદાસ, અને કૃષ્ણજીની પુરોગામી કોઈ કાવ્યારૂઢ લોકકથા વિક્રમના સોળમા સૈકામાં હતી, અને તેમાં કર્ણકથા અને સગાળકથા સંધાઈ ચૂકી હતી.*

## સગાળપુરી (૨)

નાકરનું નામ જેની સાથે જોડાયું છે એવું આપણને મળેલું દસ કડવાંનું સગાળપુરી (૨) નાકરના સાત કડવાંના સગાળપુરી (૧) નો વિસ્તાર છે. નાકરે પોતાનાં બીજાં બે કાવ્યો વિસ્તારીને ફરી લખ્યાં છે, એટલે નાકરને હાથે સગાળપુરીની રચના પણ બે વાર થઈ હોય એ સંભવિત છે. વિશેષ પ્રતિભાવાળો કવિ એક જ વિષય ઉપર જુજ ભાષા સામ્યવાળાં બે કાવ્ય લખે એ પણ બને. છતાં મળેલાં બે કાવ્યોનો અભ્યાસ કર્યા વિના મત ન બંધાય.

સગાળપુરી (૨) માં સગાળપુરી (૧) કરતાં નીચેના પ્રસંગ વધારે છે:

(૧) બ્રાહ્મણસ્તવન (૨) કર્ણના અવસાનનો લંબાવેલો પ્રસંગ. (૩) સ્વર્ગમાં લક્ષચોરાસીનો પટ ફર્યાનું વર્ણન. (૪) લગ્ન થતા પહેલાં

* આ લખ્યા પછી પાટણથી જાનીકૃત સગાલચરિત્ર મળ્યું છે. તે પણ ઉપરના કથનને પુષ્ટિ આપે છે. જુઓ પરિશિષ્ટ પ્ર–૮.

મગાળે માડેલી અનાજની ફેરી, (૫) ચેલૈયાવધ પછીના ગોકગીતમા આવતુ અવતારવર્ણન.×

બાકીની મગાળની કથામા પ્રસગ વધાર્યા નથી પણ તે મનુ વર્ણન લબાણથી કર્યું છે. વળી બીજા ફરક પણ નજરે ચઢે છે+

એ હકીકતો વિચારતા એમ લાગે છે કે નાકરની મગાળપુરી (૨)મા બીજાનો હાથ ફરી ચૂકયો છે આપણને મળેલી પ્રત મ ૧૬૧૫ જેટલી મોડી ઉતારી છે જેનો હાથ ફર્યો છે તેણે ભાષાને સમકાલીન રૂપ આપવા ઉપરાત દુઃખવિદારણ માટે થતા અવનાગના વર્ણન* જેવો લોકપ્રિય ભાગ પ્રસગ જોઈ ઉમેર્યો છે વચ્યાચનામા શ્લોક

× 'કુંવારી પૃથ્વી જે નાગ પ્રભુ ! તાહા કર્ણને દેજો દાગ.' એ સિવાયની વચ્યાચના બે અશુદ્ધ સસ્કૃત શ્લોકોમા સમાવેલી છે, સગાળપુરી (૨) મા સૂત્રકારનો નિર્દેશ નથી, તેમ સગાળપુરી (૧) ના ખાડણગીતનો ઉપયોગ કર્યો નથી ચેલૈયાના ઉપવાસના ઉલ્લેખ નથી. સગાળપુરી (૧) તો 'સા'સિક ત્રહુનિ લ ધન પડિ' એમ સ્પષ્ટ કહે છે તેમા શ્રીસરયાર અતિથિ શોધવા જાય છે ત્યારે સગાળપુરી (૨) મા સગાળ એકલો જાય છે અને કહે છે કે 'તમને ઇચ્છે ઘણુ માહારી નાર'. તે પછી પોતે કડિયામા એને ઉચકી લાવે છે વળી

ભણિ ચગાવતી વાર મ લાઉ, નીસાલિ બોલાવવા જાઉ

સગાળ (૧) ૩. ૪

કુંવર નિશાળેથી આવે જે વાર તમને ભોજન કરાવૂ ભોજન સાર

સગાળ (૨) ૫ ૧૧

તદુપરાત માતાપુત્રના નામ સગાળપુરી (૧) મા ચગાવતી અને ચેલૈયો છે, તે સગાળપુરી (૨) મા શ્રૃગાવતી અને કેલૈયો એ રૂપાતર પામ્યા છે.

+ સગાળપુરી (૨) ની પાછળથી મળેલી વચ્ચેથી તૂટતી પ્રત વિષેની નોધ 'પ્રતિપરિચય'મા કણ્ડિકા ૭ ને અંતે આપી છે.

* સુરદાસના કાવ્યની પ્રત ૩ग મા અવતારવર્ણન છે પુનાની (૩) ક ફોર્બ્સ સભાની પ્રત (૩-ક)મા અવતાર વર્ણન નથી. સગાળપુરી (૨)ની રચના સબધી વિશેષ ચર્ચા માટે જુઓ પરિશિષ્ટ ગ-૮

ક્યાથી આવ્યા ને સમજાતું નથી વળી એકના ત્રીજા કડવાની શરૂઆતમા સગાળપુરી (૨)મા—

'વૈશંપાયન એણી પેર બોલ્યા સાભળ પરીક્ષિતતન' એવો ઉલ્લેખ છે સગાળપુરી (૧)મા રણછોડરાયનું નામ નથી પરંતુ વરચાયના પ્રસગમા જ—જ્યા શ્લોકો આવે છે તે જ ભાગમા—

'માગ કર્ણ! તુજને જે કોડ તુજને તૂઠયા શ્રી રણછોડ' એ પ્રમાણે કહ્યુ છે

આ સૌ કોઇનો હાથ ફર્યાના ચિહ્ન છે એ હાથ કોનો હશે? નાકર–મુકુન્દના નામ ભેગા બોલાય છે એ દ્વારકાવાસી ગુગળી બ્રાહ્મણની 'ભક્તમાલ' સ ૧૭૨૧+મા નાકરની ઉત્તરાવધિ બાદ સુમારે ૯૦ વરસે રચાઈ છે નાકરે પણ સ ૧૬૦૧ મા 'ભક્તમાલ' રચી કહેવાય છે તો શુ રણછોડરાયનો મળાગનાર એમનો સેવક બ્રાહ્મણ મુકુન્દ* હશે? મુકુન્દના કાન સાથે સરખાવ્યા વિના તથા ઇતર પ્રમાણ વિના આ પ્રશ્ન અનુત્તર જ રહેનો ઘટે છે એ સ્વીકારીએ તો ભાષાશુદ્ધિ કરનાર કોઇ ત્રીજો લહીઓ ગણવાનો રહ્યો જ નાકરે બીજી વાર સગાળપુરી રચી એમ સ્વીકારવા છતા આવુ કાંઇ બન્યુ હોય તે માનવાને બાધ નથી કારણ કે છાપેલી પ્રત ઉતારવામા આવી ત્યારે નાકરની પોતાની પ્રતને ત્રણસો વરસ થઈ

+ સ ૧૭૦૮મા નાનીએ સગાળચરિત્ર રચ્યુ ત્યારે આપણને મળ્યુ છે તેવુ સગાળપુરી (૨)એના જાણવામા હોય એમ લાગતુ નથી

* તુલજારામે સગાળપુરી (૨)નુ કૃપણરૂપ સ્વરૂપ આપવામા ભાગ ભજવ્યો હોય એ સભવિત નથી કારણકે ૭ અને ૭-કમા વરચાયના પ્રસગે આવતા શ્લોક એણે પોતાના કાવ્યમા શ્લોકરૂપે રાખ્યા નથી ને પ્રત ૭ મા આવતુ અવતારવર્ણન એના કાવ્યમા નથી વળી સગાળપુરી (૨)મા એનો હાથ હોત તો સ્વરચિત કાવ્યમા કરેલા નામભેદનુ પ્રયોજન શું? પોતાનુ નામ જોડીને સવિસ્તર કાવ્યરચના કરનાર બીજાના નામવાળા એજ પ્રસગના કાવ્યમા અમુક વધારા કરવાથી શુ સતોષ પામે?

ગયાં હતાં; અને આપણા લહીઆને હાથ એનો કેટલામો ફાલ આવ્યો હશે તે કહેવાય એમ નથી.

## તુલજારામ

સં. ૧૮૪૩માં અમદાવાદના ઔદિચ્ય બ્રાહ્મણ તુલજારામે રચેલું ૧૪ કડવાનું કાવ્ય અત્રે છાપેલા સગાળપુરી (૨) ને અત્યંત મળતી આવતી પ્રત ઉપરથી વિસ્તારપૂર્વક રચાએલું છે. તુલજારામનું આખ્યાન વૈશંપાયન ઋષિ રાજા જનમેજયને કહી સંભળાવે છે. એ મતલબનું કથન સગાળપુરી (૨) માં માત્ર ત્રીજા કડવાની શરૂઆતમાં આવે છે. તેને બદલે અહીં એ કડવે કડવે આવે છે. પહેલા કડવામાં સ્તવનને ઠેકાણે રાજા અને ઋષિના સંવાદમાં આખ્યાનની આગાહી અને શ્રવણ માહાત્મ્ય આપ્યા છે. પછી બીજા કડવાથી માંડીને છેલ્લા ચૌદમાની શરુઆત સુધી સગાળપુરી (૨) નાં દસ કડવાંનો વિસ્તાર કર્યો છે. એ બે કાવ્યો વચ્ચે સામ્ય એટલું બધુ છે કે છે તેઅત્રે બતાવવું આવશ્યક નથી.

છતાં થોડાક ફેર દૃષ્ટિગોચર થાય છે. સગાળનું જન્મસ્થલ 'મુક્તિક્ષેત્ર' નથી. પણ 'નરમદાને કાંઠે હતું ઉત્તમથલ એક ગામ' એવું તુલજારામ કહે છે. સગાળની મા 'રત્નાવતી' અને સ્ત્રી 'સીંધલા'નો એકેક વાર જ નામથી ઉલ્લેખ છે. સગાળપુરી (૨)ના 'કેલૈયા'ને ઠેકાણે ચેલૈયો પુત્ર છે. વળી તુલજારામના કાવ્યમાં એકલી સ્ત્રી જ વ્રત આદરતી જણાય છે. ( કડવું ૬. ૨૫-૨૬ ) છતાં 'તેણે સમે તે બે જણાંને થયા અપવાસ સાત (ક. ૭. ૧૦) એવું કહ્યું છે. આ બે સ્થળે તુલજારામે કરેલું વિવરણ પહેલાં કરતાં સ્ત્રીનું સ્થાન નીચું થયાનું સ્પષ્ટ કરે છે. છતાં કસોટીનું કેન્દ્ર પિતાપુત્ર કરતાં માતા વિશેષ છે.

ખાસ નોંધવા જેવું એ છે જે સગાળપુરી (૩) નુ વરયાચનાનું બધું વર્ણન સગાળપુરી (૧) ને મળતું ગુજરાતીમાં છે. સગાળપુરી (૨)

વાળા સંસ્કૃત શ્લોકો નથી. સગાળપુરી (૧) ની અને બીજા જૂનાં કાવ્યોની સ્મૃતિ કરાવે એવા વાકયો પણ નજરે ચઢે છે.* જેમ સગાળપુરી (૧) માં નથી તેમ તુલજારામના કાવ્યમાં પણ અવતાર-વર્ણન નથી. સત્તૂકારને બદલે જ સદાવ્રતનું વર્ણન છે, તે પહેલાંના સત્તૂકારને મળતું છે. સગાળપુરી (૧) તુળજારામના જાણવામાં હોય કે ન હોય; પણ અત્રે છાપેલી સગાળપુરી (૨) થી કાંઇ જુદું અને તેનાથી વિશેષપણે સગાળપુરી (૧) ને મળતું એવા નાકરના પુનઃ રચેલા કાવ્યની પ્રત તુલજારામને મળી હોવી જોઈએ +

## રતનદાસ અને ભોજલ

અત્યાર સુધી સગાળશાહ વિષે રચાએલાં લાંબાં કાવ્યોનો વિચાર કર્યો. હવે રત્નદાસ અને ભોજાભક્તનાં બે ટુંકાં કાવ્ય રહે છે. ભોજાનું કાવ્ય ટુંકું છતાં પહેલાંના કાવ્યની માફક પાંચ કડવામાં રચાયું છે. રત્નદાસનું કાવ્ય એક સળંગ પદ છે; પરંતુ તેની લંબાઈ સામાન્ય પદથી વિશેષ છે.

આ રીતે બને કાવ્ય અંશે વર્ણનાત્મક છે. તો પણ વાર્તામાંથી નીપજતાં રસ, ભાવ અને પ્રેરણા સચોટ રીતે કાવ્યમાં ઉતારવા ભણી જ તેમના ભક્ત હૃદયનો સઘળો ઝોક છે. લાંબા વર્ણનાત્મક કાવ્યોમાં ભાવાત્મક ઉર્મિગીતનો સમાવેશ થઈ શકે છે, ને તે મુજબ જુના કવિઓએ ખાડણાગીતની યોજના કરી છે, પણ આ બે કવિ

* પૂર્વજન્મ તો વેગે કહાવે ક્ષત્રી કેરો અંશ [સર૦ પૃ. ૧૧, પં.૪]
સ્ત્રી ભરથારનું એક જ મન [ સર. પૃ. ૬૦ પં. ૨૦ તથા પૃ. ૧૨૪ પં. ૨૭ ]
એકવાર કહો શ્રી રામ [ સર. પૃ. ૧૩.૧, પૃ. ૪૮.૪ પૃ. ૧૨૭.૨૪ ]
સ્ત્રી માહારી ને ઉદર ગર્ભ છે [ સર. પૃ ૧૨૯.૧૨ ]

+ પ્રત ૭–ક આ અનુમાનનું સમર્થન કરે છે જુઓ પ્રતપરિચય કંડિકા ૭ નીચેની નોંધ.

એનો હેતુ તો આખી ચેલૈયાવધની ઘટના એક જ વેળાએ વક્તા શ્રોતાના હૃદયનું ગ્રહણ કરે એ છે. જોઈતી બધી વિગતો પોતાની અનુભવ-જનિત કલ્પનાસૃષ્ટિમાંથી પુરી પાડી વક્તાશ્રોતા તત્કાળ એ માનસિક અનુભવની પ્રેરણા પામે એ હેતુથી રત્નદાસના પદની માફક ભોજલનું કાવ્ય પણ મુખપાઠ માટે છે; ટુંક સમયમાં ગવાય એટલું જ લાંબુ એ યોજાયુ છે પહેલાના લાંબા કાવ્યને ટુંકાવવાનો પ્રયત્ન એમાં થયો છે વર્ણનાત્મક ભાગ ઓછો કરી ભક્તને ઉપયોગી એવા પ્રેરણાત્મક ભાગની પ્રેરણાપોષક રીતે કાવ્યરચના કરવી એ ભોજલનો સ્પષ્ટ હેતુ છે. બને કાવ્યો વર્ણનાત્મક કાવ્ય અને ઊર્મિકાવ્યની વચલી સ્થિતિનાં દૃષ્ટાંત છે.

આ બને કવિઓએ લોકકથાનુ શ્રવણ કરેલું તે સ્વતઃસિદ્ધ જ છે રત્નદાસે સ્વતંત્રપણે પદરચના કરી હશે. પરંતુ સગાળપુરી (૨) અને (૩) ના કરેલા શ્રવણની સ્મૃતિ પોતાનું કાવ્ય રચતાં ભોજાભક્તને રહી હોય એમ જણાય છે × એ ઉલ્લેખો વાસુકાવ્યમાં કે સગાળપુરી (૧) માં નથી તેથી શંકા દઢ થાય છે. છતાં તુલજારામની પેઠે જીવનનિર્વાહ વાસ્તે જ એમની કાવ્યરચના થઈ નથી, શ્રવણ બાદ થએલા હૃદયમથનને પરિણામે કરેલા અનુભવ બીજાને કરાવવામાં ઉપયોગી થાય તેટલો જ કથાભાગ સ્વયંભૂપણે કાવ્યારૂઢ થયો છે, અને કાવ્યનું હાર્દ હૃદયપટ પર જડાયા પછી ઘણા સાંભળેલા શબ્દો અને કથાભાગ સ્મૃતિપટ પરથી ભુંસાઇ ગયા છે અર્થાત્ રત્નદાસ તેમજ ભોજલના કવિત્વની મૌલિકતા વિષે શંકાનું કારણ નથી.

× રાતીએ કાજલ સારીઆ ને ખાડવા બેઠા તેણી વાર.—સેલૈયા. પ. ૧
આખ આછી પિયળ સારી મસ્તક ને લાવો તણી
નરનારી ખાંડો ખાંડણા રોશો તો જમરા પાછો વળી.
સગાળ (૨) ૭. ૯
રથ રેવત તેજરઃ માહે ગાદી ન ખાનૂં ગોપાળ...સેલૈયા ૨. ૨-૫
હાથી ઘોડા રથ પાલખી બેસી આવો ભવન...સગાળ. (૩) ૩૦-૩૪

લગભગ એક-સરખા એક જ કાવ્યની જુદી જુદી પ્રતો દેશના જુદા જુદા ભાગમા કેવી પ્રસાર પામતી હતી અને તેનો કવિ-પાઠકો કેવો ઉપયોગ કરતા હતા, એ વાસુ-કનક અને ત્રણ મગાળપુરીના દૃષ્ટાત સારી રીતે બતાવે છે છતા એ હકીકતને એના સંપૂર્ણ સ્વરૂપમા સમજવા માટે વાસુ સુરદાસ અને કૃષ્ણજી તથા જાનીની પરતંત્ર છતા પ્રમાણમા વિશેષ સ્વતંત્ર રીત પણ ધ્યાનમા લેવી જોઈએ વળી રત્નદાસ અને ભોજલની રીતની ચર્ચા છેલ્લી કણિકામા કરી છે. તે કવિઓના રીતપ્રયોગનો નિરાળો પ્રકાર છે તોપણ મધ્યકાલીન કવિપ્રવૃત્તિનુ જ એ એક અગ છે

આ પ્રકરણમા કરેલી સાહિત્યપરપરાની ચર્ચા ઉપરથી તથા પાછલા પ્રકરણોમા કરેલી કથાસ્વરૂપની ચર્ચા ઉપરથી સારરૂપે નીચેનો કોઠો નીપજે છે

મહાભારતાદિમાંથી પોષણ પામી લોકકથા રૂપકકથા બની અને અંતે કાવ્યકથા રૂપે દઢ સ્વરૂપને પ્રાપ્ત થઈ. એ કાવ્યકથામાંથી વાસુ, નાકર અને સુરદાસના કાવ્ય પ્રગટ થયાં એક બાજુ વાસુકાવ્યમાંથી કનકસુંદરનો રામ જન્મ્યો; અને બીજી બાજુ સગાળપુરી (૧) માથી સગાળપુરી (૨) મગાળપુરી (૩) તથા ઉપર સમજાવ્યું તે દૃષ્ટિએ સેલૈયા આખ્યાન અને રત્નદામનુ પદ જન્મ્યા. કાવ્યકથાના પ્રવાહ સાથે લોકકથાનો પ્રવાહ તો ચાલુ જ હતો. ગુજરાતી સંસ્કૃતિનો પ્રવાહ એ નર્યો કાવ્યકથાનો પ્રવાહ નથી ગુજરાતી જનતા બને પ્રવાહને કાંઠે વિહાર કરતી આવી છે. એ વિહારક્ષેત્રમાથી નીપજેલાં બીજાં ફળ પણ ઉપરના વૃક્ષમા દર્શાવ્યા છે. [વળી જુઓ પ્ર પૃ ૯૨]

સામાન્ય રીતે એમ જણાય છે કે મધ્યકાલીન યુગમા ગુજરાતી સંસ્કૃતિના જૈન અને જૈનેતર એવા બે પ્રવાહ છે, અને તેમાનો જૈન પ્રવાહ પૌષધશાળાની દિવાલોમા રૂંધાઈ ગયો; પણ બીજો પ્રવાહ સતત આજ લગી વહેતો આવ્યો, અને ભક્તહૃદયની લાગણીના પૂર લાવ્યો; પરતુ આ હકીકત ગુજરાતી સંસ્કૃતિને નહિ પણ કાવ્યકથાને જ લાગુ પડે છે વચલા ગાળામાં જૈન કવિઓએ પોતાનો વાડો જમાવવા જેવો પ્રયત્ન કર્યો હશે. પણ જેને જૈનના કબજા ભોગવટાની ચીજ કહેવામા આવે છે તે વસ્તુતઃ તેમની જ નથી * મૂળ સસ્કૃતિ તો એક જ છે એ અવશ્ય ધ્યાનમા રહેવું જોઈએ, અને જૈન યા જૈનેતર કવિઓની ધારણા ગમે તે હોય; પણ તે છતાં તેમની કાવ્ય-

---

* દા ત. સતુકાર, સાહમીવછલી, વખાણ–આ શબ્દપ્રયોગ શુદ્ધ જૈન લેખવામા આવ્યા છે પરતુ એ જ શબ્દપ્રયોગ પુરોગામી વૈષ્ણવ કવિઓ સુરદાસ, નાકર, અને વાસુના કાવ્યોમા છે 'સાહમી વછળી' શબ્દ-પ્રયોગ વાસુની છાપેલી જૈન લહીઆની પ્રતમાં નથી; પણ તે સોસાકરીવાળી બ્રાહ્મણી પ્રતમાં છે જાનીના કાવ્યમા સતુકાર' નો ઉલ્લેખ છેઃ અખાએ પણ એ શબ્દપ્રયોગ કર્યો છે ' એ તો હરિનો સતુ(ત્તુ)કાર સ્થાવર જંગમ પામે આહાર ' અખાની વાણી, પૃ ૧૯૨, છપ્પો ૧૮૧.

જૈનધર્મની પરિભાષાનો ઇન્કાર કરવો એવો ઉપરોક્ત કથનનો લેશ પણ આશય નથી.

પુત્રને પૂછ્યા ચાલીને ગયો નિશાળે શેઠ સગાળ રે. ૩૯
ત્યારે સ્વાપણુના સઘળા દૃષ્ટાંત દીકર આપ્યા ને કહ્યું
સિર મળશે, આવો સમો નહિ મળે, મોહન થયા છે મેહેમાનરે

બીજાનો વધ કરવા એ કરતા આત્મવધ કરવો એ ઓછુ પાપમય સમજીને કે માતપિતા પુત્રવધ કરે એ કલ્પના અસહ્ય સમજીને ભોજલનો સેવેયો' જાતે ચાકેથી પીંડો સરવી ઉતારે' એમ પોતાનું શીશ કાપે છે, અને પોતાના સ્વાપર્ણને લઈને પોતાના નામ ઉપરથી કાવ્યને નામ આપે છે આ પ્રમાણે અડગ ટેકપાનનનો નિશ્ચય વડીલ કરતા બાળકમા પ્રધાનપણે બતાવવાથી ભોજનને અકસ્માત વિશેષ હેતુસિદ્ધિ થાય છે

કવિ સમસ્ત નીતિશાસ્ત્રનો પ્રશ્ન પ્રગટપણે હોય છે એવુ કોઈ ન કહે એવી જ અપ્રગટ રીતે–કદાચ સમયબળને પ્રતાપે–તુલજારામના કાવ્યમા સ્ત્રીની કસોટી થતી હોય એવુ વલણ જણાય છે સભવિત છે કે તુલજારામના શ્રોતાવર્ગમા સ્ત્રીજન મુખ્યત્વે હશે વળી પતિને બદલે વ્રતનિયમાદિ પત્ની કરે એ ભાવના એ કાળમા દૃઢ થઈ હશે. સગાળપુરી (૩) મા કહે છે –

અતિત કોય નહિ જાયે દ્વાર તાહારે ચૂકશે એની નાર્ય
વ્રત ભગ એહેનૂ હશે, એટલે તમારૂ કારજ થશે ૬ ૩૨

જૂના કાવ્યોમા માતપિતા અને પુત્ર ત્રણેને સરખું મહત્વ છે અને તેજ કારણે તુલજારામના કાવ્યમા અવારનવાર સગાળ તથા ચીલૈયાની વાત આવે છે:

તેણે સમે ને બે જણાને થયા અપવાસ સાત ૭ ૧૦
છતા સ્ત્રીને વારવાની, એને અટક પડયા પછી વાર્યાની વાત સભારવાની અને ૬ ૩૨મા વિષ્ણુએ ઇંદ્રને આપેલી સલાહની વાત વિચારતાં તુલજારામનું–તેના સમયનું વલણ જણાઈ જાય છે સામાન્ય રીતે નિર્બળ ગણાતી સ્ત્રી સબળ થઈ શકે એમ બતાવવાનો કવિનો

પણ હૃદય તો કહે છે કે:

'આવી કમણી ન દેજો કોને સ્વામી, માગૂં એ વરદાન રે.'

અંતે આ જ સુતમેધની કથાને અનુલક્ષાને રચેલો ગુરુવર્ય નરસિંહરાવનો એક શ્લોક સંભારુ છુ.

માગ્યુ, તથાપિ વરદાન ત્હેં એ
આપ્યુ ન આપ્યું-ન કથા કહે તે;
દયાળુ! ત્હેં માનવના હિતાર્થ
જે ગૂઢ રાખ્યું કયમ ખોળું હું તેહ વ્યર્થ?

સ્મરણસંહિતા ખંડ ૨, ૨૩

પ્ર. મુ. દે.

કરણ (શ્રવણ) ને જન્મ આપનારી થઈ અને તે કર્ણ સુવર્ણ (સાગ શબ્દ)ના દાને સ્વકર્મ સમાપ્ત કરી સહધર્મિણી (શ્રુતિ) સગાથે સ્વર્ગ (મનન) ભૂમિમા મચર્યા બાદ નિદિધ્યાસન (સગાળશા) રૂપે અનતાગતરને લક્ષ્ય કરી સ્વપુત્ર (પુત્રૈષણા) ચેલૈયાને વળી કાર્ગ કર્મસહ ભારી દ્રઢતા ધારી (વિત્તૈષણા) વાન્છિત વૃત્તિને વિસારી સ્વસ્ત્રી અને ભવિષ્ય સાસારિકસુખપ્રદાતા ગર્ભસ્થ બાળકને પણ પરિહરવા પ્રવૃત્ત થયો ત્યારે પરમાત્માની ભેટ થઈ." કેશરીસિંહ શકા દર્શાવે છે કે "એ સાભળ્યુ છે કે સગાળશા તો એક હસના અવતારમાથી મનુષ્ય અવતારમા આવ્યા હતા અને કર્ણ તો તેજ અવતારમા મોક્ષગામી બન્યા હતા તેનું કેમ?" 'સભવિત છે વાર્તા" એમ કહી 'કોણ? શાથી ' ક્યારે? અને કયા બન્યુ ' એ મનને ડોળનારી પ્રવૃત્તિ પરહરી' દેવાનો ઉપદેશ કરે છે એ ઉપદેશ પ્રસ્તુત સપાદન કાર્યને માન્ય નથી એ કહેવુ ન પડે કોઈપણ કવિએ સગાળ પૂર્વાવતારે હસ હતો એમ કહ્યુ નથી છતા એક કાળે એવી લોકકથા હોવી જોઈએ નહિ તો આ ઉલ્લેખ સભવતો નથી

'અમૃતવાણી' મારા હાથમા આવ્યુ તે અગાઉ દસ વરસ પહેલા બીલખામા રહેલા મારા મામીએ મને કહ્યું હતુ કે ત્યા એક નાનુ ખડિયેર ઘર ગામથી માઈલેક દૂર છે ત્યા પત્થરનો ખાયણીઓ તથા પત્થરનુ સીકુ છે એ સગાળશાહના છે, એમ કહે છે વળી 'પ્રભુનો પીપળો' નામે એક વૃક્ષ છે તેની નીચે અતીતરૂપધારી પ્રભુ બેઠેલા એમ કહે છે. કથા પ્રચારનુ ક્ષેત્ર સમજવા આ હકીકતની નોધ અત્રે કરી છે.

## પરિશિષ્ટ પ્ર-૨ રૂપક

## (પાદટીપ પૃ ૬૫)

તે રૂપક શુ હશે તે કલ્પવાનો જ આ પ્રયત્ન છે. કલાકૃતિ માત્રની તે નિપજ્યા પછી તત્વચર્ચા સુલભ છે કલાકાર પ્રસંગ સમસ્તને ગ્રહણ કરે છે ગ્રહણસમયે તત્વના સિદ્ધાતનુ સિદ્ધાતરૂપે એને

(૨) કરિ વાગ્તા ભગ્તાન્હ ભણી—તા.
કરુ ભક્તિ ભર્તાન્હ તણી —સો
ભર્તા ભક્તિ કરેવ —ક

(૩) નિફ્લ—તા નીષ્ફલ—સો નીષ્ફલ—ક

(૪) બ્રહ્મ હત્યાદિક લાગી તસ પાપ—તા
બ્રાહ્મણ હત્યાદિક લાગિ પાપ—સો
બ્રહ્મહત્યાદિક લાગિ પાપ—ક

(૫) સ્વામી ઉછ્ત્ર કરે વાવાહ—તા
સામો વછ્છલ કરે વીવાહ—સો
સાહમો વછલે પ્રતોષ્યુ સહુ—ક

(૬) તેડુ વ્યત્ર .. . ધરુ .. ભોજન કરુ—તા
તેડિ . કરિ .. ..... .. . —સો
તેડઇ ..... .. . ધરઇ .. .કરઇ—ક

(૭) જોસી જગમ આવિ કાપડી નમે લોક સવિ પગિ પડી—તા.
જોસી જોગી મલ્યા કાપડી વાદિ મુનીવરને પાએ પડી—સો
જોસી જંગમ મિલ્યા કાપડી સાહ જિમાડિ પાએ પડી—ક.

(૮) જોઈ ચોખલીના ચઉત્રટા—તા
જોયા ચુકુખડી ચુવટા—સો
જોઇ ચઉખડી ચઉત્રટા—ક.

(૯) બત્રીસ લક્ષણનૂં આવિ મામ—તા.
તુ મ ત્રી નહી આવિ માંમ—સો.
તઇ નહી આવઇ એ મહામામ—ક

(૧૦) કાઇ આ ન છૂટો સાથ—તા
કાયર થ્યા નવિ છૂટુ આજ—સો,
કાયર થયા નવિ છૂટાઇ—ક

(૧૧) નિસિ—તા જસિ—સો. જસઇ—ક

(૧૨) ગુણ ધરિ પુનાગ—તા
ગુણ .. —મો
ગુણ . . ક

(૧૩) દીઠઉ બીદામાં ધ રૂપ—તા
... . મધુ —ગો
. મધુ —ક

ઉપરાંત બે સ્થળે તાગાપુરવાળી પ્રતમાં 'દડવડી' છે ત્યાં મોગાર્ગીવાળી પ્રત તથા મનસુખ 'ચડવડી' લખે છે

## પરિશિષ્ટ પ્ર-૮ વાસુ અને નાકર

( પાદટીપ પૃ. ૭૩ )

કર્ણકથામાં તેમજ કનકના ગગમા મગાગનો નિવામ ધર્મનગરીમા કહ્યો છે પરંતુ નાકર તેમજ સુરદામ એ કનીનગરી દેરાનુ જણાવે છે વાસુ મગાગના પિતાને લખમીધર નામ આપે છે પણ સુરદામ નાકર અને કનકસુન્દર એને બગાગ તરીકે ઓળખાવે છે આવા પ્રકારના નામફેર પરથી શુ સમજવુ ? કોઇ પુરોગામી મતિનો અગર પરધર્મ આખ્યાનનો આધાર લીધો હોય તો તે ભુલાવવા અગર ન સ્વીકારવા ખાતર તથા રૂપયોજનાના અર્થે કવિઓ પાત્રોના નામ ફેરવી નાખતા પરંતુ એવા જ કોઈ હેતુ માનથી ઉપરના નામફેર થતા લાગતા નથી 'બગાગ' નામ મનમને નાકર-સુરદાસ તરફથી મળ્યુ એમ કહેતા પહેલા એમનો પ્રત્યક્ષ સબધ અન્યથા સિદ્ધ કરવો પડે માટે સ્વાભાવિક અનુમાન એ છે કે 'મગાગ'નુ મગતુ 'બગાગ' નામ લોકકથામા રૂઢ થયુ હતુ તે સ્વીકારી પોતાના આધારરૂપ વાસુકાવ્યમાનું લાગુ નામ 'લખમીધર' કનક જતું કર્યુ અને વાસુનું યોજેલું નવુ અર્થસૂચક 'ધર્મનગરી' એણે સ્વીકારી લીધુ

## પરિશિષ્ટ ગ-૫ વાસુ અને નાકર
( પાદનોંધ પૃ ૭૩ )

એ બે જણ ચાલિ એકઇ ચિંતિ—વા પૃ ૨
શ્રી ભરતારનૂ એકજ ચત—ના પૃ ૧૨૪

સાહે માડિઉં શનૂકાર—વા પૃ ૭
તેના ચાલિ સત્તુકાર—ના પૃ ૧૨૫

ખડિગ પાટી મૂકિઉ ઠામ—વા પૃ ૧૨
મસ્તગ પાટી ખડિઉ ધરી—ના પૃ ૧૨૬

કહિ ચેલઇઉ મ લાઉ વાર—વા પૃ ૧૨
ચગાવતી ! તૂ વાર મ લાઇ—ના પૃ ૧૨૬

ઘરનુ સૂત્ર કુણ રાખશે પુત્ર અમ્હ સૂનુ સસાર—વા પૃ ૧૪
દીપ પાખિ જિમ દેવળ સૂનુ તે પુત્ર વિના સસાર
કુઅર રાખસિ ઘરસૂત્ર—ના પૃ ૧૨૭

કુંયર વધિઉ ભણિઉ જયૂ રામ—વા પૃ ૧૩
મસ્તગ ત્રૂટુ હરિ સહુ ભણૂ—ના પૃ ૧૨૭

આગિ રુખિમાગદ હરિચદ તે સાતિ નમ્યા છિ ગોત્રદ—વા પૃ ૮
રુખિમાગદ હરિચદ હ નામ તેહ જમલિ મુઝ દેશે ઠામ—વા પૃ ૧૬
હરિચદનિ રૂકમાગદ નિ મેક સગાત સાહ નમિતુ રે—ના પૃ ૧૨૭

નોંધવા જેવુ એ છે જે વાસુના આધારે રચાએલા મગાળશાહ રામ તથા જાનીકૃત મગાળચરિત્ર સિવાયના પાછળથી રચાએના કાવ્યોમા આ ભાષા સામ્યમા આવતા વિચારનો ઉલ્લેખ નથી ફક્ત તુલજારામના કાવ્યમા ‘બોલા જય રામ’ આવે છે મૂળ કાવ્યના શૈવ અવશેષો ભુસાતા જવાની સાથે એની અનુગામી કવિઓ ઉપરની અન્યથા અસર

પણ ઓછી થઈ. શૈવ પક્ષપાતને, કારણે જ એ મૂળ કાવ્ય વીસારે પડવા માંડયુ હોય તે અસંભવિત નથી.

## પરિશિષ્ટ પ્ર-૬ વાસુ અને નાકર

(પાદટીપ પૃ ૭૪)

કર્ણકથામા કાપડી એ પત્નીને કહે છેઃ ' તેડિ આવુ અતિથ ધ્રહિ '. સગાળ જાય છે અને જોગીને ઉચકવા ભોઈને બોલાવે છે. પરંતુ ભોઈ પાછા ફર્યા અને સાહ વિમાસણમાં પડયો કે તરત

તા મ કરુ } ચગાવની ભણિ, કરેશ કાપડી શિર આપણી.
ચિંતા મ કરુ }

ચગાવતી ઘેરથી કયારે આવી ? કે પછી પુરોગામી કાવ્યમાં સ્ત્રી ભરથાર સાથે અતિથિશોધમાં નીકળ્યાં હતાં ?

વળી સગાળપુરી (૧) માં કહે છે કે

ભણિ ચંગાવતી વાર મ લાઉ નીસાલિ બોલાવવા જાઉ. ના૦
વહાલા થાઓની માહારા નાથ રે ! રે લાઓ ગીઓ છે
નીશાલીઆની સાથ રે.—સુ૦

પરંતુ વેશધારી બ્રાહ્મણની બદસલાહનો ઉત્તર આપીને તરત
મસ્તગ પાટી ખડિઉ ધરી કુંઅર પલાયુ વેગિ કરી
કુંઅર આવતુ દીઠુ તાન મન માંહ વિમાસિ માત.

તારિ કુંઅર બોલૂં ચેલૈઉ ગ્રાત ! તાત ! તમિ કાં રુઉ ? એટલે કે સગાળ હજી ઘેર જ છે ને બ્રાહ્મણની વાત સાંભળી પુત્ર આપુરો ઘેર આવે છે. વાસુના કાવ્યમા તો બ્રાહ્મણ ચેલૈયાને છેતરવા પ્રયત્ન કરે છે તે બાદ પિતા નિશાળે પહોચે છે. આ વૈષમ્ય પણ સૂચક છે.

## પરિશિષ્ટ પ્ર-૭-સુરદાસ

(પાદટીપ પૃ. ૭૬)

| સુરદાસ | નાકર |
| --- | --- |
| કરણ! કહિ તિં કિધુ ઉપગાર. | કંઇ તે કીધુ પરઉપગાર, |
| કનક ન લીધૂં એકિ રતી | આપૂં કનક; ન લીધૂં રતી |
| ક્ષુધારથી હૂં ભૂખ્યુ અપાર | કિહિ જતી ભૂખુ રે અપાર |
| કરિં કરી દેખાડૂં દ્વાર | કરિ કરી દેખાડૂં દ્વાર. |
| અમૃતના આવ્યા ઊડકાર | આવુ ઓડકાર અમ્રતતણૂ |
| બંગાલનુ સુત સૃગાલ શ્રેષ્ઠિ | બુદ્ધિવત હુઉ સાહ બંગાલ |
| તેહનિં ચેલૈઉ ઊપનુ પેટિ | તેહનુ પુત્ર હુઉ રે સૃગાલ |
| સૃગાલની સ્ત્રી ચંગાવતી | તેહની સ્ત્રી ચંગાવતી |
| ચેલૈયાની માતા મહાસતી | આવા સંતોખિ તે જતી |
| પતની પતનું એકજ મન્ન | તેહ તણુ ચેલૈઉ તન |
| ચતુર ચેલૈઉ તેહનુ તન્ન | ધરિ ધરણી, છિ ઘરનૂં ધન |
| × × × | × × × |
| | સ્ત્રી ભરતારનૂં એક જ ચંત |
| | પુત્ર પનુનુ તે પૂનવંત ; |
| જતી જમાડયૂ દૂધ જેહ... , | જતી જમાડીનિ તે જમિ |
| | ત્રહુ જણ વર દેહી નમિ |
| ખડખંડ તેહની ચાલી ખ્યાત | તેહની નવ ખંડ ચાલી ખ્યાત |
| તેહનિં વખાણિ વૈકુંઠનાથ | તેહનિ વિખાણિું વૈકુઠનાથ |
| × × × | × × × |
| મ ઊઘડશુ એક લગાર | મા ઊઘાડસુ એક લગાર |
| × × × | × × × |
| માહાસિક ત્રણ્યિ સત છાંડશિઇ — | માસિક ત્રહુનિ લંઘન પડિ |
| સત્યવાદી મહાસીક રે | |

જેણઈ જીવ લીયા આપણા, મનિ ઇમ કા રે ?
જસ હાક્ સહીં સાથિ, સમઝિ, મનિ ઇમ કા રે ?
તે તુ કિહા ન છોડીઇ, મનિ ઇમ કા રે ?
જઉ કીધઉં જગનાથિ, મમઝિ મનિ ઇમ કા રે ?
ધરમ પ્રીતિ એ દો એકું, મનિ ઇમ કા રે ?
દુખિ સુખિ કિહાઇ મ છડિ, મમઝિ મનિ ઇમ કા રે ?
કનકકતિ બહૂલી હૂઇ, મનિ ઇમ કાં રે ?
તાપઇ તિવુ બહુ મંડિ, સમઝિ ઇમ કા રે ?
ધરમ સખાઇત તઉ કરઇ, મનિ ઇમ કા રે ?
જઉ પૂરી રાખુ પ્રીતિ સમઝિ મનિ ઇમ કાં રે ?
આદરીઉં નવિ છડીઇ, મનિ ઇમ કા રે ?
એ ઉત્તમની રીતિ, સમઝિ મનિ ઇમ કાં રે ?
એ તુહૂંતરીઉ કાપડી, મનિ ઇમ કાં રે ?
તઉ બોલ્યુ પાલઇ આપ, સમઝિ મનિ ઇમ કાં રે ?
અણહૂતું એણઈં યાચીઉ, મનિ ઇમ કા રે ?
આપણનઈં નહીં પાપ, સમઝિ મનિ ઇમ કાં રે ?
ઉત્તમનઈ આવી પડઇ, મનિ ઇમ કા રે ?
રાંધઈ દાઝિઇ અન્ન, મમઝિ, મનિ ઇમ કાં રે ?
માંડઇ તમ ભાંડઇ સહુ, મનિ ઇમ કા રે ?
તે ભણી રાખઉ મન્ન, સમઝિ મનિ ઇમ કાં રે ?"
ઇ મનિ સુણી સાહા ચીંતવઇ, મનિ ઇમ કાં રે ?
"સાચઉં બોલઇ નારિ, સમઝિ મનિ ઇમ કાં રે ?
લખીઉ લાભઇ આપણુ, મનિ ઇમ કા રે ?
એ સુકૃતનઇ આધારિ, સમઝિ મનિ ઇમ કા રે ?"
ઇમ જાણી મન થિર કરઇ, મનિ ઇમ કા રે ?
માંડઇ તેહ ઉપાઇ, સમઝિ મનિ ઇમ કાં રે ?
નવિ છંડઇ અણ, રાય, મમઝિ મનિ ઇમ કાં રે ?

પરતખિ પાપ સમાચરઇ, મનિ ઇમ કાં રે ?
ભોલા ન આંણુઈ રીસ, સમઝિ મનિ ઇમ કાં રે ?
પાંમી એહવઉં પાત્ર, મનિ ઇમ કાં રે ?
તે માંનઇ જગદીસ, સમઝિ મનિ ઇમ કાં રે ?

દૂહા

રાગ પરજીઉ

સેઠિ કહઇ, 'કિમ ના કહૂં ? જઉ તુંહતરિ આણ્યુ તુંહિ
ના ન કહૂં કિમ્હઇ અલે. ખોડિ દીઉ કીમૂંહીં !
સત ન છડું હું હિઇ, જઉ પશ્ચમ ઊગઇ ભાણુ
ના ન કહૂં માગ્યા પછી, ખર નઉહઇ કેકાણુ
માન દેઈ તેડયા પછઇ !! નકારુ કરઇ હો
ધુરિ પાપીડા તેહ, બોલ્યઉં જસ નવિ સંભરઇ હો
ધર્મ ધુરિંધર તેહ, જે બોલ્યઉં પાલઇ આપણું
પણિ બોલી પીડઇ રેહ, તે જાણુઉ કૃપણુંપણુઉં રે,
ધુરિ આડંબર હોઇ, ધુરિ માણુસ બોલઇ ઘણું
જાંણુઇ વિરલઉ કોએ વચન સંભારી આપણુઉં રે.
પરતખ્યિ પશૂ સમાન, વેધવિહુણાં માંણુસાં રે.
અંતર નવિ તૃણુ ધાન; તે માણુસાં રાસભ જસ્યાં રે.
રાજ્ય જાય તુ જાઉ શ્રિયા સરીસઉ પ્રાંણીઉ રે.
વચન વૃથા મ થાઉ, જે બોલઇ નિજ વાણીઉ રે.
તવ બોલઇ ચંગાવતી, " સાંમી, સાંભલિ મર્મ.
હું કાંમિ જાતી હતી તે કહઇતાં મુઝ શર્મ.

ચુપઇ

તેણી વાટઇ મઇ* દીઠઉ ચોર, સૂલી ઊપરિ નીંદ્ર અ
તિહાં જઈ લાવઉ તે માંસ, સંન્યાસીની પૂરુ આ
સુણતખેવ સાહા સંચરઇ; ધરમકાજિ એ કરણી ક

* મ

તિહાં આણ્યુ ક્ષિત્રીનુ ભાવ, લીધું પલ ઋષિઅર્થિ સુભાવ.
આણી પલ નારીનઇ દીઇ; સોએ માંસ સ્ત્રીઇ રાધીઇ.
" ઊઠઉ, સ્વામી, ભોજન કરુ, આ સંસારઇ અન્ન ઊધરુ."
વદઇ બ્રહ્મ, " જે ચોરી કરઇ, વલી નારિ પરકેરી હરઇ,
લંપટ, લાચ લીઇ પર તણી, બોલ ન પાલઇ, હુઇ અવગુણી,
ધન પીયારાં લઇ છેતરી, તેહની કાયા પાપઇ ભરી.
તેહનુ માંસ ભખઇ કુણ, બાલ ? તે ઊપરિ રાચઇ ચાંડાલ."
તુ સાહા સુણતાં વિલખુ થયું; કરિઉ આરંભ તે ફોકટ ગયુ.
કહઇ, 'છેદું હું વપુ આપણું, તુ સંતોખું તનુ તુઝ તણું.'
ઋષિ ભાખઇ, 'એ મ કરે આજ; વૃધમાંસિ નવિ સીઝઇ કાજ.
સૂકું માંસ, નઇ નારી વડી, પિહિણઇ મિથુન, બહુ નીદ્રડી,
તુરણ દધિ, નઇ કન્યા સૂર, એ ભોગવતાં જાઈ નૂર.
તેહ ભણી એ પરહરિ દૂરિ. રાત્તાગારો બાર તું બૂરિ.
સાંભલિ, સાહ, અમ્હારી વાતઃ જેહનઇ વરસ થયાં હુઇ સાત,
અંગઇ લક્ષણ જાસ બત્રીસ, તે હુઇ તુ જાઇ રીસ.
વલી વિશેષઇ સાંભલિ, સેઠિ, ન્યાંન તણી તું જો એ દ્રેઠિ.
તાહરઇ પોતઇ જઉ હુઇ તેહ, તું આપીનઇ ટાલે છેહ."
સાહ વિમાસઇ નારી સાથિ, 'હવે સંપૂરી અહ્મચી આથિ.'
કહઇ કથન, નઇ આંસૂ ઝરઇ, પુત્ર એત ત્યાં આવ્યુ સિરઇ.
હઇિ કરમ અમારું કૂર્યઉં. મંન્યાસીઇ એ ઊચર્યઉં.
કુંયર ચેલઇઆતી ખપ કરઇ, તુ મંતોખ્યુ જાઇ સિરઇ.

દૂહા
રામગિરી

ચગાવતી કહઇ, "સાહા, સુણઉ. તુમ્હે મ કરસ્યઉ શોક.
એહ અતીથનઇ દૂહવીઇ તુ પુણ્ય થાઇ ફોક.
દીજઇ ઈછઉં એહનઈ. સફલ કરુ નિજ હાથ.
પછઇ આપણુ દો જણાં કરસ્યું એહનઉ સાથ.
અંગારે જલધર ઝરઇ દાઝંતાં નિજ દેહ.

આડાં છોરુ દીઈઇઃ જગિ ઊપાણુઉ તેહ.
કાયર થયાં નવિ છૂટીઇ સાહસ કેરઇ કાજિ.
જેણે સાહસ રાખિઉ હરિચંદ બઇઠઉ રાજિ.
છોરૂ જણતાં દોહિલા દોહલી વેલા કાજિ;
કામ પડઇ તે છોરડા તે ટાલઇ મન દાઝિ."
તવ કુંયર નેસાલીઉ નેસાલઇ છઇ તેહ,
પઝા પાસિ વિનય કરઇ. રખિ પાડઇ છઇ ભેય.

ચઉપઈ

દેવઇ અન્ય રૂપ તિહાં કર્યઉં; કરિ કરવત, પોતી સિરિ ધર્યઉ
બ્રાહ્મણવેસઇં દૂજઉ થયુ; જઈ ચેલઈઆ આગલિ રહ્યઉ
'ચેલઈયા, સાંભલિ તુ વાત. તુઝ ધરિ ધૂતારુ નિર્ઘાત
આવી બઇઠઉ છઇ વિકરાલ. તે આણેસઇ તાહરુ કાલ
માયબાપ તેડેસઈ આજ, તાહરા માંસ તણું જઇ કાજ
મારી દેસઇ ઈછિયઉ આહાર. નાસેવાનઉ છઇ વ્યવહાર.'
તુ ચેલઈઉ બોલ્યઉ હસી. 'જોસી, વાત કહી એ કસી?
હું માવીત્રનઉ છઉં છોકરુ. એ વાણી તુહ્મે સી ઊચરુ
માયબાપની લોપઇ આણ, તેહનઇ, કુહુ, કિમ કહીઇ જાણ!
માયબાપને બોલે ફિરઇ તે કુલનિ, કુહુ, કિમ ઊધરઇ

यतः ।

माता यदि विषं दद्यात् पिता विक्रयते सुतः ।
राजा हरति सर्वस्वं का तत्र प्रतिवेदना ।"

સાત વરસનઉ બોલ્યુ અસ્યઉ, ઉભયપક્ષ પંચાયણુ જસ્યઉ
"મરણ થકી નવિ બીહૂં. સ્વામિ; માવીત્રનઇ હું આવું કામિ
તે ધન વાસર, પક્ષ, સુમાસ; તે ધન ઘડી; સંપૂરી આસ
આ સિરીરથી જો લહઇ શર્મ, તુ સંપૂરુ હૂઇ ધર્મ.'
મત્ત સાહસ કુયરમાં ઘણું દેખી દેવ કહઇ, 'સ્યું ભણું

સબલ પુરષ સંસાર મઝારિ, જોઉં પાર, અછઇ ઊધારિ.'
અદ્રષ્ટિ કરૂં તે વિક્રીય રૂપ. ધરમાં છઇ તે રહિઉ વિરૂપ.
રખિ રૂપઇ તે ધીર થઈ ધર અંગણમાં બઇઠઉ જઈ.

ઢાલ

રાગ મારૂણી

કરમ ન છૂટઇ રે–એ ઢાલ.

ંગાવતી કહઇ, સ્વામી તિં સુણઇ. " ઋષિ ઇછ્યઉ છુઉ આહાર રે!
ંયર ચેલઈઆનઇ તેડાવઉ જઈ પોતઇ ભરતાર.
સત મ છંડુસુ રે, કપટ મ માંડુસ્યુ રે,
સત્ત મ છંડુ રે.

કરમ તણી ગતિ કો નવિ છૂટઇ, કરમ કરઇ તિમ થાઇ રે!
રાય રંક કો કરમ ખપ્યા વિણુ સિદ્ધિનગર નવિ જાઇ.
સત્ત૦ કપટ૦ સત્ત૦

આગઇ કરમિ નડ્યા બહૂ પ્રાણી; તસ કો સાથી ન થાઇ રે!
હરિચંદ રાય તણી સુણી વાતુ આશ્ચર્ય જીવ ભરાય રે!
સત્ત૦ કપટ૦ સત્ત૦

રામઇ સીતા જે વનિ કાઢી તે પરિ જઉ વિચારી રે!
નગરલોક દેખતા લક્ષ્મણઇ વનમાં લેઈ બસારી સત્ત૦
પંડવનારીનાં ચીર કાઢયાં નિજ ભરતારનઇં જોતાં રે!
ઋષિ દત્તાનઇં જેહ નીપનું કર્મ ન છૂટાં રોતા. સત્ત૦
તે ભણી તે વિચાર સદ્દહી કુંયરનઇ બોલાવ્યઉ રે!
પુરવાડઇ સાદ કરીનઇં વેગઉ અહીંકણિ લાવઉ. સત્ત૦
રખે પિંડયઉ એ વાત વિચારઇ. તુ ધરસઇ વિખવાદ રે!
રખિજી ભૂખ્યા, વેલા લાગઇ, તે લાગઇ નિસવાય." સત્ત૦
ચેલઇઉ કહઇ પાય લાગીનઇં, "સ્યું કહૂં છઉ મોરી માય? રે
કાજ હુઇ તે કૃપા કરીનઇં, ભાખુ મુઝનઇ તાય!" સત્ત૦

વલતા ગલગલતા તે બોલઈ અતીથ એક ઘરિ આણ્યુ રે!
તે તુ સુદ્ધતરીઉ પુણ્ય જાણી તેણઇ ધરમ ન જાણ્યુ રે સત્ત૦
તેહનઈ તુમ્હ જિમાડુ, કુયર, માસ તુમ્હારુ માગઇ રે!
અવર વસ્ત બહૂલી દેખાડી જે છઇ પોતઇ આગઇ રે!" સત્ત૦
તવ ચેલઈઉ કુયર જંપઈ, હસતુ ફૂલ ખિરાવઇ રે!
"ધન ધન દીવ અમાહરુ, માતા! ઋષિજી કામઇ આવઇ રે! સત્ત૦
માતાપિતાને હાથે મરીઇ, રખિ ભોજન તે કીજઇ રે!
તે પુરુષનું મોટુ ભાગ્ય માનવભવફલ લીજઇ" સત્ત૦
સત્વ ધરતુ બાલક દીઠઉ, સોએ દેવ મનિ ચિંતઇ રે!
સાત વરસનઉ બાલક નાહનઉ, એ તુ જગત્રવંદીત. સત્ત૦
સાચામોલઉ નઇ ગુણધારક, લક્ષણબત્રીસઉ દીસઇ રે!
બાહૂઅડાની વાણી મીઠી, દેખતા મન હીસઇ સત્ત૦
મુખઈ સલૂણઉ, નયન સહેજ, અંગિ સુકુમાલ સુતેજઉ રે!
પાએ મોજડી, ચમકતુ ચાલઇ, ધમ્મું નવિ કરઇ તરેજડ સત્ત૦
પાય પાણિ કડલી રૂપાની, વીંટી અગુલિ મોહઇ રે!
સા વીંટી સોનાની રૂડી હીરે જડી મન મોહઇ રે! સત્ત૦
કોટઈ કાઠના, મોતીમઈયું, કડિ કંદોરુ રૂડઉ રે!
સોએ રૂપાનઉ સોવિન સોભિત, બાલક ચિતિ ન કૂડઉ સત્ત૦
કાનિ વેઢના કનકતણા તે, કાનિ ઉગનીયા તેહના રે
કેલિગર્ભચંપકનઇ વાનઈં, સોભિત લક્ષણ દેહના સત્ત૦
તે દેખીનઇ દુષ્ટ દેવ જે શાંત હૂઇ તતકાલ રે!
મયા હુઈ જે કરઇ પાગખૂ તે હુઉ પ્રતિપાલ સત્ત૦
યત ।

गाहाण रस नहि ... ... ..
फस्स न हरति हईयं ...

દયા કરી નેહનઇ ભિગારઇ કરી કંદર્પ અવતાર રે
સોએ અદષ્ટ કરીનઇ મુકયુ નેમાવઇ સુવિચાર સત્ત૦

## ચઉપઈ

મંડપિ કોહલું દીઠઉ એક; દેવ લીઇ તતક્ષણ સુવિવેક.
સેઠ કાંમનઇ ઘરમાં ગયા. દેવ ચિત્તમાં આણઇ દયા.
કોહલું કુમર રૂપ તે કર્યું. દેખઇ કુમર ગુણે આવર્યઉ.
કૃતૃમ રૂપ માયા દેવની જૂઇ પરીખ્યા વલી સેઠની.
માયાકુયર બોલઇ વાંણિ, 'કાહો, પિતા, કરુ તહ્મે કાંણિ?
ભૂખ્યઉ અતિથિ બારણઇ રહ્યઉ; એહ માર્ગ અહીનઉ નવિ કહ્યઉ.
દાંનભૂષણ તાં બોલ્યા પંચઃ આનંદાશ્રુ કરઇ બહૂ સચ.
બીજૂ રોમચઇ અતિ ઘણુ. પ્રીય વચન જંપઇ આપણું.
માંન દેઈ તેડઇ ઘર માંહઈં, દાંન દીઇ પછઇ ઉછાંહઇ.
દેઈ દાન અનુમોદન કરઇ. ભૂષણ પાંચઇ ધણી પરઈ ધરઇ
લાગઇ દૂષણ દેતાં પંચ. તે ટાલવા મ કરુ ખલખંચઃ
પહઇલુ આદરવિણ દીજીઇ. બીજૂં એહ વિલંબ કીજીઇ.
અપ્રિય વચન બોલતાં દોષ. મુનિ દીઠઉ ક્રોધાદિક પોષ.
દાંન દેઈનઇ નંદા કરઇ. દૂષણ પાંચ જે પરિહરઇ.
તે પાપીનઇ બહુલઉં પાપઃ કિમ દેવરાઇ પરભવિ જાપ?
તેહભણી વિલંબ મ કરુ; ભોજન દેવાનઇ મતિ ધરુ."
વલતું બોલઇ સેઠ સુજાણ, "કુંયર, કિમ હરીઇ તુહ્મ પ્રાણ?
અહ્મે જન્મ દીધઉ તહ્મ તણુઉ. કિમ રહઇ જશ હણતાં અહ્મ ભણુ.
પિતામોહ કિમ ઉછઉ થાઇ? માતા છોરૂના ગુણ ગાઇ.
મૃગબાલક ઊપરિ મૃગપતી આવંતા સાહામાં દંપતી
લડવા કાજિ ઉજમ કરઇ. તુ માંનવ કિમ પુત્ર સંહરઇ?
હણતાં અહ્મચા ન વહઇ હાથ. ને વાત જાંણઇ જગનાથ."
ચેલઈઆ રૂપઇ જે બાલ વાલી બોલ વદઇ તતકાર,
'અતિથિધર્મ તુ પૂરુ હસઇ, અંત અહ્મારુ જઉ થાઇસઇ.
વહઇલા થાઉ, મ લાઉ દુંવાર, કામ સપૂર્ણ કરવું સાર.

હું તુહ્મચઇ કામઇ આવેસિ; પુણ્યભંડાર સબલ પૂરેસિ."
જોજો, મેઃ કિસ્યઉં સતવંત! ઋષિ કાજઇ દીસઇ એકંત.
લેઈ ખડગ નઇ પાખલિ ફિરઇ; ડાવઇ હાથઇ ચોટી ધરિ.
છેદ્યું સીસ. કર્યઉં તે કામ. કુંયર હણંતાં કહઇ 'શ્રીરામ.'
માડી દેખી કરઇ વિલાપ. ભાવ ભલઉ. પણિ મરિ સંતાપ.

દૂહા

હઈયડા, ફાટિ, ખસાય કરિ, છાંડિ ન હેજુ વાસ
વાહ્લા હાથ વઉલાવીઇ, પછઇ હુયાં ઉદાસ.
હઈડા, તૂં હેડક હુઉ, જે મારી કરઇ વિલાપ.
એહવઉ જગમાં નહી હૂઇ, હુઉં ન, મોટઉં પાપ.
પુત્ર પિતાનઇ મારતા આગઇ સુણ્યા અનેક;
પુત્ર ન માગઇ કો પિતા. આ તુ વાત વિછેદ
મોટઉ પાપ લગાડીઉં કરમિ અહ્મારઇ એહ;
નિજ કરસ્યુ કાતી કરી સુતનઇ દાખ્યું છેહ.
નકમિ ન જાઇ, જીવ! તૂ તે ભણી જાણ્યુ દુઃ!
એહવા પુત્ર વિયોગથી રહ્યું રહ્યઉ, પાપિક.

ચુપઇ

લેઈ મસ્તક નારીકરિ દીઇ. અતિ રડતાં તે માતા લીઇ,
"સીકઇ ધરી રાખેજો સીસ. રખે આણુ મનમાહઇં રીસ.
રખિ જમાડી રહીઇ જદા સાથઇ, જઈસઇ આપણ મુદા."
પછિરિ જોઇ રહ્યઉ કાપડી, 'મત ન ચુકઇ એક ઘડી.'
રૂપ કારિમા કરીયાં દો એ, પાપ કારિમું જાણુ સોય
પણિ નહ લહઇ-હ્યાંઇ સેઠ વિચાર. ખરી પ્રતિન્યાનઉ આધાર
સીકઇ મીમ ઠવ્યુ પુત્રનઉં; સિદ્ધ કર્યઉં આમિ અન્નનું.
ઊઠઉ, સ્વામિ! કરુ પારણું, સ્વર્ગતણું લાધઇ બારણું.
એહવઇ અતિથઇ દીઠઉં તેહ, સીકઇ મસ્તક મુકયઉં જેહ.

કોપ ચડયુ અતિ બોલઇ બોલ: " એ સ્યું માંડયું કામ દદોલ ?
એહ ન પ્રાસું આમિષ અહો; સાર હતું તે રાખ્યું તુહ્મે.
ભુંડઇ ભોજનઇ દિન જાઇ ઘટી. એહ વાત દીસઇ અટપટી.
यतः ।

**कुभोजनेन दिनं नष्टो जन्म नष्टः कुभार्यया ।**
**कुपुत्रेण कुलं नष्टं तं नष्टं जं न दीयते ॥** ૬

સેઠ વદઇ "એ મસ્તક સાથિ કરું દહન રાખું છઇ તાથિ.
ત્રહિઇં જણ સાથઇ ચાલીઇ સ્વર્ગપુરી જઇનિઇ માહ્લીઇ.
એ કુંયર અહ્મ કુલ આધાર. હતું તેહનું મસ્તક સાર.
એ સંઘાતઇં બલસ્યું અહો; રીસ મ કરજો, સામી ! તહ્મે."
કુપટી ક્રોધ્યુ મનમાં હસઇ, " તત્ત્વ ચ્યારિ મસ્તકમાં વસઇ.
તે મૂંકી બીજું કુણ ખાઇ ? જઉ ખાઇ તુ પાપ ભરાઇ. "
" કુંણ તત્વ તે મસ્તક માંહઇં ? " વદઇ સેઠિ, " કુહુ ઉછાહઇં." ૨
" જિહ્વા જાણઇ સર્વ સવાદ, બોલી જાણઇ નવ નવિ નાદ.
ગીતગાનરસ શ્રવણે સુણઇ; તે રસ નાહ્ક સહુ કો ભણઇ.
નયનાં પ્રથમ પ્રીતડી કરઇ; નયન પદારથ દીસઇ સિરઇ.
यतः ।

**नयन पदारथ नयन धन नयणे नयन मिलंति ।**
**अणजाण्यास्युं प्रीतडी पहिलुं नयन करंति ॥** ૮

નાક લહઇ પરિમલ ગુણ સર્વ; ભમરા ભોગી હૂઇ અખર્વ. ૬
ચ્યાર તત્વ ભલાં સંસારિ દીસઇં છઇ એ સીસ મઝારિ. –
દાંનદત્ત જઉ રાખુ સહી, કરુ વાત અહ્મારી કહી.
તું મસ્તક ખાંડુ ખાંડણઇ, જઉ સાચી વાચા તુહ્મ તણઇ.
જઉ અંગે માઇ તુ એ આદરુ; નહીંતું અહ્નનઇ ભીતર કરુ.
કાજ કરી સકીઇ જેતલું, મુખથી કાઢીઇ તેતલું.
બેટામસ્તક બેહુ જણ મિલી આટઉ કરુ એણી પરઇ દલી.
અતિ વઇરાગી ગાઉ ગીત; પરગટ દાખુ જગવદીત!

લોચને ખાંડું આંસુ ખિરઇ તુ તપીઉ ભોજન નવિ કરઇ."
સુણી વચન હરખઇ બઇ જણાં, ગાત્ર ખંડાઇ તેહુ તણાં.
ઋષિકાજઇ મુખ હસતું કરઇ, પણિ ઉદરમાં ચીત્રટિ ધરઇ.
વાચા અવીચલ. દાનઇ સૂર, જાણે કરિ ગંગાનુ પૂર.

### ઢાલ રામગિરી

સીવઉ રે મસ્તક સેઇ તિહાંથકી રે, બોલાવી નિજ નારિઃ
કુંયર ચેલઇયા.
આવ્યા રે ઊખટિ રખિનઇ કારણઇ રે ખાંડણ કેરઇ ઠાણિ.
કૂયર ચેલઇયા.
બોલઉ રે બોલઉ કુંયર અહ્ય તણા રે.

ઝડી રે થાનકિ મસ્તક પુત્રનઉ રે બઇઠાં બહુ જણા તામ, કું૦
ખાંડણીયાં બેહુએ કરિ ધર્યા રે, કરવઉ માંડયઉ કામ, કું૦
ગાઇ રે હાલરૂ હુલાવતાં રે પુત્ર! સાંભલેજે વાત. કું૦
જેણે રે હાથે સુતનઈ તેડતાં રે, મેહલઇ તેણઇ હાથે ઘાત કું૦
હઇયિડઉ રે ન ફાટઇ, કુંયર! અહ્ય તણું રે કરતાં આહાવઉં કામ. કું૦
હાંસુનઇ લોકા નગરઇ માંડસઇ રે કોએ ન ઘાલઇ આહીરી હામ કું૦
તઈ નવિ રે લોપી આન્યા માહારી રે; તેડઇ આવ્યુ તતકાલ. કું૦
વલઇલું રે વિનયે કીધું એવડુ રે, સુઅનઇ એ કિમ ઢાલ? કું૦
હૂંતી રે આસ્યા બહુલી તાહરી રે જાંણ્યું રહઇસહઇ તુજથી સૂત્ર. કું૦
હુ નઇ રે બોલ, કુંયર માહારા રે, હઈડું હીંસઇ અક્ષયઉ પુત્ર. કું૦
મરણઇ ન બીહનઉ, રે બાલક બાપૂયા રે, મુખડું પુણ્યમ ચંદ. કું૦
સાદ કરતાં શ્રવણે સાંભલઇ રે, મોટડઉ દીસઇ એ ફિંદ. કું૦
અલે રે અપુણી બેટો વિણુ હુયાં રે, જે કીધું હાથે પાપ. કું૦
તેહનું રે મસ્તક ખાંડું ખાંડણઇ રે, અહ્મે એહવાં માયબાપ. કું૦
હુતા રે વછ! વિશેષઈ ગુણ ઘણા. રે દેખાડીનઇ દીધઉ છેહ. કું૦
લહુડઉ રે ગુણ બહુલે તું દીઠડઉ રે. તઇ કાં પાડયા હાડે વેહ? કું૦

ક્ષણ એક રે અગજ ! તુ નવિ વીસરઇ રે, કઇ હોઇસિ નીસાલિ કુ°
રુડુ રે નામ તુહ્મારુ સોહામણુ રે તારી રામતડી સભાલિ કુ
આણઇ વદનઇ રે, કુઅર ! હૂ ધવરાવતી રે, તે મુખ ખુડુ આજ કુ
બોકુ રે ગાલે દેતી દીકિરા ! રે તે મુઝનઇ નહીં લાજ કુ° બો
તુહ્મ વિણ રે પ્રાણ થાઇ અહ્મ આકલા રે કાણ્િ કાલજ માહઇ કુ
બીતરિ રે આગિ છાની જલઇ રે ધૂમ ન સહઇણુ રે જાઇ કુ° બો
નયના રે આસૂ ઘૃત સમ જાણીઇ રે કાણ્િ તેણઇ મચાઇ કુ
તેણઇ રે વિરહ દાવાનલ ઊનટઇ રે અતર જલણ જલાઇ કુ° મો
આંગણિ રે આવી માગુ સૂખડી રે બોલાવઉ કરી માય કુ
આવઉ રે ઘુઉ સીરામણ, વાછડા રે ! તેડઇ વાર મ લાઇ કુ° મો

દૂહા

ઇમ વલનતા ગાઇતા વિરહ વૈરાગી બોલ
મસ્તક ભૂકુ નીપનઉ એતનઇ ઉ ગોન
મસ્કારી કરઇ શાક તે નીપાયુ પુન તેહ,
કર જોડી સાહા વીનવઇ, "નીપનૂ ભોજન એહ
ઊઠઉ રખિ કરઉ પારણૂ, ઇચ્છિયુ ઘુ તુહ્મ ભાવિ '
તવ ચીતઇ રખિ કારિમઉ, " મન ગમ્યુ પિયન્ધાવિ
સત્ત ન ચૂકા, થિર ગ્હા દીધુ કર્યુ પ્રમાણિ.
જગમા એ સરીખા ભલા તણી નહીં કો ખાણિ
જણણી ! તઇં ભલઇ જનમીઆ સાહ સગાલ સમાન
પુત્ર વધી દઇ દાનવર, ધીરપણ અસમાન
પરદુખકાતર એ સમઉ હૂઇઉ નઇહોસઇ કોએ.
વણિગ માત્રમા પરગડઉ દાત થકી તે હોઇ.

ચુપઇ

રાખ્યુ ચિત્ત ઠામિ એણઇ ઘણુ, તેહનઉ વિસ્તર ચેતુ ભણુઉ
પરિપરિ દગધાઉ એ સેર, સત્ત ન મૂકયઉ એણઇ નેટ

હવઇ એક ઉપાયું મર્મ; તેણઇ કરી ચૂકવીઇ ધરમ.
કરું કૂડ; મનિ ન ધરઇ રોગ, વાંઝીઆ તણુઉ ચડાવઉં દોસ.
કિમ દેસઇ એ ભોજન પછઇ? હવઈ દીકિરુ એહનઇ ન છઇ.
સત્ત ચૂકાંડું એ પરિ કરી ". હઇયા માંહઇ વાત એ ધરી.
તવ તે દેવ રૂપતુ નિરાજ બોલઇ, " ઇમ ન સીઝઇ કાજ.
પુત્ર રહીત ઘર સૂનું થયું; એ શ્મશાન તુલ્ય તાં કહ્યું.
હવઇ ન લેવઉ મઇ આહાર, " અપુત્રીઆનઉ દીધઉ ભાર.
પુત્ર વિના સત દીવા કરઇ તુહઇ અંધારું જાણઉ સિરઈં.
યતઃ ।

अपुत्रस्य गतिर्नास्ति स्वर्गो नैव च नैव च ॥
तस्मात्पुत्रमुखं दृष्ट्वा स्वर्गे गच्छति मानवा ॥

સેઠિ વિમાસઇ, " કરવઉ કિમ, ધર્મ રહઇ પોતાનઉ જિમ્મ?
નથી પુત્ર પોતઇ માહરઇ; તેહ ભણી ભોજન નહી કરઇ.
આહા માહા મંડઇ તે ઘણું, પુણ્ય રહ્યું, નારી! આપણું.
જઉ અતિથ એ પાછઉ વલઇ તુ જશ મઇલઉ જગમાં ખલઇ.
મિરિજા કાં તઈ, સરજણહાર, જઉ ન રહ્યઉ મોટઉ વ્યવહાર?
અન અવારી મુઝ ઘરિ હતું. એહનઉં મઇ નવિ કીધઉં વ્રતું.
માનવભવ મુઝ વિફલી ભયુ, પુત્ર વિના વલી આકુલ થયુ.
પુત્ર વિનાસ્યુ એ રખિ માટિ, તુહઇ ન વાતુ આવી ધાટિ.
સાઈભૂ કર્મ અધારું અસ્યું, નિર્દ્ધનનઉ વિમાસ્યું જસ્યઉં.
કુણ કર્મઇ એ છલમાં પડયાં? કીધાં કર્મ આવીનઇ અડયાં."
કહઇ સન્યાસી, " કા હો વાંણિ, દુઃખ ધરંતુ આણઇ કાંણિ.
મઇલું પુત્ર વિહુણઉ જેહ, ચોખઉ નવિ થાઈ તે દેહ.
જાતઇ મઇલઉ જે ચાંડાલ બીજઉ જીવવધીનઉ હાલ.[૮૧]
ત્રીજુ લોભી જે બહુ હોઇ, પરઅવગુણ બોલી મલ ધોઇ.
ચઉથઉ જે અણદીઠઉં કહઇ, આલ ચડાવઇ, પરનઈ દહઇ.
કૂડી સાખિ ભરઇ પર તણી, અછતી વાત કહઇ અતિ ઘણી.

થાંપણિ મોસઉ, ચાડી કરઇ, પરાપવાદ ઘણા ઊચરઇ સ્નેહ વિચઇ જે પાડઇ ભંગ, તે મઇલઉ કર્મઇ માતંગ ચોરીકારક મઇલઉ કહ્યઉ; ક્રોધી, કપટી મઇલઉ લહ્યુ નાસ્તિકમતી તે મઇલઇ ભર્યઉ; જૂઠાબોલઉ આગલિ કર્યઉ મલતુ પીવાહ જેણઇ ભાજીઉ; એતલાંથી મઇલઉ વાંઝીઉ.' હાય વસઇ સાહ, હઇડિઉં હણ્યુઇ; "પોતઇ પુણ્ય નહી આપણઇ ઉછઇ કર્મઇ કાં અવતર્યા? અરથ ન સીધઉ. દુઃખઈ ભર્યા.' સુકુલીણી નારી કહઇ, "સુણઉ, કાંઇ દીન વચન તુમ્હે ભણઉ રાખઉ સત. નહીં ચૂકઉ ધર્મ. અછઇ સદાફલ તુમચઉ કર્મ મ કરુ વિમામણુ એહની કસી. ઉદર માહરઇ સુત રહ્યઉ વસી સાત માસ મુઝ ઉદરઇ થયા; તે જગદીસઇ કીધી મયા રખિ કહઇ તુ દેખાડું તેહ, ફાડી ઉદરનઇ કાઢઉં એહ અછઇ પુત્ર એ નયઉ સહી" તતખિણુ શુદ્ધ છરી તવ ગ્રહી ઊપાડી ઘા મેહલઇ જામ, તતક્ષણુ હાથિ ગ્રહઇ મુનિ તામ "માગિ, માગિ વર, તૂઠા અહ્મે. જે જોઈ તે માગઉ તુહ્મે સત્વવંત, નઇ સાહ સધીર, ગુણે વડુ, વીરાતન વીર તુઝ ગુણ ઈંદ્રિ વખાણ્યઇ ઘણુ; તેણઇ થિર મન ન રહ્યું મુઝ તણું.' પ્રત્યક્ષ દેવરૂપ તે થયુ, "વર માગુ." એ બોલજ કહ્યુ થયુ દેવ અતિ અદ્ભુત રૂપ. સૂર્ય થકી તે થયુ સરુપ સકલાભર્ણ ધર્યા નિજ દેહિ, દીઠઉ દુરકૃત હુયાં છેહિ નર નારી બે રહ્યાં કર જોડિ, "સ્વામી આ કાં કીધી ખોડિ દેવ, રૂપ રખિનું તઈ કરી, કા તઇ અહ્મ કાયા દુઃખ ભરી?' કહઇ દેવ, "તર દાન પ્રભાવિ ઈંદ્રઇ વખાણ્ સહઇજ સભાવિ મઇ નવિ માન્યુ એહવઉ બોલ, ઈંદ્રઇ બોલ્યઉ બોલ અતોલ વિક્રય રૂપ કરી મુનિતણું કર્યઉં નીર વિક્રયં મઈ ઘણું કૂડ મઅલ તુઝ સાથઇ કર્યઉં, એ વિરૂપ વિક્રય મઇ ધર્યઉં સત્વ પરીક્ષા અહ્મ પરિ કરી. તાહરી મતિ તેણઈ નવિ ફિરી.

સમના ગુણ દીઠા તુહ્મ તણા, ઇંદ્રઇ વખાણ્યા તેહથી ઘણા
'બહુ યુગ નામ તુહ્મારુ રહ્યું' વયણ એક એ અહ્મે કહ્યું
સત્યવ્રત રા હરિચંદ હુઉ અન્નદાની તૂં સુપરિસઉિ
સત્યવ્રત તૂં, સેઠિ! અપાર. સતી ભલી ચગાવતી નારિ
કુંયર સાહસ જગિ ઉદાર માતપિતા વચિ નહી અવિકાર
પિતા ભગત એહવઉ નહી કોએ, નરનારી સમના તુહ્મિ દોએ
તે ભણી તૂં'ા વર ઘુ અહ્મે જે જોઈઇ તે માગુ તુહ્મે "
બોલ્યુ સેઠ, 'સ્યુ વર મુઝ કહૂ' તૂઠા ભલા. અણમાલ્યા રહૂ
વાહલઉ પુત્ર હતુ અહ્મ તણઉ, 'તૂઠઉ, તૂઠઉ' હવઇ સ્યુ ભણઉ?
વધ્યઉ પુત્ર જે નાહ્નઉ બાલ, દોહલી, દેવ, પેટની ઝાલ
કૂડ કરી મરાવ્યુ તુહ્મે તેહ કથન સ્યુ બોલું અહ્મે?"
બોલઇ દેવ, "સે, તુહ્મે સુણઉ, છઇ જીવતુ સુત તુહ્મ તણુ
કરી કારિમુ કુયર સ્વરૂપ દેખાડયઉ એહ નવિ રૂપ"
સેઠિ કહઇ "કિહા કૂયર સો એ?" 'નેસાલઇ ભણઇ છઇ જોએ
કિસ્યુ વયર નથી આપણઇ, કાઇં, સેઠ, કિસ્યુ કણમણઇ?
ન માનઈં, તુ જો નેસાલ હતુ તસ્યુ છઇ તિહાકણિ બાલ."
પિતા ગયુ જોવાનઇ જામ, પુત્ર નેસાલઇ દીઠઉ તામ
દેઇ સાદ બોલાવઇ સાહ, હતુ વિષાદ અનઇ ઊછાહ
"ચેલઈયા, આવઉ નિજ ઘરે માય મિલીનઈં આનંદ કરે"
આવ્યુ પુત્ર મા હરખી ઘણુ, સાથ દીધઉ મોહ્રામણુ.
ઉછંગ લેઈનઇ ખોળા દીધ, હર્ષાશ્રુવિ મસ્તકિ સીંચીઇ
"ભનઇ મલ્યઉ તૂ, પુત્ર! સુહેજ, સોવન કાંતિ અનોપમ તેજ
લોચન મન ઠરીઆ મલી આજ, તુઝ દરિસનિ સીધા અહ્મ કાજ"
પુત્ર કહિ, 'મા, સ્યુ દુખુ ધરુ' પિતા, વયણ સાચા ઊચરુ'
માડી વાત કહી જે હતી, "આવ્યુ દે થઈનઇ યતી
તેણઇ પારખુ બહુ પરિ કર્યઉ, તે નવિ જાઇ હઇં ઊચર્યઉ.
વજ્રનોહ હઈઆ અહ્મ તણા તેહ થકી કાઠાં અતિ ઘણા
તે કીધઉ જે ન કરઇ કોઇ, સત્વ ન ચૂકા આપણુ તો એ.

૫૭૪ દેવ એ પરગટ થયુ, વર આપઇ ૭૮ વલી સામ્હઉ
કહઇ કુંયર, ' વર માગઉ, માય, રખે સત્ય ઉછેરુ થોઈ
' દાનોપરિ મન જેહવઉ અછઇ, તેહવઉ ભાવ રાહજે પછઇ "
તે વર દીધઉ તેણુઇ દેવિ ચગાનતી બોનિ સખેવિ,
' પતિવ્રતાનઉ જે પાલિવુ, તિહા મન મઇનુ મુજ ટાલિવઉ "
' માતપિતાની ભક્તિ વિશેષ હૂજો મન માહરુ સુવિશેષ "
ત્રીણુઇ વર માગ્યા તે દીધા, સુર સનોખીનઇ ચાલીયા
જઈ સુરલોકિ વખાણ્યુ સાહ " પુણ્ય તણુ તે લઇ છ લાહ "
ઇંદ્રાગલિ વાણિ ઉચરી સુરલોકઇ કીરતિ વિસ્તરી
હવઇ પાછલિ ધર્મનગરી માહિ નગરલોકિ સુણીઉ ઉછાહિ
નિરમય રૂપ કોનાહન થયુ તસ ઘરિ બહુ જન જોવા ગયુ
સુણ્યઉ રાય, તિહા આવ્યા ધઇરિ, વધાવાની ખીધી પધરિ
નગર શ્રૃગાર કરાવિ રાય ઘરિ ઘરિ ગૂડી ઊચી થાઇ
તલીયા તોરણ, વનરમાલ, ગલિત સોભઇ ઝાકઝમાલ.
ગીત ગાન બહુ નારી કરઇ, સાજન હઇડા બહુ ના ઠરઇ
કુંકુમહથા યાચક દાન દઇ દેવગરઇ રાઅમમાન
નરમાહઇ પુણ્યવંત પ્રાણીઉ મગાવસાહ દીસઇ વાણીઉ
આવ્યા વધાવા ઘરિ ઘણા મામા કાકા ગોત્રી તણા
સત્વ સાભલી રીઝઇ લોક હર્ષ ધરી તનઇ મૂકઇ શોક
' સત્વ સેઠ સુરુ ઇણુઇ કામિ જાઇ પાપ વુહારઇ નામિ
ઇમ ન રહઇ મન માનર તણુ તઇ શોભા યુ પુર આગણુ "
દઇ રાજા પયાગ પમાયુ ઊપરિ આપિ વલી કમાહિ
નગરિ મંત્રિ મુખિ થાપીઉ, તસ યશ તિહુયણુમા વ્યાપીઉ
અતિ આડબર નગરઇ કર્યઉ, હીંડઇ બહુ જનસ્યુ પરવર્યઉ
આગઇ આદ્ય દાન દઇ ઘણુ વલી માન હુઉ રાજા તણુ
સેઠ નગરીં દીસઇ સાર, દીન દુસ્થનું તે આધાર
પ્રુ પર સુરતમ સમાણુ સોએ તમ જીંમઢિ નહીં બીજઉ કોએ
તિહાર પછી બહુ શત્રૂકાર ઘણુઉ જમાડઇ વર્ણ અઢાર

જતી ગૃહી જે માગઇ અન્ન ઘૃતસું જુક્તાઇ ઠારઇ મન.
દાંન પ્રભાવઇં સુર સવિ મિલી આવી અમૃત બોલઇ વલી.
દાંન થકી કૈલાસઇં વાસ, ' શંભુ ભણઇ, ' હોજ્યે સુપ્રકાશ. '
રદઇ વલી, ' સુર સકલ મઝારે બઇસેવુ તઇં સહી અવધારિ. '
બસી આસીસ દીઇ સવિ દેવ, ' સુર નરપતિ તુઝ કરમઇ સેવ. '
શાહા કહઇ, " સુરનગર ન કાંમ. આપજ્યે અવિચલ સુઝ ઠાંમ.
કરવઉ ધર્મ, કહુ, મધ તેહ, અજરામર પદ લહીઇ જેહ. "
સુર બોલઇ, " તે ધર્મ ઉદાર દયામૂલ ભાખ્યુ સુખકાર.
તે નિરંજન જાણઇ જેહ, તે આણઇ ભવ કેરુ છેહ.
સંપુહુતા નિજઠાંમિ દેવ કરઇ સેઠ સંતની સેવ
ક્રમ યૌવન પામ્યુ ચેલીઉ, પરણાવ્યુ અનુપમ મહેલીએ
ઘરૂ વ્યાર કરઇ સુત સોએ. હલુકર્મી તે પ્રાંણી હોએ
ચંગાવતી તીહઇ પાણિ તિમ્મ, ભવઅંતરિ સુખ લહઇસઇ જિમ્મ

ઢાલ

( ભાણેજ નઇ જવ રાજ એ )

અનુક્રમઇં તેહનઇં સાધુ મિલીઆ. ધર્મ દેસન શ્રાવ એ.
દયામૂલ સુધર્મ જાંણ્યુ. સુદ્ધ સમકિત પાવ એ.
જિનદેવ સેવા, સગુર કેરી ધર્મધારી જે હવા.
બાહ્ય બીતરિ નહીં ય મમતા. લહ્યા ગુર પણિ તેહવા.
ગુર કહઇ, સમકિત શુદ્ધ પાલુ; રખે શંકા આદરુ.
તસ પાંચ દૂષણ દૂરિ કીજઇ. વલી બીજા પરિહરુ.
મૂલ સમકિત ધર્મનુઃ વ્રત બાર શાખા જાંણિ.
આચાર બહુલા તેહના, પ્રતિશાખ રૂડી આણિ.
ગુણ શ્રાવકા જે ઘણે ભેદે, આવલી એ પત્ર.
પુષ્ફ સુરનરસુખ કહીઇ. ગંધિ તાસ વિચિત્ર.
મુગતિ કેરાં ફલ સહેજાં. તૃપ્તિ બહુલી થાઇ.
જે વાવયૌથી સકલ દોષા રોગ દૂરિ પલાઇ.
સબ લોકનઇં આરાધવા મંત્ર તેહ પૂજણ યોગિ.

હુઇ અનંતાં સુખ ભોગી. કહીંઇ ન પડિઇ શોગિ."
તે સાર ગુર દેસન સુણી ઘણી ખપ તુહીં આદરી.
કારિમાં સુખ સસાર કેરાં રહ્યુ સાહ તે પરિહરી.
ભાવ સયમ શુદ્ધ વેઈ લહ્યઉં કેવલ ગ્રહીપણુઇ.
સુરદત્ત વેષઇ જહીં પૂજા મકલ સુરપતિ તિહાં થુણુઇ.
આઊ બહૂલઉં તેણુઇ ભવસ્થિતિ પાલીઉં નિર્મલ થઈ.
ભવ્ય પ્રાણી બૂઝવ્યા. સુખ ભોગવઇ નિશ્ચલ થઈ.
અનુક્રમઇ ચગાવતી નઇ સુત પામીઆં સુરલોક.
એકાવતારી સો હુઈનઇ હોસઇ ગતશોક.[?]

એ સાહ સબલઉ દાંનધારી ચલ્યઉ નહીં તે પારખઇ.
તાસ ગુણુ જે સાંભલઇ તે ઠામિ બઇસઇ સારિખઇ.
વૃદ્ધતીરથ ગયા, ગંગા, દ્વારિકા ગોદાવરી,
કેદાર બુદરી, હરિદ્વારા, સાર મથુરા વરપુરી,
અન્ય અડસઠિ સબલ તીરથ કરઈ જે ફલ હોઇ,
સાહ શ્રી સગાલ કેરુ રાસ સુણતાં મોએ.
વલી જૈન તીરથ કરઇ જે એહ જન તે સુણુઇ એ રાસ.
અધિક ફલ એ માભલઇ ગુણ સેઠની એ ભાસ.
સુણી એહનઉ દાંન મહીંમા ગ્રહઇ ગુણુ જે એહવઉ,
તે લહઇ સંપદ સકલ અવિચલ; થાઇ નિર્મલ તેહવઉ.
એ રાસ ભણતાં હર્ષ વાધઇ; સુગુણ સુણતાં પાંમીઇઃ
વલી આમ પૂરણુ સકલ હુઇઃ અનઇ વછિત કામીઇ,
સોલ સંવત સતસઠઇ, માસ વૈશાખઇ વલી,
વદિ બારસઈ એ ગસ પૂરણુ, હુઈ શુભ મનની રુલી.
વૃદ્ધશાલા ગુણવિશાલા × × × ગછપતી;
તસ આણુપાલક કનકસુંદર કહઇતુ વઝાયાં યતી.
વિબુધ્ધ શ્રોતા ! રાસ સુણતાં હર્ષઇ ભાવ સુ આણજો.
શશિ સૂર મંડલ તપઇતાં જાં રાસ એહ વખાંણજો.
તે શ્રી સગાવસાહ રાસ મપૂર્ણઃ ॥ સંવત ૧૬૭૦ લખિતં ।

३

# સુરદાસકૃત

## સગાળપુરી

### રાગ ગોડી.

શંભરૂં વણાએક, પૂરે આશ ગવરીનંદન ગૂંણ લીલવિલાશ.
ગજવદન ગરવો ગુંણપત સુધ બુધ રે તેહેને શત.
મુષક વાહંન. તાત ( નરેશ ) મહેશ. ઉત્તમ મત આપો ઉપદેશ.
ચતુરમુખ તો છે રે બ્રંહ્મ. પ્રોહોઢાં છે તેહેનાં પ્રાક્રમ.
તેહેની તંનઆ તૂં, સરસ્વતી. તાત તંમારો પ્રજાપતિ.
હું લઘૂ બાલ છૌં રે મત, કાંઈ ન જાણૂ અક્ષર, શત.
ધનજી ભટને લાગું પાએ, ગાઉં જુગજીવન જાદવ રાએ.
હરી ભટનો હું રે તંન નિરમલ લેખ કાંઇ તાહારૂં મંન.
હરીઆદ માંહે તાહારો વાશ. તાહારી પાશે કવે સુરદાશ.
એ કથા જે શ્રવણે ધરે, પાતિક કોટ તેહેનાં પરહરે.
પુત્ર તણો તેહેને ન હોએ વિજોગ. ભૂંઅસ્થલમાં પામે ભોગ.
અરજુન, ભીમ, જુધિષ્ટર, ધરમ, નીકુલ શેહેદેવ ને ઉતંમ કર્ણ.
કરણ તણું સું કરૂં વખાણ, જેહેને તાત તપે રે ભાણ.
કુંતા સરખી જેહેને માત, પાંડવ પાંચ સરખા ભ્રાત.[1]
પ્રાતઃકાલ જેણે સમે થાએ, તેણે સમે દાન દેતુ કર્ણ રાએ.
શવા ભાર તાં આપે હેમ નખેત્ર તો તાં કુશલીખેમ.
શવા ભાર શોવંણ આપતો. કાઢું જીભ્યાએ ફરી નહી બોલતો.
જતી સંન્યાસી આવે ક્રોડ. તેહેની સ્તુતિ કરે કર જોડ.
દાન દેતો ન કરે નાકાર. એહેવા ખત્રી કર્ણ દાતાર.
ખત્રીનું ખત્રીવટસં ચંત[2] વઢતાં વઢતાં આવ્યો અંત.
શમ્રર્થ સુધ તે કર્ણજી જાણ પડયો પ્રથ્વી તે વેધ્યુ બાણ.[3]

---

ફૂ૦ ૧ સઘલે વીક્ષાત ૨ મંન
૩ સમ્રર્થ તે સુધ તે કૃષ્ણજી જાણ પડયો પૃથ્વી ને વેધ્યૂં બાણ.

નારાએણનું લીએ છે નામ' રસનાએ બોલે રામ રામ.
તેણે સમે આવ્યા શ્રી હરી બ્રાહ્મણ કેરો વેષજ ધરી.
શ્રી કૃષ્ણજીએ વાણી ઓચરી. "માનભાવ! તૂં દાનેશરી.
માહારે મન મોટો ભાવ આવએ. તૂહુંને જાચવા હું આવએો."
"માહરા સ્વામી! સૂં આપીએ? કાંઈ સમીપ હોએ તે લેઈ સોંપીએ.
મણી માંણેક મોતી ભંડાર. કાંઈ નથી, કેહે કર્ણ દાતાર.
"હું કરી આવ્યો મોટી આશ. કાંઇ રે, કરણ! મોકલે નિરાશ?"
સુરજસુત કેહે, "સાંભળ. યતી! કનક તણી માહારે દાંતે રતી.
પંડિતજી! લાવો પાષાણ:" કુંતાકુંઅર કેહે ચતુર સુજાણ.
વલતા બોલ્યા શ્રી ભગવાન: એ તો કંહીએ મે નથી શેવ્યાં દાન.
અડવડતા આખડતા કંણ ગયા, તેટલે દયાલજી પ્રગટ થયા.
"માગ, માગ, રે, તૂં રાજંન! હું તુઝનિ થએો તુષ્ટમાન.
હું તુઝનિ તુઠોરે દેવ. માગ માગ રે કણ! અસ્તમેવ."
"સ્વામી! તિલક બ્રંહ્મણને હાથે સાર. માત હસ્તક માહારો આહાર.
પુત્રતણે હાથે પંડદાન. મઆ કરો મુઝનિ, શ્રી ભગવાન!
સ્યાને વાસુ, ને સુકલે જન્મ. એ તૂં પ્રસંન જનાઅરજૂન.
નયણે નવ દેખું પર વસ્ત. તાહારે ચરણે રાખૂં મત.
પરઅસ્રી વેલાં નુંપૂછક થાએ. સેહેદારા સૂં જોતંન જાએ.
સ્વામીકાજ માહારુ જાએ જંત. કુંઆરી ભોએ દેહન દે અંત.
ભક્તિ કરતાં ચંત ન ચલે સુરજનો સુત સ્વર્ગ પલે.
આનંદ્યો અંગે અપાર દેખી કનક તણા ભંડાર.
સહુ / દેખે સુનુ સોવણ: હૈયે હરક્ષો ખત્રી કણ.
હેમ ભલૂં ન કરાએ ભક્ષ. અન વિનાં કેમ બેસૂ સક્ષ?
અન્ન વિનાં રહ્યો ટલવલી, જેમ જલછંડાવી માછલી.
ભૂખ ખત્રીની દેહને દમે. અંન વીનાં લાધણ કેમ ખમે?
અન્ન વિનાં તેહેને પડે અપવાશ. સ્યાનકે બેશી થએો નિરાશ.
જેહેવૂં દીધૂં પોતાને પાણ, તેહેવૂં પામીજે નીરવાણ.

જેહેવું દીધું તેહેવું પામ્યા સહી; વાવ્યા પાખે કાંઇ લણીએ નહી.
કૃષ્ણ કેહે; " કર્ણ ! અવિધાર. તેં કોહોને કર્યો ઉપગાર ?"
" સ્વામી ! અભ્યાગત આવ્યો એક મંદિર માહારે કરી વિશેખ.
આગતસ્વાગત કીધી અતી. શોવંર્ણ ન લીધું એકજ રતી.
ખ્રુધારથી હુતો અપાર. કરે કરી દેખાડયું દ્વાર."
કૃષ્ણ કેહે રે કર્ણ ! અવિધાર. જે આંગલીએ દેખાડયું દ્વાર,
તે આંગલી મુખ માંહે ધરો. કર્ણ ! અદમારૂં કહ્યું કરો."
મુખ માંહે મેહેલતાં વાર પંચામ્રત આવ્યા ઓડકાર.
કર્ણ કેહે, " રે કૃષ્ણ ! અવીધાર. એક વાર મ્રત લોક અવતાર.
અંનદાન હું દેઉં ઘણું: ખ્રુધારથીનું દૂખજ હરૂં.
ભૂલો આવ્યો ને ઠાલો ગયો. તે માટે મારો દેહ દહો.
દોયે કર જોડી કેહે સુરદાસ. " અંત્રિક્ષ આવ્યા શ્રી વૈકુંઠનાથ.
કંણકથા થૈ રે પૂરી. હવે કેહેસું તે શગાલપૂરી. ૬૧

## રાગ ગોડી.

કાંતી નગરી તો નીજ વાસ. તાંહાંનો લોક છે લીલવિલાશ.
ધર્મ, દયા, મત સત અપાર. અમત ન બોલે એક લગાર.
બંગાલનો સુત શગાલ શેઠ. તેહેને ચેલઓ પડઓ પેટ.
શગાલ શેઠની અસ્ત્રી ચંગાવતી, ચેલૈઆની માતા શતી.
કૂડ કવદ્ય મારેગ તજે. શ્રી ભગવંતને ભાવે ભજે.
પતની પતનૂં એકજ મંન, ચતુર ચેલૈઓ તે ધંન ધંન.
ખંડ ખંડ તેહેની ચાલી ક્ષ્યાત તેહેને વખાણે શ્રી વૈકુંઠનાથ.
કૈલાસ વાસો વસે ત્રિપુરાર જોઉ શત એહેનૂં એક વાર.
જોઉ પારખું પીડા કરી. બારે મેઘ ! તંમ્યો ભાંજે ભરી.
બારે મેઘ ! તંમ્યો કરજો કાજ. ઉતાવલા થઈ વરશો આજ.
જોઉ જતી ઘેર કિમ આવશે. શેઠ શગાલ ત્યારે શત છાંડશે.

## રાગ મહલાર.

બારે મેઘ આવ્યા. ઝડ કરી. ત્યારે વરસ્યો અખંડ ધાર રે.
ચંદ્ર સુરજ નહી દેખીએ. નહી ઉઘડે એક લગાર રે. ૧

ઇશ્વરે અંતર જોઈઉ, કેહેવૂં છે એહેનૂં મંન રે.
એક ઉદર, પાણ પોઢા પાતલા. હરનૂં પરૂંએ પચૂં છે તંન રે.
કોઢી કરૂપ કસ્ટીઓ હરને દાંતે બાધા શેવાલ રે.
પરુ તણા પરવાહા વેહે હરને મોંઢે ગલે છે લાલ રે. ૩
એહેવો મેલો વેશ ધરી કરી જે બેઠા દેહેરા માંહે રે
આનંદ અંગે અતિ ઘણો જોવા નીસર્યાં નર ને નાર રે ૪
તેહેને દેવલ દાખઉ બેઠા દીઠા દેહેરા માંહે રે.
"સ્વામી! દેવ તણો તૂં દેવતા હું પામી પરમ નિધાન રે, ૫
મુઝ દીન ઉપર દઆ કરો જેમ ઘર પુર પાવન થાએ રે."
પછી શેઠ શગાલ ચગાવતી પેલા જતીને લાગે પાઅરે.

રાગ અઈલ ગોડી

સ્વામીજી એણી પેર બોલે છે અભ્યાગત રે,
"સાંભલો નિ સુધી વાત રે.
હું કિમ આવૂ? જૂઓની દુખ, સૂં કરૂં, જો દીલે રે?
જોગ ને, જુઓ રે, ભાઈઓ! નહી મલે રે.
રગત રાખુ ન રેહે પરૂ તણા પરવાહા વેહે,
દારુણ દૂખે દેહ" એમ કેહે રે.

રાગ મલાર

શેઠ શગાલ ચંગાવતી વલતાં બોલ્યાં વાણી એમ રે.
"માહારા શ્વાંમી! મદિર પધારીએ હું તો શેવ કરૂં અનુદિન રે ૧
વેહેલા થાજો. વાર મ લાયો. સી માંડી પૂછાપૂછ રે?
પછે અસ્ત્રી ભરથારે ઉચલ્યો, ઓછંગે લીધો અતીત રે. ૨
અતીત અંગે ઉતરે લોહી પરૂ તણા ઓઘરાલ રે,
ચંત કેહે એહેનું (ન) ચલે ક્ષણુ માત્ર એક લગાર રે. ૩
શતી તાં એહેવી શાધવીઃ તંમ્યો સાંભલો માહરા નાથ રે,
જત-જો જતીને વાજતૂ રખે ખૂચતા આપણા હાથ રે. ૪
જુગતે જતીને જાલવે હૈઅડે આણે અતિ હાશ રે
એમ કરતાં લેઈ આવ્યાં તે પોતાને . અવાશ રે,
દાંઢાં, પાણી; . ને . મધુરી વાણી; ભાવે કરે હરિની ભગ્ત રે

વીઝણો લેઈને વા નાખે એહેવી કરે આગતસ્વાગત રે,
શેજ તળાઇ ઉશીશડાં હરને મસૂરીઆં બેહુ ગાલ રે.
એમ કરીને પાથરાં, સ્તૂતી કરે શેઠ શગાલ રે.
પછે વલી ઉતાવલાં એમ રશોઈ નીપાઆં રે.
પચામ્રત પ્રીશી કરી 'માહરા સ્વાંમી ! તમો જમો રે.'
વલતા અભ્યાગત બોલીયાઃ "તંમ્યો શાંભલો શેઠ શગાલ ! રે.
તમારા મન માંહાં છે જે અંનનો એ કરશે આહાર રે.
અંન તણી માહારે આખડી કાંઈ થઆ છે બહુ દિન રે.
સુઝનિ પૂછો તો કહું હુ તો માંશ કરૂં ભોજંન રે"
આણૂં અખાદ અન્ન તણૂં તેહેને વેગે. ન લાઓ વાર રે.
પ્રીશીને આગલ ધરૂં. હવે તેહેનો ન કરે આહાર રે.
વલતાં અભ્યાગત બોલીઓઃ "તૂં શાંભલ, શગાલ શેઠ ! રે.
એક અન્યોપંમ ચેહેલૈઆ તે પડઆ તાહારે પેટ રે.
તેહેને વધ કરો ઉતાવલો. જાઓ કાંઈ ન લાઓ વાર રે.
સુઝનિ પૂછે તો કહું હું તેહેનો કરીશ આહાર રે."
"સ્વામી ! પુત્રવાત તો પાધરી, આપણે ઘેર છે જેહ રે.
માહારા સ્વાંમી ! શવારૂં શે ન કહૂં ? ક્ષૂધા પીડે તહમારી દેહ રે.

## રાગ મારુ

વેહેલા થાઓની માહારા નાથ ! રે
લાવો. ગીઓ છે નીશાલીઆની શાથ રે. ૧
માહારો લાડગેહેલડો પૂત્ર રે,
તે તો ભણુવા ગઓ છે સૂત્ર રે. ૨
માહારા વાહાલા ! તૂં વેહેલો હીંડે રે.
એક જતી ને ક્ષૂધા પીડે રે. ૩
એહેવી શાંભલી જતીએ વાત રે.
બે રૂપ ધર્યાં જદુનાથ રે. ૪

એક બેઠુ રચ્યુ અવાશ રે
બીજુ ગઉ ચેલૈઆને પાશ રે ૫
" તૂ તો શાભલે, ચેલૈઆ ! વાત રે
તૂંને મારશે તાહરો તાત રે. ૬
ગેર આવ્યો અભ્યાગત એક રે
તેણિ વાત કરી વશેખ રે ૭
તે તો અનની વાટે ન જાએ રે
તાહરા તનનૂં અખાત ખાએ રે ૮
તૂને બાપ મારે વિશવાસી રે
તૂ તો જા ની ઘડી બે નાહાશી રે. ૯

**રાગ ધન્યાશ્રી**

ત્યારે નાઘડીઓ નીશાલીઓ રે બોલ્યો વાણી બાલ
" માહરા શન્યાસી ! શાચૂ સૂણો રે, સ્વામીજીએ કીધી માહારી શાર ૧
હું તો ઉભઆ અગથી ઉપનો રે, પીડાએ પ્રશાવ્યો રે પૂત્ર
માશ દશ દુખ ભોગવ્યૂ રે, માતાએ ધોયા રે મલમૂત્ર ૨
હૂ તો પાલીને પ્રોઢો કર્યો રે, તેહેને કિમ દેઉ રે પૂઠ ?
કહ્યૂ ન માને માત તાતનૂ રે તે છોરૂને નહી હોએ રે છુટ " ૩
ત્યારે કુંયરે કર ખડીઓ ગ્રહ્યો રે માથે પાટી રે સાર,
ચરણ વાહે ઉતાવલો રે, પિતાજી ને કીધો રે જુહાર ૪
ચરણ લાગો ચગાવતી રે, માતાએ દીધી રે આશીશ
"માહારા કુયર તૂં કાડામણા ! છેદવાને આપ્યો રે તાહારૂ શીશ ! " ૫
×" માહારી જનુની ! વાર ન લાયએ રે, વેહેલી થા રે મોરી માત !
પેલા જતીને જમાડવા રે, અમ્યોને કરો રે ઉપઘાત ૬

**વલણ***

ઉપવાત અમ્યોને કરો, માતા કર જોડી કુઅર કહે,

× જનની જડિ ન લાઇએ રે વેહેલી થા રે માહારી માત
* રોદિ

હવે વધ કરો ઉતાવલી. ભૂખ જતીને દેહ દહે. ૭
એહેવા સાત વરસનો બોલે વાણી શા માટે શાશો કરો?
હવે વિધ્ય કરો ઉતાવલી, તંમ્યો માયા મનથી પરહરો. ૮

## વલણ

પરહરો માઆ છેદો કાઆ, હૈએ હરખ આંણો. હસું.
તમારે હાથે માહારા પ્રાણ જાએ તો વેગે વૈકુંઠ જૈ વસું.

## રાગ કેદારો

વેગી હોરે, માત મોરી! છોરો કેહેતા હે બેરોબેરી.
ભૂખ જતીકું પીડા ભારી.
અરથ ગરથકા માત! લોભ ન કરના, ઉડ ગએ પછી માતા! પડા રે ભંગાણ.
હમ તમ છૌ રે માતા! દૂર પૈઆંણ.
કીશકી બેણ? માતા! કીશકા રે ભાઈ? શખા મલે હી બાટ બટાઈ.
જો રે જી(એ)ગે માબાપ ઓર માઈ, ત્યારે પાએગે માતા પુત્ર ભલાઈ.
તબ આપોપે (માતા) મંદિર પલાઈ
કરે વિલાપ અંતર દૂખ આણી. નૈયણે નીર વેહે જલપાણી

## રાગ વેરાડી

ચતુર ચંગાઈને શેઠ શગાલ બોલે બેશાડો ચેલૈઓ બાલ,
ભાવે ભક્ત રામની કરી, ચેલૈએ શમર્યા શ્રી હરિ.
નાંધડીઓ રાખો નિરધાર, પાલી લેઇને કરો આહાર,
પુત્ર ચેલૈઓ ચતુર સુજાણ માબાપે મલી લીધા પ્રાણ.
પુત્ર. અખાત. પાક જ કરી. માતાએ રાંધ્યું, આરેડે, ભરી.
થાલી પૂરીને મૂકી પાશ, "જમો, જતી. મુને દીઓ આશ."

એ તોહોએ પ્રંડીત જમું નહી. શારૂં મસ્તક રાખ્યૂં કહી ?
એ રાંધૂ તમે અંગ જ શાહી. શારૂં મસ્તક રાંધૂ નહી. "
પતની પત બેહુ લાગે પાએ "માહરા સ્વામી ! તમને અંણુખ જ થાએ."
"તો ઉતરશે માહારી રીશ, બેહુ જણાં મલી એહેતું ખાંડો શીશ.
અંનોઅંન્ય ગાઓ ખાંડણાં. જો આંસુ પડે તમ તણા
તોયે તમ્યોને દેઉ શ્રાપ. ભૂખો ઉઠી જાઈશ આપ.

રાગ પરજીઓ

દૂવાંઝ પોકારે થડ ચઢી " કાંએ જનમી મોરી માએ ?
પુત્ર ! પોઢો પારણે. વહવન લાગી રે પાએ.
પુત્ર, પુત્ર, કુલતર પુત્ર. કરશણુ પુત્ર આગેવાન.
જેહેને પછોડે પુત્ર નહી તેહેનો ધ્રહા કુઆ નવાંણુ
શેઠ શગાલ કેહે રે "હૈઆ ! રહેજે હાથ તો
ટલતો રખે અંગતો
મસ્તગ ખાંડતાં ચેલનૂં રે.

ખાંડણા માંહિ મેહેલ્યૂં છે શીશ
કાંઈ નથી રીશ માએ બાપને રે.

માહરા કુંયર! તાહરૂં કોમલ ખાંડણૂં અંગ
મિ પાપણીએ ભગ કીધૂં ચેલૈઆ રે.

માહારા કુંઅર ! તૂંને ભમરૂલી ભાવતી
બોલાવે ચંગાવતીઃ કાલા બોલ દ્યો રે.

માહારા કૂઅર ! તાહારી નાશિકા તો નીરમલી
દાંત તે દાઢેમ કલી, માહરા ચેલની રે

માહરા કુંઅર ! તાહારાં અધર તાં રાતાં
શેઠ શગાલ કેહે આતા ! મુહુંને બોલ દ્યો રે

માહારા કુયર ! તાહારી કેડનો કણદોરો
તૂઝ સરખો ને ગોરો કાલા ! કો નહિ રે

માહરા કુઅર ! તૂહૂંને પાશે લેઈ જમાડતી
સીધાશણુ માંડતી કાલા ! બેશણાં રે

મેં જાણૂં મોરે પાએ વહૂ લાગશે
કુલને અજવાળશે માહરા કુંયનું રે

માહારા કૂઅર ! તાહારી સૂખડી પહુઆ દાલીઆ
નાંધડીઆ નીશાલીઆ સહુ આરોગતા રે
ખાંડણૂ ખાંડતા બાંહોડલી શે ન તૂટે ?
આંખડલી શે ન ફૂટે ? કાલાને ખાંડતાં રે
પુત્ર તણા મોટા તે વિજોગ
કેમ મન રાખૂં (શોગ)? અવની વેહેર દીઓ રે
ખાંડણૂં ખાંડતાં આંસૂડાં પલાએ
રખે ઉઠી જતી જાએ ઘેર આપણેથી રે

રાગ રામગ્રી

ચતૂર ચેલૈઓ શૂર. શીશ તેહેનો કીધો ચૂર.
ખાંડીઉ માબાપ મલી રાંધઉ આપ
આગલ તે મેહેલૂ પ્રીશી.
બોલ્યા તે વાણી હસીઃ
વેહેલા થઈ ને આરોગો માહરા સ્વામી ! સંન્યાસી !
હવે કાંઈ કાઢો વાંક ?
સુરત જિમ કરે રાંક.
વાંઝીઆનું અંન કિમ લીજીએ અમજ પાક ?
લીઓ અંન તમ પહરૂં
માહરિ પાછો હું પરવરૂં
વીમાંસા વીના એહેવૂં સૂં કહૂં ને સું કરૂં ?
તમારૂં ન આવે કાજ,
પાણી પીવાને અમાજ.
વાંઝીઆનું અંન તો કીજીએ ત્યાજ
માથે લાગું રે કરંમ.
હવે કીજીએ સું કર્મ ?
લાભની હુતી વલી આસ્યા મુલગા ખોહીએ રે કર્મ.
શતી કેહેરે 'કંથ પ્રાણ
પ્રથવી બેહુ પડીઆ પાણ
પુત્રની તે હવી હાણુ જતી જમ્યો નહી નિરવાણ.'

શતી કેહે સીશ નામી
શાંભલો, શન્યાસી ! સ્વામી !
હજી હું વાઝણી નથી માહરા સ્વામી ! સંન્યાસી !
બોલું નહી સ્વામી જુઠ
દેખાડૂ નિ તમે ઉઠુ
માહારી કુખે છે સ્વામી ! બીજુ રે બેટુ
ચતુર ચગાઈ મતી
હાય માહે લીધી કાતી
ઉદર વાહે તાં વલગા શ્રી કમલાપતિ
માગ માગ રે તૂ વર
તુંને ત્રુઠા શ્રી વીશભર
બોલાવ ચેવૈઓ તાહારો પુત્ર સુદર.
તેડતા તે આવ્યો તન
અંગ દીધૂ આલિંઘન
સ્વામીજીએ પૂત્ર આપો જેહેવા આપણુ પામ્યા તન
આએ બાપ તે ચેલ પૂત્રને નરખે
પાશેયા દઆલજીના ચરણ પેખે

રાગ ધન્યાશ્રી

દીનાનાથ દઆ કરી, શાહેલડી, ભવદુખ ભાજે જેહ
શેઠ શગાલ ચગાવતી શાહેલડી રે ભવદુખ ભાજે જેહ
પુત્ર ચેલૈઓ તેહ શાહેલડી રે
કાતી કેરા લોક તે આવ્યા અમારે શાથ શાહેલડી રે !
ચોરાસી ચહુટા ભલા, શાહેલડી રે, જે છે કાતી મુઝાર
તે કૈલાશે વાશો વશીઆં શાહેલડી રે !
દીનાનાથ દઆ કરી
એરે કથા જે શાભલે તેહેને કીપા હોએ મોરાર
જનમ જનમના અઘ ટલે
દોએ કર જોડી કેહે સુરદાસ અત્રીખ આવ્યા શ્રી વૈકુંનાથ

# સૂરદાસકૃત

## કર્ણ વખાણ

### રાગ ગુડી.

મમરૂં વણાયગ પૂરવિ આસ ગવરીનંદન લીલવિલાસ.
ગજવદન ગિરૂઉ ગણુપતિ, સિદ્ધિ બુદ્ધિ જેહનિં બિહુ સતી;
મૂષક વાહન; તાત મહેસ. ઉત્તમ મતિ આવુ ઉપદેશ.
ચાતુર્મુખ તાં છિ રે બ્રહ્મ, જેહનાં મોટાં છિ પ્રાકર્મ.
તેહની તનયા તૂં, સરસ્વતી ! તૂંહનિં શેવઇ મુનિજન જતિ.
આદિ માતા ! તૂં માહારી માત. મૂં સુતનુ મ મૂંકિસિ હાથ
જગજનની, અંબિકા તૂં. દાસ તહારુ છૂં રે હૂં.
અરે, અંબા ! તૂં છિ રે અનુપ: દૈત્ય દલ્યા તિં આણી કોપ.
છોરૂ કછોરૂ હૂઇ રે આપ, તુહિ ન દિઇં છેહ માય નિ બાપ.
કમલભૂતનયા તાં સોઇ. કહિ સૂરદાસઃ મૂંસાહામૂં જોઇ.
સાર કરુ માહારી, સરસ્વતી ! તાત તાહારુ પ્રજાપતિ.
વૈષ્ણુવજન ! હૂં તાહારુ દાસઃ તહ્યારી દયા કરી ગાઉં અભ્યાસ.
અરે, વૈષ્ણુવ! મૂહનિં કરુ રે મયા; દીન ઊપરિ આણીજિ દયા.
લઘુ કવિની લઘુ છિ મતિઃ કહી ન જાણું અક્ષરસુદ્ધિ.
એ કથા જે શ્રવણે ધરિ,[1] પાંચ પાતક તેહનિં પરિહરિઇ.
સાંભલતાં દયા ધર્મ ઊપજિઇ; કૂડ કપટ લોભ મોહનિં ત્યજિઇ;
પુત્ર તણુ તેહનિં નુહિ વિયોગ; ભૂતલ માંહિ તે પામિ ભોગ.
અર્જુન ભીમ યુધિષ્ઠર ધર્મ સહિદે નકુલ નિકર્ણ ઉત્તમ.
કર્ણતણૂ હૂં કરૂં વખાણુ, જેહનિ તાત તપિ તાં ભાણુ;
કુંતા સરિખી જેહનિં માત; પાચિ પાંડવ સરિખા ભ્રાત.
પ્રાતઃકાલ તણુ પોહોર એક કર્ણુ દાન દેતુ સવિશેખં.
સવા ભાર સોનું આપતુ, જિહ્વા જૂઠું નવિ બોલતુ.

---

૧ સુણિ

જતિ સન્યાસી આવિ કોડિ. તેહની સ્તુતિ કરિઇ કરજોડિ
"મુનિ! કહિ, મનિગમતૂ આપીઇ અપાર, સ્વામી વાત લીજીઇ
દાન દેતા ન કરૂ નકાર" એહવુ કર્ણ મહી દાતાર
સોનું આપી સંતોષિ અતિથ અન્ન ન દેતુ એ દૂસીય
સબલ કરિઇ કર્ણ સગ્રામ સાહમુ કોઇ ન ઘાનિ હામ
મહા પરાક્રમી, અનુપમ વાત, અતિ બલવતુ નિ વિખ્યાત,
ક્ષત્રી(નિ) ક્ષત્રીવટસ્યૂ સત વઢતા વઢતા આવ્યુ અંત,
સમરથ સરુ કરણુ સુજાણુ અરજની પડીઉ વેધ્યુ બાણિ
નારાયણનૂ લેતુ નામ રસનાઇ બોલિઇ રામ રામ
એહવિ સમિ આવ્યા શ્રી હરિ વાડવ કેરુ વેજ ધરી
વિપ્રજીઇ વાણી ઉચ્ચરી, "મા'નભાવ! તૂ દાનેશ્વરી
તૂ તા માહારિ મનિ ભાવીઉ, તુ તૂહનિ યાચવા આવીઉ
કાંઈ એક મૂહનિ દ્યુ રે દાન" બ્રાહ્મણ વેષિ વદિ ભગવાન
બાણિ વેધ્યુ બોલિ કર્ણ "મયા કરુ મૂહિ બ્રાહ્મણ!
માણિક મોતી હેમ ભડાર કાંઈ નથી" કહિ કર્ણ દાતાર,
"સ્વામી! તૂહનિ સ્યૂં આપીઇ? સમીપિ હૂઇ, તુ લેઈ સૂપીઇ"
વલતૂ વચન કહિ શ્રીરંગ, "પ્રાર્થ્યા પૂકિ ન કીજિ ભગ
કરી આવ્યુ હૂ મોટી આસ કા, કર્ણ! તૂ મૂકિ નરાસ?"
સૂર્યસુત કાહિ, "સાભલુ, યતિ! કનક તણી તા દાતે રતી"
પડિત પેલુ લ્યાવુ પાષાણ" દૂતીકૂયર કહિ ચતુર સુજાણ
અડવડતુ અડવડતુ ગયુ, તેહવિ દયાનજી પ્રગટ જ થયુ
"માગિ, માગિ, રે! હૂ તુષ્ટમાન ભતુ! ભલુ!" કહિ શ્રી ભગવાન
"હૂ તૂકુ તુઝનિ" કહિ દેવ, "માગિ, કર્ણ! તૂકુ અવસ્યમેવ"
કર્ણ કહિ, "રે, શ્રી જુગદીશ! વલી વલી તૂહ્નિ નામૂ સીમ
સ્વામી મુઝ! નિ શ્રી વિશ્વનાથ! સ્તુતિ કરૂ હૂં જોડી હાથ
તિલક બ્રાહ્મણ આપુ સાર માર્નિ પાણિ મુઝ આહાર

પુત્રતણે હાથે પિંડદાન મુઝનિં મયા કરુ, ભગવાન!
* પાનને હાથે માહરું પુણ્ય માહરુ મનુ તુ શુ અનુદિન
ગંગાર્તટ માહરૂ પતન, કરણુ કહિ, તુ માનિ મન
સ્થાનિક [1] વાસ, મુકુલિ અવતર્ણું, તૂં પ્રસન્ન તુ સામલવર્ણુ!
નયણે દેખૂં પીવારુ માન તાહારે ચરણે ચિંત, ગોપાન!
પર સ્રી વેલા નપુમક થાઈ સ્વદારાસ્યૂ યૌવન જાઇ
સ્વામી કાર્યિં માહારુ જાજો જત કૂયારી ભૂમિ મૂહિ દહત
સ્વામી! શેનકનિ થાપીઇ મયા કરી મૂહિ આપીઇ "
સ્તુતિ કરતા ચિંત ન ચલ્યુ સૂર્યનું સુત સ્વર્ગિ પચ્યુ
આનંદ અતરિ હૂઉ અપાર, અનિ કનક તણા પેખિ ધરદ્વાર
સ્યૂ દેખિ [2] તુ, સાત સુવર્ણું અતરિ હરિખ્યુ ક્ષત્રિય કર્ણ
હેમદાન તા દીધૂ બહૂ કનક તણૂં તા દેખિ સહુ
કર્ણતણૂ પીડાઇ તન ભોજન ભખવા ઊપરિ મન
અવટાઇ તે અનુદિન કૌતાકૂયર ન પામિઇ અન્ન
અન્ન વિના રહ્યુ ટલવલી, જિમ જલછડાવી માછિની
અન્ન વિના પડીઉ ઉપવાસ સ્થાનકિ [1] મિહુ થઈ નિગમ
સ્તુતિ કરિ છિ ધણી રે ધણી, તેતનઇ આવ્યુ વૈકુંઠધણી
કૃષ્ણ કહિઇ કા [2] દાનેશ્વરી!" કર જોડી કર્ણિઇ સ્તુતિ કરી:
"સાર કરુ માહારિ, શામનવર્ણ! સ્વામી! નથી રે ભરણ પોષણ,
પોઠી પીડા જે નહી અન્ન મયા કરુ મૂહનિં, મધુસૂદન!"
'જેહવુ તૂ ચાલ્યુ મૃત્યુલોકિ, તેહવા તુઝનિં મિલીયા યોગ
જેહવૂ દીધૂ તેહવૂ પાયા સહી વાવ્યા વિણુ કિમ લણીઇ લહી?
જેહવૂ દીધૂ પોતાનિ પાણિ તેહવૂ પામીજિ નિર્વાણિ
હેમ દીધૂ, તુ પામ્યુ હેમ જે ન દીધૂ તેહનુ નિત નેમ "
'સ્વામિ! મે અન્નદાન ન દીધ મમાર માહિ અવતરી સ્યૂ કીધ?
ધરણીતનિ હૂં ભૂખુ ભમ્યુ અન્ન દીધા વિણ રહુ દમ્યુ

* પુનપાણિ માહારૂ પાન માહારી મનિ તુ શૂ અગ્રહ દાન
[1] સ્થાનકિ

મિં મૂઢિ નવિ જાણ્યુ મર્મ. સંસાર માંહિ સ્યૂં કીધુ શર્મ ?
ઠાલુ આવ્યુ, નિ ભૂલુ ગયુ. અન્ન દીધા વિણ દુખીઉ થયુ.
સ્તુતિ કરૂં છૂં વારોવાર. બિરદ વહિ બાલુ બ્રહ્મચારિ.[1]
પ્રાક્રમંનુ હું પાર ન લહૂં. 'એક રસના'–એહવૂં કિમ કહૂં ?"
"કરણુ કહિ, તિ કીધુ ઉપગાર?" "સ્વામિ! અભ્યાગત આવ્યુ ઘરબારિ
અભ્યાગત તું આવ્યુ એક માહારિ મંદિરિ કરી વિશેખ.
અભ્યાગતનિ સ્વાગત કીધી અતિ. કનક ન લીધૂં એકિ રતી :
'ક્ષુધારથી હૂં, ભૂખ્યુ અપાર.' કરિં કરી દેખાડૂં દ્વાર.
કૃષ્ણ કહિ, "કર્ણ ! તૂં અવધારિ તે અંગુલિ મુખ માંહિ ધારિ.
કરણ ! અહ્માંરૂં કહ્યૂં રે ! કરુ." પ્રમાણ બોલ તે હરિનુ ખરુ :[2]
મુખ માંહિ ભુજ મેહલતાં વાર અમૃતના આવ્યા ઊડકાર.
કરણ કહિ, "રે ! ક્ષમા અવધારિ. એક વાર મૃતિલોકિ અવતારિ;
અન્નદાન દેઊં અતિ ઘણૂં; ક્ષુધારથીનૂં દુખડૂં હરૂં.
આ વારનુ આપુ અખધી." સ્વામિનિ કરણિ વાણી વદી.
બિહુ કર જોડી કહિ સૂરદાસ : વખાણીઉ કરણ લીલવિલાસ.

રાગ આસાઉરી

કાંતી નગરીનુ નિજ વાસ, જિહાંના લોક છિ લીલવિલાસ.
ધર્મ દયા મતિ સતિ અપાર. અસત્ય ન બોલિ એક લગાર.
બંગાલનુ સુત સગાલ શ્રેષ્ઠિ, તેહનિં ચેલૈઉ ઊપનુ પેટિ.
સગાલની સ્રી ચગાવતી, ચેલૈયાની માતા મહાસતી.
પત્ની પતિનૂં એક જ મંન, ચતુર ચેલૈઉ તેહનુ તંન.
અધમ પક્ષનિં દૂરિં ત્યજિઇ; શ્રી ભગવંતનિં ભાવિં ભજિઇ.
લય લાગી લક્ષ્મીવર સાથિ. પુન્ય કરિ પોતાનિ હાથ.
યતિ સંન્યાસી અતિથિ અપાર તેહનિં વખાણિ વર્ણ અઢાર.
અતિથ અભ્યાગત આવિ લક્ષ; ભાવિ કરિ ભોજનનિ ભક્ષ.
સ્રી ભર્તાર ભલી ભક્તિ જ કરિઇ; અમૃતવાણી મુખિ ઉચ્ચરિઇ.

૧ વિરહ વહિ બાલુ બ્રહ્મચારિ ૨ કરુ

પુત્ર તણી પોઢેરી વાત: વચન ન લોપે જનની તાત.
અન્નદાન દીઇ તે ઘણૂ. સ્થાનકિ મન રાખિઇ આપણૂં.
ક્ષુધાર્થી ક્ષણુ માત્ર ન ટલિઇ, તુહિઇ કહિનૂં ચિત્ત ન ચલિઇ.
પુત્ર, પિતા નિ[1] ચંગાવતી—કુટિલ ભાવ કુહુનિ નહિ રતી.
જતિ જમાડયુ દૂધ જેહ, અનઉદક ઉપજવિ તેહ;
તુ ત્રણિ જણુ ભોજન ભખિઇ : એહની અનોપમ લાગી નિખિઇ.
એહવી તેહની ચાલી વાત. તેહનિ વખાણિ વૈકુંઠનાથ.
કૈલાસવાસી કહિ ત્રિપુરારિ સત્ય જૂઉ એહનૂ એક વાર.
જૂઉ પારખૂં પીડા કરી. બારિઇ મેઘ! ભાંજુ જઇ ઝરી.
વેગિં વૃષ્ટિ કરુ જઈ આજ. અરે, મેઘ! કરુ એહ કાજ.
ઊતાવલા વરસુ. ખંચિ[2] ન ધાર. મ ઊઘડસ્યુ એક લગાર.
જોઉં, જતી ઘરિ કિમ આવશિઇ. સાહાસિક ત્રણિ સત છાંડશિઇ.
અભ્યાગત આવી નહિ સકિઇ." કૈલાસવાસી વાણી બકિઇ.

રાગ મહલાર

બાર મેઘ આવી ચઢયા; કાંઇ વરસિ અખંડ ધાર! રે!
ચદ સૂરજ ન દેખીઇ, અનિ મેઘ ન ઊઘડિ લગાર, રે!
શ્રેષ્ઠિ સગાલ ચંગાવતી પુત્ર ચેલૈઉ સોય રે!
વીજલડી; ઘન ઝડિ કરિઇ; અતિથ ન આવિ બારિ રે!
જતિનિ જમાડીનિ જમિ: એહવી અગડ[3] અનોપમ સાર. રે!
ચિહૂંદશિ ચાલિ ચેલૈઉ; જોઇ જતીનિં અપાર. રે!
બાર ઘન ગર્જન બહુ કરિઇ. ધાર ખંચિ નહિ ક્ષણુ માત્ર રે!
અતિથ આવી ન હ સકિઇ. દેવ વરસિ દિવા નિ રાત્રિ રે!
સત્યવાદી સહાસિક. રે! અનિ દિવસ પડિઇ ઉપવાસ, રે!
તુહિ,સત્ય ન છાંડિ આપણૂં. અન્ન ભખિ નહિ એક ગ્રાસ. રે!
ભૂખ ત્રિહુંના દેહનિ દમિઇ, તુહિ અંતરિ ન આણિ દુ:ખ. રે!
જતી કહી જડિ નાહ; બીજુ મેઘ; ત્રીજી બહુ ભૂખ. રે!

૧ પોતાનુ ૨ બંડ ૩ આગ્રિ

પશ્વરિ અંતરિ અનભબ્યૂં : જોયૂં, ત્રિહુનૂં છિ કેહેવૂં મંન. રે !
કોઢીઉ રૂપ નિ કુબીઉ રક્તપિરુઇ પચીઉ તંન. રે !
કાલુ કહંદ નિ કૂબડુ. તેહનિ દેહિ બાધી શેવાલ. રે !
અટ્ઠોત્તર સુ વ્યાધિ આવીનિ તેહનિ શરીરિ કરી સંભાલ. રે !
બિહુ વેષ મિલુ કરી. તેહનૂં ડીલ દુર્ગંધ ગંધાઇ. રે !
ઉદર પોહૂં. પાણિ પાતલા —એહવુ દીઠુ રાજાધિરાય. રે !
નયણે નિશિ નિહાલતાં દેહરૂં દીઠૂં વનહ મઝારિ. રે !
આનંદિ અંગ ઊપનુ ઘણુ. જોવા ચાલ્યાં નર નિ નાર. રે !
શ્રેષ્ઠિ સગાલ ચંગાવતી પુત્ર ચેલૈઉ સોય. રે !
ચાલ્યા બહુ પા

( અપૂર્ણ )

૩–૫

## સુરદાસ કૃત

### સગાળપુરી ( ૨ )

### રાગ ગોડી

સમરું વિણાયક પૂરે આસ ગવરીનંદન લીલ વિલાસ
ગજવદન ગવરુઓ ગણપતી સિદ્ધિ બુદ્ધિ બેહુએ જેહને ઘેર સતી
પ્રજાપતિપુત્રી પ્રણમૂં વાકચાતુરી હર્ષે કવૂં
આદિ માતા એટલૂં આપીએ અતિ અજ્ઞાન જડ કાપીએ
આગે અનુકંપા એહને કરી સાંભલ્ય કથા તે કહું વિસ્તરી
ગર્ભયોગેશ્વર શુક અભિધાંન હેલાં હરિપદ પાંમ્યો નિજધ્યાંન
મુષક વાહન તાત મહેશ ઉત્તમ મતિ આપો ઉપદેશ
ચતુર મુખનો છે રે બ્રહ્મ તેહેનાં ઘ્રોઢાં છે પ્રાક્રમ
તેહની તનયા તનયા તું સરસ્વતી તુહને સેવે મુનિજન યતી
આદિ માતા તું માહારી માત હું પુત્રનો મ મૂંકીશ હાથ
જક્તાજનુની અંબિકા તૂં દાસ તહારો છૂં રે હૂં

છોરૂ કછોરુ હોએ રે આપ પણ છેહ ન દે માય ને બાપ
કમલભૂતનયા તું સોય કેહે સુરદાસ મૂં સાહામૂં જોય
માર કરો માતા સરસ્વતી તાત તહ્મારો પ્રજાપતી
વૈષ્ણવજન હું તહ્મારો દાસ તહ્મારી કૃપાએ ગાઉં અવિનાશ
અરે વૈષ્ણવો મુજને કરો મયા મુજ દિન ઉપર્ય આણો દયા
હું લહુ કવિની લઘુ છે મતિ કહી ન જાંણું અક્ષર સત્ય
બેહુ કર જોડી કહે સુરદાસ ધનજે વચને કરું અભ્યાસ
હરિહર ભટનો કહિએ તંત્ર તેહેનું નિર્મલ છે રે મન્ત્ર
રવાલ માદિ તેહનુ વાસ તેહેની કૃપાએ કરી ગાએ સુરદાસ
ધનજે ભટ તાહારે લાગૂ પાય તાહારે પસાએ માહારે પદ બંધાય
એહવી કથા કો શ્રવણે ધરે પાતક તેહેનાં પંચ પરહરે
સાંભલ્યે ધર્મ દયા ઉપજે કૂડ કપટ લોભ મોહોને ત્યજે
પુત્રતણો નેહેને નોહે વિયોગ ભૂતલ માંહિ તે પાંમે ભોગ

અર્જુન ભીમ જે સહોદર ધર્મ સહદેવ નિકુલ ને કર્ણ ઉત્તમ
કર્ણતણૂ કરું રે વિખાણ જેહેનો તાત તપે રે ભાંણુ
કુંતા શરણી જેહને માત પંચ પાડવ શગ્ગા જેહને ભ્રાત
પ્રાતઃકાલ તણો પ્રહર એક કર્ણ દાંન દેનો વિશેખ
સવાભાર આપતો હેમ સદા શિરોમણિ કુગ્લી એમ
સવાભાર સનું આપતો જિહ્વા જૂઠું નવિ બોલતો
યતી સંન્યાસી આવે કોડિ તેહેની સ્તુતિ કરે કર જોડિ
મુનિ કહિ મનગમતું દીજીએ અપાર સ્વામી શાત લીજીએ
દાંન દેનો નવ્ય કરે નકાર એહવો ક્ષત્રી કર્ણ દાતાર
સનૂ આપી સંતોષે અતીથ અન્ન ન દેનો એકે દીશીથ

કર્ણે કીધો સમરા સંગ્રામ સાંહામૂં કોય ન ઘાલે હાંમ
માહા પ્રાક્રમી અતિ પુણ્યવંત અતિ બલીઓ ને બાહુ ક્ષત્રવંત
ક્ષત્રીને ક્ષત્રવટશું ખંત ભડતાં ભડનાં આવ્યો અંત
સમરથ સુત કર્ણ સુર્જતણુ અવની પડિઓ વેધ્યાં બાંણુ

નારાયણનુ સે છે નામ ૭મનાએ બોલે રામ રામ
તેહેવે સમે આવ્યા શ્રી હરી વાડવ કેરો વેષ જ ધરી
વિપ્રજી વાણી ઉચ્ચરી માનભાવ તુ દાનેશ્વરી
કાંઈ એક મુજને દે રે દાન બ્રાહ્મણ વેષે વદે ભગવાન
બાંણે મધ્યો બોને કર્ણ મયા કરો મુજને શ્રી બ્રાહ્મણ
માણિક મોતી હેમભંડાર કાંઇ નથી કેહે કર્ણ દાતાર
સ્વામી ત્હમને શુ આપીએ સમીપ હોએ તો હરઇ સોંપીએ
વનતુ વચન કહે શ્રીરંગ પ્રાર્થ્યા પૂકે ન કીજે ભગ
હુ કરી આ‍યો મોગી આમ કા કર્ણ એેહેને નિગામ
સૂર્યનો સુત કેહે માહનો જતી કનકતણી છે દાંતે રતી
પંડિત દાનો પાષાણ તાકુઅર કેહે ચતુર સુજાણ
વનતું વચન કહે ભગવાન એ તો કહીએ સેવા દાન
અડવડનો અડવડનો ગયો એટને દયાનજી પ્રતક્ષ થયો
માગિ માગિ રે કર્ણ તુષ્ટમાન ભનુ ભનુ કહે શ્રી ભગવાન
તુઠો દું કેહે તુજને દન માગિ માગિ રે કર્ણ અશ્વમેન
કણ કહ રે શ્રી જગદીશ વની નની ચર્ણે નામુ શીશ
સ્વામી હુ હૌઓ સનાથ સ્તુતિ કરે કર જોડી હાથ
તિલ(ક) બ્રાહ્મણને હાથે સાર માની પાણે માહારો હાર
પુત્ર તણે હાથે પિંડદાન મયા કરો મુજને શ્રી ભગવાન
પાત્રને હાથે માહારુ પુણ્ય માહારૂ મનુ તુશુ અનુદિન
ગગાને નહિ માહારુ પતન કર્ણ કહે તો માને મન
સ્ત્રીને વામ કુને અવતર્ણ તો પ્રસન મુજને આમનવર્ણ
નયણે દેખુ પરમ કૃપાલ તાહારે ચર્ણ ચિત્ત ગોપાલ
પરસ્ત્રી તેના નપૂજ્યક થાઇ સ્વતગર માહારૂ યૌવન જાય
સ્વામી નરણ માહારો જાય જત કુઆરી ભોમિ દેહને અત
સ્વામી સેવકને સંભાપીએ મયા કરી મુજને આપીએ
ભક્તિ કતા ચિત્ત નય ચને સૂર્યનો સુત સ્વર્ગે પને
આનંદો અતરિ અપાર કનક તણા પેખે ઘર દ્વાર

નૂ દેખે સોદાલૂ સોવર્ણ હઇડે હરખ્યો ક્ષત્રી કર્ણ
હેમ દાન તે દીધૂં બહુ કનક તણૂં તા દેખે મર્દ
ર્ણતણૂ પીડાએ તન ભોજન ભખવા ઉપગિ મન
અવટાએ અગિ નિશદિન કુતા કુઆર ન મ્યલે અન્ન
ભૂખ ક્ષત્રીના દેહને દમે ઉખધી નહી જે ક્ષુધા શમે
ધનેશ્વરીના દેહને નડે સૂર્યના સુતને લઘન પડે
અન વિના રહ્યો ટલવલે જ્યમ જલછડાણી માછલી બલે
અન વના પડ્યુ ઉપવાસ સ્થાનકિ બેઠા થૈ નિરાસ
સ્તુતિ કરે છે ધણી ધણી તેટલે આવ્યા વૈકુંઠધણી
કૃષ્ણ કહે રે દાનેશ્વરી કર્ણે કર જોડી સ્તુત્ય જ કરી
સાર કરો રે સામનવર્ણ સ્વામી નથી રે ભર્ણપોષણ
પોઢી પીડા છ નહી અન મયા કરો મુજને મધુસુદન
સર્વ નિરતર દેખુ સોવર્ણ અન ન દેખુ એમ કહે કર્ણ
હેમ ભલૂ ન કરાવ ભક્ષ અન વિના નવ્ય દેખું સુખ
જેહેવુ હુ ચાલ્યો મૃત્યલોક સના શુ મ્યલીયો મયોગ
જેહેવૂ દીધૂ તેહવુ પામ્યો સહી વાવ્યા વિણ કયમે લણીઇ નહી
જે દીજે પોતાને પાણિ તેહેવૂ પામીજે નિર્વાણિ
દીધૂ હેમ તો પામ્યો હેમ જેહને દીધૂ તેહનો નિત નેમ
કૃષ્ણજી મેં ન દીધૂ અનદાન ફેરો ફેરો ફર્યો ભગવાન
સ્વામી મે અનદાન ન દીધ તો સંસાર માહિ અવતરી હ કીધ
ભોમિ ઉપરિ હ ભૂલો ભમ્યો અન દીધા વિન દેહડુ દમ્યો
મે મૂઢે ન જાણ્યો મર્મ તો સસારમા કીધો સર્મ
દાનો આવ્યો ને ભૂલો ગયો અન દીધા વિણ દુખિયો થયો
સ્તુતિ કરે છે વારોવારિ બહુ વહે બાલો બ્રહ્મચારિ
પરાક્રમનો પાર ન લહું એકિ રસનાઇ કિમ કહુ
મત્સ્ય રૂપ માધન અવતરી શંખાસુર માર્યો શ્રી હરી*
દૈત્ય વધીને વાલ્યા વેદ ભૂધરજી અવની છુ ભેદ

* અહીંથી શરૂ થતુ અવતારવર્ણન ૩ તથા ૩-૪ મા નથી, પરંતુ જૂદી રીતનુ ૭ મા છે

કૈચ્છ રૂપ કૃષ્ણજી એ કર્યું વાસગ નાગ કર્યો નેતરૂં
મંદરાચલ રવાઇયો કીધ હાથે સુર અસુર નેં દીધ
સમુદ્ર વિરોલ્યો તેં વીડલા ચૌદ રત્ન કાઢી કમળા
વારાહ ડાઢાગ્રેં ગપ્પી પ્રથવી
નરહરિ રૂપ લીધૂં નરહરી પાપીએ પુત્ર પીડયો પેર પેરી
દિવા નિશા નેં ઘર બાહાર્ય ના આકાશ અવ્યની આધારિ
અંતરિ ઉભો આદિ અનંત દષ્ટિયે હવી કમલાકંન
ગર્જના કરે બગાઈ બહૂ દેવ દાનવ ભય પામ્યા સહૂ
હિરણ્યકશ્યપનો કીધો નાશ અનુચર વચને આણ્યો ઉલ્હાસ
વામન વેપ લીધુ વિશ્વનાથ યજ્ઞેં જઇનેં ઓડયો હાથ
સુરપતિ કેરૂં કરવા કાજ ભિક્ષુક ભલો થયો મહારાજ
યજ્ઞ તણૂં કર્મ પોતેં રછાપિ ત્રણ્ય કર્મ મુહનેં અવિની આપિ
પગલાં ભરતાં પુહુતો નહી એક કર્મનો મારગ કયહી
પિંડ પૂઠે પછેં પરઠયો પાગ એહવો અતલીબલ રાજાધિરાજ
બલિ રાજા ચાંપ્યો પૈયાલિ પછેં પોલિયો થે રહ્યો દેવ દયાલ
ફરશુરામ ફરશી કરિ કરિ ધરી એકવીસ વાર ભૂ નક્ષત્રી કરી
રામે સાગર બાંધી પાજ પોતાની પત્નીને કાજ
લીલા લધુ વેલ લક્ષ્મીવર વીર સૈન ઉતાર્યું સાયર તીર
સુગ્રીવ અંગદ કપી હનુમત નલ નીલ નેં જાંબુવત
રામે રોલ્યો રણ્ય રાવણ કુટુંબ સહિત માર્યો કુંભકર્ણ
વિભીષણનેં આપ્યું રાજ્ય સેવક જનનાં શીધાં કાજ
આઠમેં કૃષ્ણ અવતાર દૈત્ય સમસ્તનો કીધો સંહાર
પ્રથમ શોષી તી પૂતના ટાલ્યા મહોત્સવ તે ઇંદ્રના
ગોવર્દ્ધન તોલ્યો તે પાણિ નરકાસુર માર્યો નિર્વાણિ
અઘાસુર બકાસુર જેહ સકટાસુર સકટાસુર સંઘાર્યો તેહ
દાવાનલ ઉપાડી પીધ કાલીને તન કષ્ટજ દીધ
ચાણૂર મુષ્ટક મલ્લ મારીયા ગજના દંત ગલિ કાઢીયા

કંસ તણૂં છેદ્યૂં શીશ જુગજિવં તુ શ્રી જગદીશ
ઉગ્રસેનને આપ્યું રાજ સુરનર મુનિવર શીધાં કાજ
ભુધ કલકી લાગું પાય મયા કરો મુજ પાતક જાય
સ્તુતિ કરે છે ઘણી ઘણી સંતોષ પામ્યા વૈકુંઠ ધણી
કેહે જગજીવન જગદાધાર કર્ણ તેં કીધો ઉપકાર
સ્વામી અભ્યાગત આવ્યો એક માહારે મંદિર કરી વિવેક
આગતા સ્વાગત કીધી અતિ કનક તણી નવિ લીધી હતી
ક્ષુધારથી અતિથ હતો અપાર મેં. કરિં કરી દેખાડયું દ્વાર
કૃષ્ણ કહે રે કર્ણ અવિધારિ જેણી આંગલીએ દેખાડયું દ્વાર
તે આંગલી લ્યઇ મુખમાં ધરો કર્ણ અહ્યારું કહ્યુ શ ન કરો
કર્ણભુજ મુખ મેહેલતાં વાર અમૃતના આવ્યા ઓડકાર
કર્ણ કહે રે કૃષ્ણ અવધારિ એક વાર મૃત્યુલોક અવતારિ
અંન દાંન દેઉ અતિઘણૂં ક્ષુધારથીનૂં દુખડું હણું
આ વારનૂં આપીએ ઉપધી કર્ણે કૃષ્ણસું વાણી વદી
બેહુ કર જોડી કેહે સુરદાસ કર્ણ વિખાણે વિશ્વાવાસ

## રાગ આસાઉરી

કાંતી નગરીનુ નિજ વાસ ત્યાંહાંના લોક છે લીલવિલાસ.
ધર્મ દયા સતિ મતિ અપાર અસત્ય ન બોલ એક લગાર
બંગાલનો સુત સગાલશેઠ તેહનેં કેહેઉં પઢીઉં પટિ
સગાલનેં સ્ત્રી ચંગાવતી કેલૈયાની માતા માહાસતી
પત્ની પતિનૂં એક જ મંન ચતુર કેહેઉ તેહનુ તંન
ખટ અધર્મથા મારગ ત્યજે દયાલજીનેં ભાવે ભજે
લી લાએ લક્ષ્મીવર સાથિ પૂજા કરે પોતાને હાથ
જતી સંન્યાશી આવે કોડિ તેહની સ્તુતિ કરે કર જોડિ
અંતીથ અભ્યાગત આવે લક્ષ ભાવે ભોજન કરાવે ભક્ષ
સ્ત્રી ભર્તાર ભલી ભક્તિ કરે અમૃત તે વાંણી ઉચ્ચરે

પુત્ર તણી તાં પોઢી વાત વચન ન લોપે જનની તાત
પુત્ર પિતા ને ચગાવતી કૌટિલ ભાવ નહી તેહને રતી
ક્ષુધારથી ક્ષણ માત્ર ન ટલે બુદ્ધિ ગ્રુહનું ચિત નવિ ચલે
આનંદ અંતરિ આણે ઘણૂં સ્છાનક મન રાખે આપણૂ
જતી જમાડયુ હોઇ જેહ ત અંન ઊપજીવિં તેહ
તો ત્રણ્યે જન ભોજન ભખે એહવી અનોપમ લાગી વિખે
ખડ ખડ ચાલી તેહની ખ્યાતિ તેહનેં વિખાણે વૈકુંઠનાથ
કૈલાશવાસી કેહે ત્રિપુરારિ સત્ય જોઉ એહનું એક વાર
જોઉ પારખુ પીડા કરી તહ્યો બારે મેઘ જાઇ ભાજો ભરી
વેગે વૃષ્ટિ કરો રે આજ અરે મેઘો એ કરીએ કાજ
ઉતાવલા વરસો અખડધાર મ ઉઘડશો એક લગાર
જોઉ જતી ઘરિ કિમ આવશે પછે સાહાશીક ત્રણ્યે સત્ય છાડશે
અભ્યાગત આવી નહિ સકે કૈલાશવાશી વાણી બકે

રાગ મહલાર

બારે મેઘ આવી ચડયા વરસે છે અખડ ધાર રે
ચંદ્ર સૂર્ય નવિ દેખિયે ન ઉઘડે એક લગાર રે
શ્રેષ્ટ સગાલ ચગાવતી ત્રીજો પુત્ર કેલૈઓ સોય રે
વીજ ઝબૂકે ઝડિ કરે અતીથ ન આવે કોય રે
જતી જમાડી જમે એહવી અગડ અનોપમ સોય રે
ચ્યોહોદિશે ચાલે કેલૈઉ જોએ વાટ જતીની આહિરે
દૃહુ દિશિ ગજના બહુ કરે ધાર ખાચે નહી ક્ષણ માત્રરે
અતીથ આવી નવ્ય સકે દેવ વરસે છે દિવસ ને રાત્રરે
ભૂખ એહના દેહનેં દમે બુદ્ધિ અંતરિ ન આણે દુખ રે
જાતા કોય જડે નહી પર નારી પુરુષ રે
ઇશ્વરે અંતર અનુભવ્યુ જોઉ ત્યોહોના કેહેવાં છે મન રે
કોઢી કરૂપ ને કુષ્ટીઓ રક્ત પારુએં પચીઉ તન રે

કાલો કછત્ર નેં કૂબડો તેહને દાંત વલગુ સેવાલ રે
અડોત્તર મો વ્યાધિ આવી કરી શરીરે મંત્રાલ રે
બેઠો વેષ મેલો ધરી તેહનું દીલ દુર્ગંધિ ગંધાએ રે
ઉદર પ્રૌઢ પાણિ પાતલા દેહેરે બેઠો રાજાધિરાય રે
નયણે નિર્થ નિહાલતાં દેહેરું દીઠું વન મુઝાર રે
આનંદ અંગિ ઘણો જોવા ચાલ્યાં દેઉલ માંહિ રે
શ્રેષ્ટ મગાલ ચગાવતી દેખી આવ્યાં દેઉલ માંહિ રે*
મગાલ લાગી ચગાવતી જતીજી દીજીએ જીવતદાન રે
માહરે દેવ તણો તાં દેવ તું હૂં પાંમી પરમનિધાંન રે
શ્રેષ્ટ સગાલ સેવા કરે જે લાગાં જતીને પાય રે
અમ દીન ઉપરિ દયા કરો અહ્મારુ તો મન હૈડું ટાઢું થાય રે

રાગ અંદોલ

સ્વામી એ વલતૂં ઇમ બોલે અભ્યાગત
સાભલો નાં સધી વારતા એ
એમ કહે છે અતિથ એ પછે કરશો પીયાપીથ્ય
તે માટે તહ્મને પેહેલું પ્રીછવૂં એ
અવશ છે માહારું અંગ એકૂ નથી રૂડો ઢંગ
ભંગ વ્યાધિં કરી મૂંઝાઉ એ
માંભલો રે સ્ત્રી ભર્તાર રૂડું તો નથી લગાર
વાર મ લાઉ રે વેગે વલો એ
રક્ત તો રાખ્યું ન રહે પીરુ ના પ્રવાહ વહે
નમને દારુણ દહે દેહને એ
તહ્યો મુહને લ્યઇ જાશુ આહાવા આગલ કયમ રેહેશુ
સુગ આંણશો એક જણૂ એ
તો હૂં તહ્મનેં દેઇશ શાપ ભૂખ્યો ઉઠી જાઇશ આપ
પાપ હશે તહ્મારા પિંડને એ

* ૩-૬ અગેથી અધૂરી છે.

## રાગ સામેરી

શ્રેષ્ટ મગાલ ચગાવતી બોલીયા વાણી એમ
જતીજી મદિર પધારીએ હૂ કરુ સેવા ત્યમ
દયા આણો દીન ઉપર્ય સ્વામી કરો રે સભાલ
વડી વાગ્નો કરુ વીનતી એમ કહે શ્રેષ્ટ મગાલ
વેહેલા ચાઉ વાર મ લાઉ કા માડી પીયાપીય્ય
પછિ શ્રી ભર્તારિ ઉચ્ચની ઉછાંગિ લીધુ અનીથ
તિમિ તિમ અતિથ્યને ઉત્તરે પ્યરુના ઓધરાલ
ચિત્ત કોહોનુ ચલે નહી ક્ષણ માત્ર એક લગાર
સતી એહવી સાધરી કેહે સાભલિ માહારા નાથ
જોજયો જતીજીને વાગતૂ ખૂચતા આપણા હાથ
ઢોલ તલાઇ ઓશીસડા મશ્ર્રીયા ગાલ
પ્રેમ કરીને પાગ ચાંરે સ્તુતિ કરે શ્રેષ્ટ સગાલ
ટાઢૂ પાણી મધુરી વાણી ભાવે કરે બહુ ભક્તિ
વા નાંખ વાણી વદે એહવી કરે આગતાસ્વાગતિ
આનંદે ઉતાવલા રમોઈ નીપાઈ રમ્ય
પચામૃત આણી પ્રીશીઉં માહારા જતી તું જમ્ય
અભ્યાગત એમ બોલિઓ સાંભલો શ્રી ભર્ત્તાર
તહ્માગ મનમા એહવુ હશે અંન કરશે આહાર
અંનની માહારે આખડી તે હવા બહુ દિન
સાભલો સધૂ કહૂ તહ્મને માસ કરુ ભોજન
આણ્યું અખાજ્ય અન્ન તણુ તતક્ષણુ તેણી વાર
આગસ્ય આણી ને ધર્યું જતી ન કરે આહાર
પછે પુત્ર ન પેખે કયહી સુત સમો સુવર્ણુ
અપતિ કો આપે નહી પછે કરે વિમાસણુ
ખડભડ કા ખોગી કરો સાભલો સગાલ શ્રેષ્ટ
એક અનોપમ કુઅર પડિઓ તહ્મારે તા પેટિ

વધ કરો વેગે કરી કાં લાગો છો વાર
એક જ એક કેલૈયાનૂં માંસ કરીશે આહાર
પુત્રની વાત છે પાધરી હુએ પોતે આપણે જેહ
માહારા સ્વામીજી મહવારેદૂ સ ન કહુ તહ્મારો ક્ષુધાએ પીડાએ દેહ

## રાગ મારુણી

વેહેલા જાઓ નાં માહારા નાથ વાહાલુ ગયો નેશાલીયાંને સાથે રે
માહારા બાદૂઅડાને બોલાવો રે કુંઅરને કો સાથે કાહાવોરે
માહારો વાહાલો વેહેલેરડો હીડે આંહાં ક્ષુધા અતિથને પીડે રે
માહારો લાજ્ઞકવાલો પુત્ર રે વાહાલો ભણવા ગયો છે સુત્ર રે
એહવી જાંણી જતીએ વાત રે બે રૂપ ધર્યાં જગતાત રે
એક બેઠુ રહ્યું અવાશ્ય રે બીજું આવ્યુ કેલૈયા પાશ રે
તુ તો સાંભલિ કેલૈયા આપ રે તુહને મારશે તાહારો બાપ રે
બારિ બેઠાં સન્યાશી એક રે તેહની વાત છે વિશેખ રે
તેહને અંન એક રુચિ ન આવે રે તાહારા તનનૂં અખાનય ભાવે રે
તુહને બાપ મારશે વિશ્વાશીરે તુ જા નાં ઘડી એ નાહાશી રે

## રાગ ધન્યાશી

નાંહાંનડીઓ નેસાલીઓ રે બોલીયો વાણી બાલ
ચતુર કેલૈઓ એમ કહે રે સ્વામીએ કરી રે સંભાલ
સંન્યાશી સાચૂ સુણ્યુ રે એક અનોપમ વાત
છાંડી ગયો છૂટ્ટે નહી રે દુઃખ ધરે ચંગાઇ માત
અંબા ઉદર આવી વશો રે પીડાઇ પ્રસવે મા પુત્ર
માસ દસ દુઃખ ભોગવે રે માડી ધોયે રે મલમૂત્ર
પ્રતિપાલી પોઢા કરે રે તેહને કયમ દીજે રે પૂઠિ
કહ્યું ન કરે કુટંબનૂં રે તો છોરુનેં કિમ હોએ છૂટિ
એણી વાતે હૂં ઉરણ થયો રે મરતાં માબાપનેં રે પાંણિ

જે જનુનીને ધાનીઓ રે તે જમશે જતીજી રૂડૂ જાણિ
પ્રાણ જહારે પરવશ થશે રે તેવારે શરીર નહી આવે સાથિ
માહારા બાપજીનૂ દુખ ટાલશુ રે મરશુ માતા ચગાઇને હાથ
કુંઅરે કર્યું ખડિઓ ધર્યો મસ્તકિ પાડી મેહેલી સાર
ચરણુ ઉતાવલા ચાલવે રે કેલૈયાને હરખ અપાર
મદિર આવ્યો મલપતો રે નાહાનડીઓ લીલવિલાસ
ચરણે લાગો ચગાઇને રે કેલૈઆને ચિત્ત ઉહલાસ
જનની જોડિ ન લાઇએ રે વેહેલી થા રે મોરી માત*
અનીયને અરોગવા અહને કરો રે ઉપવાત

ઢાળ

ઉપધાત અહને કરો અંમા કર જોડી કુઅર કહે
વધ કરો વેગે કરી ભૂખ જતીના દેહને દહે
સાત વરિષનો વદે વાણી શા માટે સાંસો કરો
દ્રઢ થાઓ માહારા માયબાપ રે માયા મનિથી પરહરો

(વલણ)

પરહરો માયા છેદો કાયા હઇડે હરખ આણો હશું
તહ્મારે હાથે માહારા પ્રાણ જાએ તો નિશ્ચે વૈકુઠ જે વસું

રાગ કેદાર ગોડી

વેગે હુ મેરે મેહેતારી લરકા પોકારે વારોવારી
ભૂખ જતીકું પીગ્ત ભારી અમકું વધો મેરે માયબાપ
માયા મોહ છારી
અરચ ગરચકા લોભ ન કરણા તરુઅર પખી જ્યુ મગિ મ્યલણા
ઉડ ચલે પખી જબ પડીયા બિહાંણા બહુત નીકસે દૂરિ પિયાણા
અરે આઇ એસી હે સગાઈ દેખે મે ..... ............
× × × ×

* જુઓ પાદટીપ પૃ ૬૩.

કડવું ૧૦

× × × ×

તમ પસાએ આદિ ગાઉ ખાંડણાં
માડીના માંડણ માહારા કેલૈયા ભાઈએ
ઊખલા માહે મેહેલ્યું પુત્રનું શીશ
લગાર રીસ નહિ માહારા બાપનેએ
શ્રેષ્ટ સગાલ ચગાવતી અંગ રે રમાડે માહારા કેલૈયા ભાઈ
ખાંડતાં ખાડતાં આંસુડાં જો ખ્યરે
ઉડીને જતી જાએ આપ ઘરે જતી જાણે તો ન કરે ભોજંન
તે માટે રાખું મન દૃઢ કરી કુંઅર તાહારું અનોપમ તંન
ભૂંડી અરે ભંગ કર્યું માહારા કેલૈયા ભાઈએ
કુંઅર તાહારી વેણી આતા ઝીણી
કેટલી રે કહું કાંહાંણી માહારા કેલૈયા ભાઈ
કુંઅર તાહાંરા કર્ણ બે કોડામણા
એકૂને નહી અલખાંમણા માહારા કેલૈયા ભાઈ
પુત્રડા તાહારું દીપતકું કપોલ
ચંદનના રોલ માહારા કેલૈયા ભાઈએ
પુત્રડા તાહારી ચક્ષ જશી કોરંગ
લેતી રે ઉસંગિ માહારા કેલૈઆ ભાઈએ
પુત્ર તાહારી ભ્રમરિ રૂડી ભાવતી
સ્તુતિ કરે ચંગાવતી કેલૈયા બોલ દ્યુ અ
પુત્રડા તાહારી નાશકા ખાંડી ન સકું
બોલ દ્યો તું આ વાર માહારા કેલૈયા ભાઈએ
પુત્ર તાહારું કોમલ ખાંડું મુખ
દીઠે જાએ દુઃખ મા બાપનું એ
પુત્રડા તાહારા અધર રૂડા રાતા
વાણી દે રે આતા અહ્મને એક વાર

પુત્રડા તાહારા દુર્લભ ખાંડુ દાંતડા
કાં સુતો રે આતા એક વાર
પુત્રડા તાહારી અમૃત ખાંડુ જીભડી
કાં દીધી રે પૂઠડી માહારા કેલૈયા ભાઈઅ
કુંઅર તાહારી કોટડી જશી કપોત
અંધારે ઉદ્યોત માહારે દીવડો
પુત્રડા તાહારા પેખતાં બેહુ પાંણિ
પેટકુ પોયણુ પાન માહારા કેલ ભાઈઅ
પુત્રડા તાહારી કટિ જશી શાર્દૂલ
હૈ હૈ રત્ન અમૂલ્ય આલિ ગઉ અ
કુંઅર તાહારા પાગ જશા સ્થંભ કદલી
પાંહાંની કૂકાવાની માહારા કેલ ભાઈઅ
પુત્ર તણો તાં પોઢો વિયોગ
કિમ રીઇ આરોગિ અન્ની વિર દિઅ
પુત્ર વિના ભૂંડી હું તારુણી હૈ હૈ હૈઆ ફાટે નહી અ
બોલે સગાલ તું બોલ દે મુહને
બાહુડા નાંહાંનડીઆ નિદ્રાલુઆ માહારા કેલ ભાઈઅ
ખાંડતાં ખાંડતાં આંસુ ખ્યરે
તો ઉડીને રે જાએ અતીથજી રોસ ભરિઅ
અરે આતા કાં દેઈ સુતો પૂઠડી
વાર વાર બોલાવે તાહારી માવડી અ

**રાગ શોક રામગિરી**

પુત્ર કેલૈઓ ચતુર
શીશ તેહનુ કીધું ચૂર
આગલ્ય મેહેલ્યું પ્રીશી
બોલ્યાં વાણી અશી
વેહેલા થઈને જ્યમો માહારા સ્વામી સંન્યાશી

હુ કાં લાઆં છાં વાર
વેહેલા કરો નાં આહાર
આગલિ વધી પ્રીસુ અહ્મારો આધાર
વલતુ ઇમ બોલ્યો જતી
સાંભલ્ય સગાલ ચંગાવતી
એ તો હ ઉપજ્ર્વસ નહી એક રતી
તુ શ્યૂ જોઇ રે આપ
સેં રેં માંડયો સંતાપ
લ્યઇ આવ્યાં ત્યમ મુહને લ્યઇ જાઉ નહિતો તહ્મનેં દેઇશ શાપ
મુહને માહારે મેહેલો આશ્રમ
ફોકટ માંડયો શ્રમ
તહ્મે જુ સવાતુ હસિ અતીથ ધર્મ
સતી કંથ જાંણે
પૃથ્વીએ બેહુ પડિયા પાંણિ
પુત્રની એક હોઇ હાંણ્ય
જતી ન જમ્યો નિર્વાંણિ
તો આપણુ કરશું કયમ
મિથ્યા થયો ઉદ્યમ
લાભતણી મુહનેં આસ હતી પણ મૂલ દોકડા ગઆ રે કર્મ
સ્વામી કાંઇ એક કાઢો વાંક
સ્તુતિ કરે છે જમ રાંક
આણી કાં રહ્યા છો કાંક
વાલુ ન આંક
પુત્ર પાખે હોઇ જેહ
વાંઝીઆં કહીએ તેહ
વાંઝીઆંનું મુખ ન જોઇએ પણ ત્યજીએ દેહ
તાહારું કાંઇ ન આવે કાજ

પાણી પીવા લગેં ત્યાજ્ય
ત્યાંહા અન્ન ભખ્યવા અગ્રાહ્ય
સ્વામી કાં બોલો જૂઠું
દયાલજી દેખાડું ઓઠું
માહારિ કૂખિ છે રે બીજો એટુ
એહવી રે થંગાઇ સતી
હાથ માંહી લીધી રે કાતી
પોતાને જ્યાહારે પેટ વાહાતી
ત્યાહારે હાથે વલગો કમલાપતી
માગિ માગિ રે વર
બોલાવ્ય તાહારો કુઅર
આગલિ આવીને ઉભો કેલઓ સુંદર
તેડતાં આવ્યો તંન
આવતાં દીધું આલિંગન
પરમેશ્વરે પુત્ર આપ્યો જે પામ્યો હુતો પતંન
બેહૂ જણ હઇડે હરખે
પોતાના પુત્રને ન્યરખે
સમીપ તો સ્વામીજીનાં ચરણ દેખિ

**રાગ ઉછવ ધન્યાશી**

દીનાનાથ દયા કરી હરિ હેલડી રે
ભવ દુઃખ ભાન્યાં જેહ
શ્રેષ્ટ સગાલ ચગાવતી હરિ હેલડી રે
પુત્ર કેલૈંઉ તેહ
નગરવાશી જે હોઇ હરિ હેલડી રે
તે ઉદરાએ માહારે સાથિ

અનંતરૂએ આપીઉ હરિ હેલડી રે
વૈકુંઠ કેરે નામ
જે માગ્યું તે આપીઉ હરિ હેલડી રે
સેવકની કીધી સાર
મેડી મંદિર માલિયાં હરિ હેલડી રે
ગોખ જાલિયાં અપાર
સુરાશી ચઉટાં ભલાં હરિ હેલડી રે
જેહેવાં હુતાં કાંતી મુઝારિ
તેહવાં અંતરિ વાશીયાં હરિ હેલડી રે
જીવન જગદાધાર
કાંતી કેરા લોકડા હરિ હેલડી રે
અંતરિ વાસ અપાર
સગાલપુરી જે સાંભલે હરિ હેલડી રે
નિશ્ચે થાએ નિઃપાપ
પુત્ર વિયોગ તેહને નોહે હરિ હેલડી રે
સંપતિ હુએ સર્વ સુખ
તે ઘરિ મંગલ વરતીએ હરિ હેલડી રે
દૂરિ પલાએ દુઃખ
એકમનાં જે સાંભલે હરિ હેલડી રે
તેહેની પોહોચે આસ
બાલાનો સુત વીનવે હરિ હેલડી રે
કર જોડી કહે સુરદાસ

૪

રૂઢજીકૃત

# સગાળપુરી

## રાગ ધંન્યાશ્રી

શ્રી શિવ કાંતી રે નગરી લગા રે કાર;
વતુલ કમલની રે દશ જોજન વિસ્તાર. ૧
રત્ન કનકમે રે મણિ ગ્રહે જોત પ્રકાશ.
અઘ નહિ લેપે રે જેમ વઇકૂંઠ કઇલાશ. ૨

### ઢાલ

કૈલાશ સુજનનિવાસ સુર મુનિ વિબુધ જન વિશ્રામ
સુખેત્ર ખિતિતલ ધરમ અરથ સકામ મોખ અભિરામ ૩
સપ્ત પુરી માંહાં વિમલ થલ છે કોટિ ઉપમા જોગ.
ખટદશ કલા નવ રસ નિધિઃ સંપૂરણ અખે ભોગ. ૪
તાંહાં શ્રીવતા શા' શગાલ શેઠે કરૂં પુત્ર વરદાન.
તેહેને સદાશિવ સંતુષ્ટ થઆ. એ અનોપમ આખ્યાન. ૫
તે કુતૂહલ કહું વિધિપૂર્વક ભગ્નૂરસમહિમા એ.
એ કથા અઘ સવિધ સણી ત્રેતાપ દૂર પલાએ. ૬
તે શગાલ સાત્વિક પૂરવ જન્મે માહા દાતા કરણ;
તે પ્રથમ પેહેલાં આપતો નિત સવા ભાર સોવરણ. ૭
એક સમે દાનેશ્વરીની પરીખા કરી જુગદીશઃ
મધરાત્રે અન્ન જાચ્યું અતિત વેખે ઈશ. ૮
કરણ કેહે, "સોવણ લો તો અશખા છે, સ્વામ!
અન્ન અરથ તો જુધિષ્ટર ઘેર પધારો જી આમ." ૯
નરપ જુધિષ્ટર સહુ કુટુંબ શું જ શ્રેષ્ઠ અન્ન ભખ ભોગ;
તારે કરણ ખેડો કનક ઉપેરઃ કશા કામ ઉપજોગ? ૧૦
તે સમે પ્રભુ અતિત રૂપે પધારા છે તાંહેઃ
"કરણ! કરની સોજન્ય અંગુલિ હ્યો મુખ માંહે." ૧૧

સુખ મહિં પંચામૃત પામ્યો; દુઃખ વિરામ્યું; સુખ થકી.
અહ કહ્યું કરમનું, તે અંતે અવસર ખપ પડ્યું. ૧૨

## રાગ રામગ્રી

કંદ, વિચાર થાય કરી મંનઃ દાન સર્વે માંહાં અદકું અન્ન.
કુંજર કોટિ દશે રથ જોડ રે ગૌરી કોટિ કન્યા કોડરે ! ૧

## ઢાલ

કોઇ ભૂપ પધારા મેરુ સમૂલ ચઉદે સ્થાન;
પણ તોલ સમુદ્ર તુલાએ ન આવે અન્ન દાન સમાન. ૨
નિમન નહિ જલનિધિએ જાચક, પ્રતિગ્રહે ત્રૈલોક;
કર ધરે આડો અન્નદાનેઃ એક શેરથી સંતોખ. ૩
વસ્તુમત કરી વિવેકવચને સ્તવા વિશ્વાધાર.
તારે કરણ કેહેઃ "એક વાર અંગે મૃતલોક અવતાર. ૪
સંસાર સત્ર લેપે નહિ; તુજ ચરણ સુ ચિત્ત એક.
મુને અવર ઇચ્છા છે નહિ કરૂં અન્ન દાન વિવેક." ૫
"જાઃ હશે પુનરપે જન્મ વાંછિતઃ" વાએક શ્રી દેવેશઃ
જાંહાં સુધર્મો શ્રીમાલ માહાજન કાંત નગર નિવેશ. ૬
તાંહાં ઉદે સાહા રૂગાલને ઘેર, ચંગાઈ નિ
ચેલણ પુત્ર ત્રૈલોકમોહન ધરમનો
ધનાઢ છપન કોડ્યો શેઠ લખ ,

ઢાલ

ધૂપ અનુપ સ્ત્રી સુત, પોતે સદા સમ્યક અતિ દયા.
પ્રવાહ વેહે જેમ જાહ્નવી, એમ આનદે કે એક દિન ગયા.

રાગ કેદારો

એક સમે ઉમયા વર, અખિલ વિશ્વનો ઈશ,
શકર કેહે જોઈ શાહ રાગાવનુ રે ૧
જગતી તણા જાચક જન જે નિતે લેતા અન્ન,
તે મનપ્રેમ સર્વ અગોપ હવા રે. ૨

ઢાલ

હવા અગોપ કો કહીંએ ન દીસે સાધ સમે મધ્યાન.
માહાસિક શાહાશીગેમણ કીધું ભોજન અરચ સ્નાન ૩
સેવકને કેહે "આજ અભ્યાગતે, કોહો, ભાઈ! કો નહિ આના.
વેગે લાવા જાહાતાહા જઈ" વેગે વીર ચલાવા— ૪
નગરી, પગ, ગઢ માઝ, અભિઅતર, ચઉટા, ચૌક, પ્રસાદ,
વાપી, કૂપ, તડાગ મનોહર ગિરિ, ગ્રત, ગુફા અનાદ. ૫
જોગી, જતી, તપી, સન્યાસી, દિગવાદી, ઉદાસી,
પચ ગ્રાસી, પવનાભક્ષી, કાશી તીરથ નિવાસી,
સ્થાની પ્રસ્થાની, શમશાની, જ્ઞાની, ધ્યાની ધીર,
બ્રહ્મચાર જ તપ વિદ્યા અરથે ઉરધ મૂલ તરુ તીર—
કો નવ દીસે અગાધ વ્રષ્ટિ મજલ ભીમ ભઅભીત.
પાછા વલી કેહે, "સ્વામી મહારા! આજ વાત વિપરીત
અમો ચરાચર, સ્થાવર જગમ, જોયા તાહા અસ્નમેવ
પણ જાચક કો નહિ જુગતીતલ જોગેશ્વર ભૂદેવ."
"તો હવે અશન, કોહો કેહી વિધે કીજે જો નવ દીજે દાન?
તો અતિત વિના અગ્રીખ અન્ન મુજને; અન્ન તે સુરા સમાન.
જો અન્ન આપા વિના જમૂ, તો કેમ સ્વરગે જાઊ?
શો મહિમા હા! મહારા પૂરવેજનો? રોઉરવ નરક પચાઊ.

ગ્રહિરતાશ્રમને અપ અંન સાધન કા વલી પર ઉપગાર,
અન્ન પુરખ જીવે પસુપખી ભોમ ચઢાવે ભાર
ભાર વચન કરી આણ્યો પ્રતગના, આણ્યો દ્દઢ વિશ્વાસ
અતિત વિના જમવૂ નથી " તારે કાપો ગિરિ કઈલાસ

રાગ દેશાખ

તવ નિજ દાસનો રે શ્રી મહાદેવે કલો પ્રસ્તાવ
શીઘ્ર સાચરા રે ભૂતલ જોવા ભક્ત સુભાવ ૧
પાર ન પામીએ રે પુરષ પુરાતમ અવિગત ઈશ,
સ્તવે જેને સુરપતિ રે વિરચિ મુનિજન સુર તેત્રીસ ૨
સરજે, સ્થિતિ કરે રે। સગ્રહે ચઉદ ભુવન તે ભૂપ
વેદ શાહાસ્ત્રનુ રે તવ માહામગન નિજ રૂપ. ૩
તિલક નિશાપતિ, રે। અગમદ ચદન ચર્ચિત અગ,
જટા મધે જાહાનવી, રે। ભૂખણ અહિ, ગિરિજા અર્ધાગ ૪
અગ્નિ રવિ શશી રે ત્રિનેત્ર પચવદન પરિઘણ
પિનાએક પાણમા રે કટીત્રટિ વાર્ગાબર ગજચમર, ૫
માલા, મેખલી, રે મુગટ મનોહર કુડલ કાન
તામસ તેજનો રે ના'વે સવિતા ક્રોટ સમાન ૬
પ્રીતે પૂજીએ રે પકજ પ્રસન વૃખ ત્રિખભારૂઢ
જીવન જોગીનૂ રે કેહે કવિ રહેજો માહારે કૂઢ ૭
શીઘ્રે સાચરા રે કાતી નગરી શુભ સ્વસ્થાન
પદ્મ આસન કરી રે પૂરો શીંગી શબ્દ નિદાન ૮
શ્રવણે સાભલી રે રીઝા પસુ પંખી હેમ વેલ
જન ધાતા ગઆ રે "શાહા સગાલ ! ન ચિંતા, મેહેલ ૯
કોઈ ઈશ્વિરે રે પૂરો શીંગી શબ્દ નિધાન "
"તો તમે જાઓ રે લાવો પૂજી દેઈ સન્માન " ૧૦
અનુચર વેગેસુ રે આવા રે, જાહા બેઠા માહાત
દેવાધિદેવનો રે તવ કો નવ જાણે આદ ને અત ૧૧

ચરણે નમી સ્તવે રે કોટિક કરુણ દીન વચનઃ
"પૂજ! પધારીએ રે અમ ઘેર ભખેણ લેવા અન્ન." ૧૨

રાગ

સ્વામીજી વચન તાં વદે છે માહંત. રે !
"તમો મંત ગ્રહે જાવું એ કોણ સ્થાનકે રે ?"
"સ્વામીજી ! કાંતી નગરી પ્રતિ શાહા શગાલ રે
દઆલ દયા કરો તેને જી." ૧

ઢાલ

"તેને આરત હશી, તો આવશે આસંન"
સેવક જઈ કહુ સગાલને. ઓહોલાસ પામો મંન ૨
સમચિત્ત શીઘ્ર સાંચરો; જઈ કરા દણ્ડપ્રણામઃ
"હું પતિત ને પાવન કરો. પ્રભુ ! પધારો નિજ ધામ. ૩
તવ સન્મિલ લોચન સમાધ લાગી; વજ્ર આસન ધામ
ખટ શત્રુ ભેદી, પવન રૂધી, શબ્દ શાસ ન સાન. ૪
"હવે, કોહો, કશો ઉપાએ કીજે? જગાવાની જુગત ?
અતિત વિના ગઓ દિવસ, અનરથ સમે થઓ અદભુત." ૫
તવ તજી તાલી શ્રી કૃપાલી ખોભ, રાગ ન ઈશ.
શગાલશાહે સ્તુત કરી; લેઈ ચરણે મેહેલું શીશ. ૬
"ચતુર્વર્ગ સાધન દરશણ સુર સકલ તીરથની જાત.
ત્રેતાપ વામા. પ્રભુ પામા. વિરામાં અધમાત્ર." ૭
તવ સીધ કહે છે [1]સાહાને "એવડો, શો આખેપ ?
જે કારજ હોએ, તે કરો સ્તુતિ ભલી સંખેપ." ૮
"સ્વામી ! એક મત છે માહરેઃ નહિ અતિત વિના લેઊં અન્ન.
તે માટે, પ્રભુજી ! પધારો, તો દીવડા થાએ ધંન. ૯
જોગી કહે, "હું સરોગી છીં. જીરણતા જઃ ન ત્રાણ.
તે માટે સ્થાવર બલ વિના કેમ ફેરૂં પંથ પચાણ ? ૧૦

[1] સાધુને

તવ શિથિલ ગાત્ર, તચા જાજરી, પરિપક્વ અશ્રે અંગ
શોણિત વહે. જેમ મહસધારા હેમગિરિથી ગંગ. ૧૧
ગંગપતિ પ્રસંગ કહેઃ "અમો સાથે હુતા ત્રણ જણ.
મુને આણે સ્થનાકે મૂકીને ગયા આશ્રમ આપઆપણ. ૧૨

રાગ કેદાર ગોડી

તવ શાહા શગાલે વાત વિમાસીઃ એ તો અતિત ને અપવાસી.
આંહાંથી જેમ તેમ કરી લેઈ જાશે, તો માહાવ્રત ઓશીંકલ થાશે. ૧
તવ કેહે દીન વચન શીર નામીઃ " તૂં તાં સ્વામી ! અંતરજામી.
કહે તો સેકોમલ કડ ખુણાવૂં; તે મધે બેશો. પ્રભુજી શીશ ચઢાવૂં." ૨
"જા, કર." જાણે તે કહે જોગી, "તૂં તારા અરથ તણો છે ભોગી."
શેઠે કંચનકડ ઘડાવો. માંહે સેકોમલ પૂરપ ભરાવો. ૩
" પૂજ ! પધારો. બેસો મધ્ય. " તવ તાંહાં વચન પહૂતાં સીધઃ
"સુણ, બાવા ! એક પ્રતમા માહરીઃ લેશે ભોજન મન ઇછાચારી" ૪
"હાં, સ્વામી ! એ જુગતિ જાણૂં. કોહો તો ત્રૈલોકમાંથી આણૂં."
એવું સતવચન લેઈ હાથ જટાધર બોલા, " શી ભરાં બાથ ? " ૫
પ્રભુજી કંડ મહર માં બેઠા. કરી લઘુલાઘવી માંહે પેઠા.
શેઠે સીધ ચઢાવા શીશ. જોવાને આવા સુર તેત્રીશ. ૬
સદાશિવ સંપુટ મધે બિરાજા, તતખેણ દુંદુભિ વાજાં.
છૂટે શોણિત તણી શત ધારા, જાણે દેવી કલશે જ્વારા. ૭
શગાલે નિશ્ચલ કીધૂં મનઃ પામો અખિલ વિશ્વનૂં ધન.
કીધી જીવપાં અદકી જત્ન, જાણે રંક હાથમાંહાં રત્ન. ૮
તવ ચંગાઈ ધાઈ આવી. અરઘ અનોપમ પૂજા લાવી.
કંડ ઉતારી પૂજા પાએ. ચમર ઢલાવે ને ઓછવ થાએ. ૯
કંચન ફૂલે લેઈ સમેલ કિષ્ણાઅરગ અવટાઆં તેલ,
ઉષ્ણોદક સહિતે સ્નાન કરાવૂં. 'કટીત્રટિ પીતાંબર પેહેરાવૂં. ૧૦
કષ્ટ હુતૂં તે ગશે તતકાલ. પામા દિવ્ય રૂપ વિશાલ.
કેસર કસ્તુરી નિ જ ચંદન દાદશ તિલક કરાં જુગવંદન. ૧૧

હીરારત્ન જડિત પરવાળી આસન બેઠા દેવ કૃપાળી.
કંઠે આરોપી પંકજમાલ. કપૂર આરતી ઘંટા તાલ. ૧૨

રાગ ગોડી

કંચનમણિમે થાલી વિશાલ સુધ શાલિ પ્રીસી મગદાલ.
ખીર ખાંડ ઘ્રત અમ્રિત સમાન. સો સો શાક પાક પકવાન. ૧
ખાજાં સેવ મંજેરી તલી, પૂડા પુરી પોલી ગલી.
અડદ ચણા મગ ગહૂં ઘ્રત વડાં આદૂ હીંગ મેહેલા શતપડા. ૨
માંડા મધ મોદિક કસાર કલા સુનઈઆ સોહે સાર.
ફણસ ચારોલી સાકર કેસર ભલી, લીલી દ્રાખ રસાલી ગલી. ૩
નાનાસ્વાદ પંચ સારણા મરી મિશ્ર રસ લીંણુ તણા.
તીખાં તમતમાં રાએતાં, ખાટાં ખારા મન ભાવતાં. ૪
ટીંડોરાં વાહાલોલ વેંગણાં સૂધાં પાકાં ગલકાં ઘણાં.
કારેલાં કોલાં કરકરાં કંટોલા સીધાં શેલરાં.
ચણા દાલ સુરણ ચીભડાં કોલાં તુરીઆં કાલંગડાં.
નવ લીલવા ચોલીફલી રતાલુ ભાજી ફૂમલી ૬
ડોડી કાઢી પકોડી વડી તલા પાપડને પાપડી.
આદૂ ગરમેર ગુંદાં મરી કેસર રસ કેરાં કાચરી. ૭
બીલી બફાંણાં પીપેર હરી કડાશીંઘ મૂલા મોગરી
કદૂં દૂધ ને બાધૂં દહીં જીરું સિંધવઃ શખા નહિ. ૮
શેઠે સંકલપ કરો તતખેવઃ આરોગો જી. દેવાધિ દેવ।
સીધ કેહે, "સુણ, શાહા શગાલ! તું તારું વચન પ્રતિપાલ. ૯
જનમ થકી મેં વ્રત આચરૂંઃ અન્ન નહિ હૂં ભોજન કરૂં
મારું સહજ લહે સંસારઃ હૂં માહામાંસ નિત કરું આહાર. ૧૦
જો તાહારા મન માંહાં હોએ સદભાવ, તો એ આમ્રિખ શીઘ્ર લાવ.
શેઠે વચન ચઢાવૂં શીશઃ "અશરણ શરણ સદા, જુગદીશ। ૧૧
હૂં સ્ત્રી પુત્ર અરોગી ત્રણ. અજ્ઞાઆક સેવક છે શરણ.
માહારા પ્રભુજીને વલ્લભ હોએ જેહ, દો આગના તેડાવૂં તેહ." ૧૨

રાગ આશાવરી.

"હૂં કહણુ માંસ પ્રાસું નહિ, જેહેનાં વધ શરીર રે
વીર રે ! સુકોમલ ચેલણુ વધ કરો રે. ૧

ઢાલ

'પુત્ર કાંહા છે? પ્રેમદા!' એમ કહે શાહા શગાલ રે.
"પાટી ખડીઓ નાંહાંધડીઓ લેઈ ગઓ છે નીશાલ.' ૨
તેણે અમે એક કાપડી કારમો કર્તમ વેશ રે
નીશાલે જઇ કહે, "ચેલણુ! માંન મુજ ઉપદેશ. ૩
કોઈ એક જાગી સરોગી છે તમારા ઘરબાર.
તેણે તાત માતા વશ કરાં, તારું માંસ માગે આહાર. ૪
તે માટે કહું તુજને: મ મ માગ મરણુ અકાલ.
આંહાંથી ઊઠી શીઘ્રે જા નાશી બુધ વિમાસી, બાલ!" ૫
વચન સુણી ચેલણુ કહે, "ફટ! મંદભાગી! અજાણુ!
મારાં માત પિતા વ્રતથી ચલે, તો ધીક માહરા પ્રાણુ! ૬
જેહેને ઉદરે હૂં રહો દશ માસ વાસ નિધાન,
પ્રસવતાં પીડા સહી, પછી કરાવૂં સ્તન પાન, ૭
મલમૂત્ર મધે દિવસ રજની શ્રમ પામી માત.
દેવ પ્રીતુ મનુશ રણુ તો છુટસુ કહે તાત. ૮
માતા ગંગા, પિતા પુષ્કર, સતગુરુ કેદાર;
તેનાં વચન જો ઉવેખીએ, તો ભોમ ન ઝીલે ભાર. ૯
આગે ઇચ્છા ઈશ્વરી. અવતાર તેહેને મરણુ.
પર ઉપગારે પ્રાણુ તજે તો જોગ અશરણુ શરણુ. ૧૦
અ[illegible] ભાગવનની રે ટલે માલા લખ ચોરાશી વાર.
વિના ભાએગ ન પામીએ સંસાર સાગર પાર." ૧૧

વલણુ

પાર પામે શંભુ નામે. ભરોસો શિવશકતનો.
તે અતિત કહી અગોપ થઓ. સદભાવ જાણો ભક્તનો. ૧૨

## રાગ વેરાડી

તત્ર ગ્રેહે ચાલો ચેલણ બાલ: અતિતને થાશે અતિકાલ.
ચતુર ચંગાઈ, થીર મન કરી, સુત લેવા સાંહામી સાંચરી. ૧
ખંધ ચઢાવી લાવી માત, જ્યાંહાં બેઠા સતવાદી તાત.
પુત્ર પિતાને લાગી ચરણ, પછે ગઓ જ્યાંહાં અશરણ શરણ. ૨
વિવિધ વચન કીધી બહુ સ્તુતિ: "ભલે પધારા, ત્રિભોવન પતિ!
સમસ્ત દેવ ક્રોડ તેત્રીસ, સેહેસ્ત્ર અઠાશી બ્રહ્મા ઈશ. ૩
અડશેટ તીરથ, શેહેસ્ત્ર મુખ જાત, તે તુજ મુખ દરશણ માહાપાત્ર."
"હવે, માતપિતા! તમે સુધ મન કરો. મીથા મોહ માયા પરહરો. ૪
પુત્ર મરણ રખે કરો વિચાર. એ અનિત દેહ: અલીક સંસાર.
એકે બ્રહ્મ ઉપદેશે કહ્યું નિજ જ્ઞાન, ઉતપતિ, વિપતિ, સંપતિ સમાન. ૫
ઉદે, અસ્ત-સહુએ કેના એ? દાન કીરત સત જુગ મહીમાએ
થોડા જીવા માંહે ઘણું પદ પામશો સદાશિવ તણું." ૬
સાહાસિક પુત્રે કરું સુધ સ્નાન. વિધિ પૂર્વક આપાં બહુ દાન.
આસન બેસી સમરા ઈશ, શરણાગતવછ્છલ જુગદીશ. ૭
દૃઢ મન કરી સાહા શગાલ ખડગે શીર છેદ્યું તતકાલ.
નિત મુખ દરશન કરવા તાત, લેઈ અગોપ શીર રાખ્યું માત. ૮
કીધૂં અન્ન કલેવર તણું. "ઉઠો પ્રભુજી! કરો પાલણું."
ચખરા ચઢાવી કોપા ઈશ: કોહો, કેમ અલગૂં રાખ્યું શીશ? ૯
આકશમાત પડતાં પામીઉ: હલતુ શિવ સાંનિધે ગઉ.
નરનારી જઈ લાગાં પાએ. "સ્વામી! ખેમા કરો અન્યાએ. ૧૦
એ ભખા પછી મેચરો." "નરનારી! ચિત્ત સરખાં કરો.
તમથી ધન્ય તહમારો પુત્ર, જેણે મરતાં નહિ જોયૈં ઘરસત્ર. ૧૧
તેહ તણું શીર ઉલટ ઘણે ઉખલા માંહાં ખાંડો ખાંડણે.
શોકરહિત મનમાં અભિરામ હસિતવદન ગાઓ ગુણગ્રામ. ૧૨
દેહી તણું શીર પચવા શતપાક મસ્તકનૂં મનોહર શાક."
અતિત વચન એહ બોલુ ખરૂં "હૂં ભાગે મને ભોજન નહિ કરૂં" ૧૩

## રાગ રૂઓ

ઊઠો જી, કુઅર કોડામણા ! ભામણાં લેઉં તારી માત.
તું તો બોલ નિ, બાલક બાટુઆ ! તુને બોલાવે વ્રધ તાત.
ચેલણ ગુણ ગાઈએ રે ! ૧

માહારા પુત્રનૂં વદન કોડામણૂં—જાણે સોલ કલાનો ચંદ.
તેજ તપે ત્રિભોવન તણૂં તેની ઉપમ ન આવે આંહિ
ચેલણ ગુણ ગાઈએ રે ! ૨

શીર મુગટ મણિમાણેકજડોઃ માંહે કોમંખી મોલ.
તારી આંખડી કમલની પાંખડી. કુંડલ મકર કોપોલ.
ચેલણ૦ ૩

ફૂલ ખરે મુખ બોલતાંઃ ચંદહાસમુ વાણી વિશાલ.
જશતિલક ભાલ અગમદ તણું. કંઠે મણિમુગતાની માલ.
ચેલણ૦ ૪

અંગે ચંદન ચરચા બાવના, કનકાબંર રૂપ નિધાન.
ગંભીર નાભ. કટિ કંકણી. બલ અંગદ બાહુ અ જાણ.
ચેલણ૦ ૫

પદ અંકુશ નેપુર. નખ મણિ. ઢલકતી ચાલ મરાલ.
દેહી દાતા પરમ શિરોમણિ. સકોમલ રૂદે દઆલ.
ચેલણ૦ ૬

હૂં પુત્રના ગુણ કેમ વીસરૂં રે ! જે માહારા પ્રાણ જીવન ?
નીત રમતો માહારે આંગણે, તેમ રમજો મારે મન.
ચેલણ૦ ૭

ઉગીને કેમ આથમો ? માહારા કુલના સૂર
માહરા પુત્ર ! પરદેશિ કાંહાં સમો ? કેમ ઓલંધો સાગર તીર ?
ચેલણ૦ ૮

મેં જાણ્યું હતું: રે'શે નહિ મુજ રાંક હાથે રતન.
તાપે શીત વૃષ્ટિ સમે નીત તાહારૂં કરતી જતન.
ચેલણ૦ ૯

માહારા સુત! કેમ જાશે એકલો? આ સરગની વસમી વાટ.
માહારાં ફૂટે ન લોચન લાલચી. હઈઆ! હજી શેં ન ફાટ?
ચેલણ૦ ૧૦

પુત્ર જનમ સમૂં કાંઇ સુખ નથી, જેમ રણ વિપતને પાર.
હું અભાગણી માતાને ઉદરે તું મા આવીશ બીજી વાર.
ચેલણ૦ ૧૧

ગઓ દીપક અંધારૂ કરી તૂટી મુજ મનની આશ.
માહારા મંદિર સુના માલીઆ; તે પા ભલો વીર! વનવાસ.
ચેલણ૦ ૧૨

## રાગ સારંગ

દુઃખ વહ્નની દવ દેહી બલે રે નવ પલ્લવ નવ હોએ
જેહેને વીતે, તે સેહે; ભાઈ! સુખીઆ ન જાણે કોએ.
ચેલણ ખાંડવા
તારૂ અમ્રિત સરખૂં નામ. તું તો ગઓ કીહે, ગામ?
ચેલણ ખાંડવા. ૧

આગે પુત્ર હવા ઘણા રે! અધુના હશે અનેક.
ચઉદ ભુવન જોતાં નહિ રે! માહારા ચેલણ તણો વિવેક.
ચેલણ ખાંડવા ૨

લજ્જા રહી માઆબાપની રે! તે કીધૂં વચન પ્રમાણ,
અભઆગત સંતોખવા તેં ચિત્તે આપા પ્રાણ.
ચેલણ ખાંડવા. ૩

" શીશ ખંડી નવનીત કરૂં રે ! લેઈ કીધું સ્વયંપાક.
હવે ઉઠો, પ્રભુજી ! ભોજન કીજે મસ્તકનું મનોહર શાક."
ચેલણ્॰ ૪

શીશ ધૂણીને જોગી કેહે, રે ! " જમતાં પડે વિચાર.
જેને વશ ઉછેદ થઓ, તેનો બોમ ન ઝીલે ભાર.
ચેલણ્॰ ૫

વિચારજો તાં, વંઝ ભલાં ! રે ? વંઝ ન સ્વર્ગી હોએ
તેના પૂરવેજ જોઈ પાછા ફરે રે ! તેની સૂધ ન પૂછે કોએ.
ચેલણ્॰ ૬

સુખ હારૂ સંસારનૂં રે ! નહિ હોએ. ગઓ સંતાન.
ધરમકરમનો મારગ ભાગોઃ પસુ પંખી તરુ સમાન."
ચેલણ્॰ ૭

શાહા શગાલ ધરણે ઢલો રે ! ચઢી ગઈ ગલે ગંઠ.
શ્વાસકાશ ઊડી ગઓ. નહિ બોલે. ગદગદ કંઠ.
ચેલણ્॰ ૮

શ્રી ચંગાઈ કેહે કંથને, રે ! " ધર ધીરજ આણ. શગાલ !
ઈશ્વર આશા પૂરશે. માહારા ઉદરમાંહાં બાલ."
ચેલણ્॰ ૯

જોગી વદે, " કેમ જાણીએ પ્રતખ વિના અ પરમાણ ?"
પ્રેમદા કેહે, " પ્રભુ ! પુત્ર હણો, તે આઉધ શીઘ્ર આણુ.
ચેલણ્॰ ૧૦

ચીરી કાઢૂં પેટ થકી રે કરી દઢ મન વિશ્વાસ."
ચઉદ ભુવન કૂલાહલ થઓ. તારે કાંપો ગિરિ કઈલાસ.
ચેલણ્॰ ૧૧

ખડગ ઊગામૂં. જઈ કર ઝાલોઃ પ્રગટા ઉમાઈશ
ભ્રાન્ત ટલી. ભવનો ભૅા ભાગો. જોગી નઃ હોએ જુગદીશ રે !
ચેલણ્॰ ૧૨

## રાગ ધવલ ધંનાશ્રી

શંભુ પધારા સુર મુનિ સાથે. હાથે ચેલણુ બાલ જી.
અચલ ભગ્ત થાપી વર આપો ધરમદઆપ્રતિપાલ જી. ૧
શાહ શગાલ અંગાઈ ધાઈ જઈ લાગા શિવને ચરણુ જી.
"દીન દઆલ! ક્રિપાનિધિ! હો અવિગત અશરણશરણુ જી." ૨
સદાશિવ કેહે "ધન ધીરજ તમારૂ. ધન ધીર પુત્રની પ્રીતજી.
મારા ચરણુ વિષે ચિત્ત રાખૂં: જાઓ સરવ અનિત જી. ૩
ચઉદ ભોવનમાં જે મનવાંછિત, તે માગો વરદાન જી."
"સ્વામી વચને સીધ સંપૂરણુ ગંપતિ શંભુ સમાન જી." ૪
"ઈશ્વિર આગના ભંગ ન કીજે. સીધ! દાતા!" કહે ઈશજી.
"તો આ કાંતીપુરી કઇલાસ વસાવો: સાંનિધસુર તેત્રીસજી." ૫
વિશ્વકર્મા તેડા જુગદીશે. ઈશ કેહે, "આંહાં આવો જી.
આ કાંતી પુરી સદાશિવ સાંનિધ નવનિધ કરી વસાવો જી." ૬
અંતરિખ અમરાવતી સરખી જઈ કીધી તતખેવજી.
વૈકૂંઠથી વરણુનિ વિસ્તારે જોઈ રીઝા શ્રી મહાદેવજી. ૭
શાહા શગાલ પુરીપ્રજા સંઘાતે બેઠા પુષ્પ વેમાન જી.
શંભુએ કર ગ્રહી સાંનિધ લીધાં: કીધાં આપ સમાન જી. ૮
અદભૂત ઓછવ: દેવ દુંદુભિ: વરતો જેજેકાર જી.
પૂજાનાં ફ્લ પ્રતખ પામાં: સંગતિ વિશ્વાધાર જી. ૯
એ અનુભવ રસ ગાતાં સુણતાં ફ્લ* પાંચે જાએ ફાંસી જી.
જીવનમુગત અમર મુનિ સરખા અંતે વઈકૂંઠવાસી જી. ૧૦
સંવત ૧૬ સુ બાશીઓ, આખાડ ઉજવલ પખજી,
પતિપદા, શનિવાર, ગખેપે પામી કથા પ્રતખજી. ૧૧
બુધમાને આખ્યાન કરૂ એ: વરણુવા વિખભારૂ ઠજી,
સતગુરૂ વૈષ્ણુવ સંતક્રિપા એ કર જોડી કેહે કવિ કૃષ્ણજી. ૧૨

*(પાપ) ફલ?

## ૫

# જાનીકૃત

# સગાલ ચરિત્ર

### કડવું ૧

### રાગ કેદારો

શ્રી શંકરસુત પ્રેમે પ્રણમુ જેહનું નામ ગણેશ;
એકમનાં આદરે આરાધે પાંમે શુભ ઉપદેશ. ૧
બ્રહ્મસુતા ભાવિં શુ ભજતાં કવિકલ મનનો કાપે;
ક્રીપા કરિ તો માહા મૂરખને અવિચલ વાણી આપે ૨
બોલો ભુપ સદાશિવ સમરિ કરિ કલ્યાણુ તે કોડિ,
તેહ શીવનિ સ્નેહે નવિ સેવેં માનુષ મોટી ખોડિ. ૩
આદિ પુરુષ અવિનાશ કેર્યા ચરણુકમલને ધ્યાઉં,
ગુજર ભાષાઇ ગુણુ કર્ણના બુદ્ધિ પ્રમાણે ગાઉં. ૪
રુપવત ને ચતુર વિવેકી અધિકારિ અનેક,
દાતા થૈ હરે દૂખ પરનું એવો નીપજે એક. ૫

એક સમે નારદજી આવ્યા બ્રહ્માજીને પાશ,
કર જોડીને કરે વીનતી આનંદ ભરિ ઉલ્હાસ. ૬
" દાન ખંડ માંહાં મોટાં મોટાં બોલ્યાં છિ બહુ દાન.
શીરોમણિ સઘલામાં કહું છે, માને શ્રી ભગવાન ? ૭
કરુણા કરી કહો તે મુજને સાચૂં તમથી લહીઇ
પરીક્ષા પાખેં પ્રભુ હીરો હીતશું જો હાથ ન ગ્રહીઇ ૮
સાધન મર્વ થકી જે સારુ તે તાં કહો વીસ્તારી
હરિ મલવાની તમથી લહીઇ જે ઘણૂં ઢૂકડી બારી." ૯
એહવાં પ્રશ્ન અલૌકીક કીધાં નારદજી તેણી વાર.
ઘણૂં પ્રસન થયા બ્રહ્માજી. ભાગ્ય તણો નહી પાર. ૧૦

કડવું ૨

રાગ રામગ્રી

ઋષ્ટા બોલ્યા સુણિ વચનજી, "કુંઅર, કહી તે મનાવું મનજી.
તુજથી છાનૂં નહી માહરા તંન જી. અતિશેં ઉત્તમ એહ પ્રશ્નજી ૧

ઉથલો

ઉત્તમ પ્રશ્ન કરું કુંઅર તિં વેદશાસ્ત્રનું સાર.
હરીકૃપા વિણુ મનનિ નાવે નિમેષ એહ વિચાર. ૨
શિવપુરાણે કથા, સુત! છે સરસ સુંદર એક.
અંન દેવૂં ને ઈશ ભજવાઃ વડો એહ વિવેક. ૩
શિવતણી જાંહા કથા પૂજા કરે પ્રેમે કોય,
આઠે નવ ને ચાર ચિંત શું વલી ન સકે કોય. ૪
ગંગા આદિ નદી સઘલી તીર્થ પુષ્કર આદિ
હયમેધાદિક જાગ ત્યાંહાં, જાંહાં શિવકથા ઉલ્હાસ. ૫
પુત્ર પૌત્ર ને (આ)ભૂષણુ નેહે નમતી નારી
અપલક્ષણ એકે નહી, જેણે પુજીઆ ત્રિપુરારિ. ૬
સુખ ઘણૂં સંસાર માંહાં સુત ભોગ છે જેહ
પિહિલે ભવ શિવજી સંતોષ્યા નિશ્ચે રાખી નેહ. ૭
સકલ ભારતતણૂં ભૂષણુ કરણુ કારણરૂપઃ
અવસાનકાલે આવીને ઉભા ત્રીભોવનભૂપ, ૮
કરકમલમાં દહન કીધુંઃ પુરી મનની આસ.
સંસાર સુખ પૂરણુ પામી સ્વર્ગે પૂરો વાસ. ૯
તે કરણકેરી કથા ઉત્તમ કવી જે નવ્ય કિહિવાય,
જાની સરખા જડમતિ શું ગુજરભાષા ગાય! ૧૦

કડવૂં ૩

રાગ ગોડી

કિહિ, નારદ "કોહો તે કથાઃ કરણુ તણી ઉત્પત્ય સર્વથા.
કાંહાં અવંની દીધા દાંન? કેહિ પિરિ પ્રસંન થયા ભગવાન?" ૧

બ્રહ્મ કિહે, " સુત, સાંભલિ ખરું: ચતુર કર્ણ વીસ્તરું,
જેહે સાંભલે પાતગ જાય દાતાનો મોટો મહિમાય ૨
કુંતીભોજ જાદવનૂ નામ. કુંતા પુત્રી અતિ અભિરામ.
દુર્વાસા આવ્યા વિશ્રામ. ચાતુર્માસ રહી(આ) શુભ ઠામ. ૩
રામાઈ રુખિની સેવા કરી. પુત્રી કહી લડાવી ખરી.
' મયા કરી મુન્હે દીધુ માન. કૂંતાને આપૂં વરદાન. ૪
પુત્રી, આ મત્ર તમે ગ્રહો. અતીસ વીર્ય છે ઘણૂં, લહો.
રહી એકાંત્યે સમરજો દેવ આવી ઉભા રહેશે એવ. ' ૫
વર આપી વલીયા ભૂદેવ. અબલા મંન્યે વિમાશું (હિવ).
ઊંચી મેડી ઉપરિ ચડી. રવિ દીઠા. સમરા એક ઘડી. ૬
પરીક્ષા કરવાને પ્રીત્યે જપ્યો મંત્ર રવિ જાણી રીત્ય.
' માગ્ય, માગ્ય, ' કિહિતા ધશા. આવી પદ્મિની પાસિ હશા ૭
લજ્જા પામિ અતિ કામિની. ઉપરાડી થઈ ભામિની.
' હૂં શાંહાંનિ સંભારો, નાગિ ? ' સૂર્ય પુછે વારોવારિ. ૮
લજ્જાઈ તે નવ્ય બોલાય આદરું તેહ નુંફલ ન થાય.
સવિતાઇ આપૂં સંતાન. કુંતાજી તવ માગે માન. ૯
' કન્યા છૂં. કેહી પિરિ કરૂં ? ધર્મ ન રહિ. ગર્ભ કયમ ધરું ? '
' હવડાં પ્રસવશો એ તંન. દૂખ મ પામશો, મિહિલા, મંન્યિ. '

### કડવૂં ૪

### રાગ ગોડી દોહોરી

સવિતા સુત આપીને વલીયા. પ્રસવ્યો તતક્ષણ બાલ:
કુંડલ, કવચ, કમલદલ લોચન, હાથ ને પાગ પ્રવાલ. ૧
માડી મુખ નરખી મોહ પામી. ચિંતાનો નહી પાર:
'આ કુંઅર હૂં કહી પરે રાખું ? ધિક મારો અવતાર. ૨
જેણે આપો તે રાખસે સસરા શ્રી ભગવાન.
નિંધણો મરજાદા મોટી: પરણ્યા ' વિના ' સંતાન. ' ૩

હાથ ફેરવી હઈડિ ચાંપો નયણે ઢાલી નીર.
નીસાસા મેહેલે મુખ જોતાં. ધૂજે ઘણું શરીર. ૪
'પુત્રપીડે માહારું મન ક્યમ રિહે ? કાહો ને કયમ રિહિવાય?
મરો'માત, જે પુત્ર વિજોગે પ્રાણ રહે દેહ માહિ.' ૫
પેટીમાં પોઢાડો કુંઅર સમરી જગજીવન.
અંગોઅંગે રક્ષા રુડી કીધી જીહ્વાઈ કહી વચનઃ ૬
'જેહને પ્રભુજી હોય પાધરા, ચઢે જેહને હાથ્થિ,
વિશ્વરુપ ! વેગલા (મ) થાશો. સવિતા ! રિહેજો સાથ. ૭
જલદેવી ! તૂં માત જગતની જમનાંની સ્વરુપ.
સગણ માટે તૂં સાંભલે હઈડૂ લહી અનૂપ.' ૮
એમ કહી જલમાં મેહેલો વેહેતો, જાંહાં પાંડવનો દેશ.
સૂત સારથી દુર્યોધનનો જલમાં કર્યો પ્રવેશ. ૯
હરજીઈ હસ્તીનાપુર આણો. ચઢો ચતુરને હાથ.
પેટી લેઇ પ્રીયા કન્હિં આવ્યોઃ 'છોડો વૈકુંઠનાથ.' ૧૦

## કડવૂં ૫

### રાગ નટ

ઉચ્છવ કીધા અતિ ઘણા. હરખ્યૂ આખૂં ગામ.
શરીરે કવચ નિ કુંડલ. કરણ રાખીઉ નામ. ૧
જાચક સર્વ સંતોષીયા કુલના જે આચાર.
કુંતાઇ કારણ સુણ્યૂં, હર્ષ તણો નહી પાર. ૨
વરશેં જે વાધે નહી, દિન દિન પોઢો થાય.
ચરિત્ર રુપ માહા મનોહર. શોભા કહી નવ્ય જાય. ૩
ચૌદ વિદ્યા, ચોસઠ કલા, ભૂધરભક્તિ વિશેષ.
સ્વલ્પ શીખવે આવડે. અવગુણ ન મલે એક. ૪
સહસ્ર કરણ કૃપા થકી દે સુવર્ણનું દાન.
પ્રથમ પ્રહર તે કરણનો. યાચકને બહુ માન. ૫

માણિક મોતી રત્નતણી નિત્ય પ્રત્યે આપે રાશ.
અવર કહીઈ જાચે નહી, જે ગયો કરણની પાશ. ૬
એક બ્રાહ્મણ ભુખ્યો આવ્યો. આતુર માગે અન્ન.
'જાઓ જુધિષ્ટિર પાસે, ઋષ્યજી.' કરણે કહ્યું વચન ૭
દેખાડુ એક આંગલી ધર્મરાનું ધામ;
'સવાભાર સુવર્ણને હું આપું, જો એહ હોય કામ. ૮
બ્રાહ્મણે જે ભોજન કરું પંચામ્રત બહુ પાક.
આસ દીધી કર્ણને સરવ સ્વાદ શુભ શાક. ૯
અંનદાન માંહિ, એકલો, નારદ, થયો વિભાગ.
સ્વર્ગ વિષે સુખ પામીઓ. લક્ષ્મીવરે કર્યો લાગ." ૧૦

કડવું ૬

રાગ આશાવરી

નારદ કરે પ્રસંનજીઃ "પીતા, મનાવો મંનજી.
અંનનુ દાન અતિ મોટું કહું રે ૧

ઉથલો

મોટું દાન એક અંન કેરું, જેહ પુણ્ય તણો નહી પાર.
વલતું કર્ણે શું કરું તે કહોજી વીસ્તાર. ૨
હેમ આપુ હર્ષશું તેહનું પ્રગટ ફલ, કહો, શું થયું ?
અંનની આંગલી ઉંચી કીધે કારણ તે કયમ લહું ?" ૩

બ્રહ્મા કિહે, "ભલું પૂછ્યું કુમાર, કહું વિવેકઃ
અવની માંહે અંન તોલે નાવે સાધન એક. ૪
સો મણ સોને પ્રાણ ન રહે અંન પાખે એક ઘડી.
અંન ને વલી ઉદકે કરી વાત છે, કુંઅર, વડી. ૫
સંસાર માંહે સાર છે જે ઉદક ને બીજું અંન.
ઓલખ્યા પાખેં ભુર થૈ ને ભમે છે બહુ જંન. ૬
અંનદાતા ને ઈશ બેમાં અંતર આણે જેહ,
નારકી તે નિશ્ચે સહી; ન થીરતા તાં તેહ. ૭

'જમનારિથી જમાડનારો મોટો, કહે છે વેદ.
અંથ નીરખ્યા વિના, કહૃ છું, કુંઅર ! કો ન જાણે ભેદ. ૮
સુવર્ણને દાને કરી, સુત, કર્ણ ગઓ અમરાપુરી.
સુવર્ણનાં બહુ સદન પામ્યો, હવિ સુણિ, કહૃ વિસ્તરી. ૯
આસન, ભોજન, શયન, શજ્યા, હેમના અંબાર.
ક્ષુધા લાગી ઘણું પીડે. દુઃખનો નહી પાર. ૧૦
કર્ણ કહે, 'કરુણા કરીને આહાર આપો, દેવ.
અમર એણી પેરે ઉચરે, સાંભલ ને, તતખેવ. ૧૧

કડવું ૭
રાગ આશાવરી

'સાંભલ, કર્ણ ! કહૃં ખરું, એક ભેદ કહ્યાથી દુખ હરું.
વીરતરું પુણ્ય પ્રભાવ તાહરો, રે ! ૧

ઉથલો

પુણ્ય પ્રભાવ કહૃં કર્ણ ! તાહરો, ક્ષુધા જાય જેહ,
તિલ તાપ ટાલે તંત તણો નિ પુષ્ટ પામે દેહ. ૨
અનદાતાનું આંગણૂં આંગલી દેખાડું આપ.
આંગલી મુખમાં ધરો. પછે જુઉ પુણ્ય પ્રતાપ.' ૩
કહૃં માન્યું કર્ણે ત્યાંહાં રે આંગલી મુખમાં ધરી.
પેટ પુરણ ભરું પંચામૃતે. ક્ષુધા સઘલી તે હરી. ૪
આહાર કેરી ઇછા થાએ, આંગલી મુખમાં ધરી.
ખટ રસ પુરણ સ્વાદ પામે દુખ સઘલું વિસરી. ૫
કર્ણ કહે, 'અવતાર આપો. હૃં મૃત્યલોકે અવતરું
દયા કીજે દેવ મુજને. દાન અન તણૂં કરું.' ૬
'અપાર, ભાઈ ! કહૃં, અતી ભલું, જે ઇચ્છા ચૈ છે એહ.
સપ્ત પુરીમાં* પાંચમી કાંતિ કાહાવે જેહ, ૭

* अयोध्या मथुरा माया काशी काञ्चिरवंतिका ।
पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायिकाः ॥
વળી જુઓ પૃ. ૮૯, કડી ૪.

સકલ ગુણ સંપૂર્ણ છે એક સુભગ સાહા ગોપાલ.
જશવતી નામે નારી તેહની તેહની શુદ્ધ વંશ વીશાલ. ૮
સગાલ સાહા તેહ પામોઃ કુંઅર થૈ ને અવતરો.
ચગાવતી શુભ નામે નારી, પુત્ર, પ્રેમે શું વરો. ૯
ચેલઈઓ એક ચતુર કુંઅર ઉદરે તેહને આવશે.
કાર્ય ઉત્તમ ઘણાં કરશે. અમરને મન્ય ભાવશે. ૧૦
અન આપી કીર્ત્ય થાપી વલી વહેલા આવજો.
સત્યવત ને વિવકી મહીતલ માંહે કાહાવજો. ૧૧

## કડવું ૮

### રાગ ધન્યાશ્રી

બ્રહ્મા કહે, "નારદ! સુણિ સાચું, સુત, સગાલ ચરિત્ર.
સપ્તપુરીમાં કાંતિ નામે નગરી પરમ પવિત્ર. ૧
સિદ્ધેશ્વરનું થાનક મોટું. શિવભક્ત સહુ લોક.
વર્ણાશ્રમ પાળે અતિ પ્રેમે. સ્વપ્ન વિષે નહી શોક. ૨
પુત્ર પીતાની આજ્ઞાઇ ચાલે. પતિવ્રતા સરવે નારી.
લોભ રહીત લખ્યણ શુભ સહુ માંહાં. અનૃત્ય વિષે અવિકારી. ૩
ઉછવ ઘરો નગર નીત્ય. રાજે અમરપુરી સું એહ.
માંહોમાંહે મલતું સગપણ. કહીએ ન ઘટે નેહ. ૪
અસત્યવાદી એક ન દીસે આખા નગર મુઝાર.
કપટ તણી કથા કેહેને ન મલે. સાધ સહૂ નરનારિ. ૫
કષ્ટ પડે કરુણા નવ છોડે, તે સત્ય સુખીઆ પ્રાણી.
દૂખાણે દૂભાણે ન વદે મર્મવચન મુખ વાણી. ૬
—એવી અનોપમ નગરી મધ્યે વસે સેઠ ગોપાલ.
જસવતી જાયા તેહને ઘેરે. વાણી વેદ રસાલ. ૭
તેહની કુખે કર્ણ કુંઅર થૈ અવતરો સુવિશાલ
અંન આપવા અમરાપુરીથી નામે શ્રેષ્ટ સગાલ. ૮

ચંગાવતિ ચતુરાને પરણ્યો. નરનારીમાં નેહ.
એક જીવ અંતરગત જોતાં. જુગમાં દીસે બેહ. ૯
'આપ, આપ.' વણ અક્ષર બીજો મરમે કહને ના ન ભાખે
નેન્યો નરનારિ વીસારો. 'નથી'. વાકય નવિ દાખે. ૧૦

### કડવું ૯

રાગ મેવાડો

જાચકને જૂકતે દે માન. આપે અંન અવારી દાન.
વેષ વિવિધ પિરિના જે આવે, આપે આહાર જેહને જે ભાવે. ૧
પદ્મની પ્રીતે પગ પખાલિ. હર્ષે આંસુ ઢાલે.
આદ્ય પુરુષ અંતર લહી પ્રીસે. જાચક જમતાં હઇડું હીસે. ૨
નાનાવિધી નિપજાવે પાક, શુભ સામગ્રી શું બહૂ શાક.
આદર જીભે શું કહીએ, જો કોડિ જીભે લેખા ન લહીએ? ૩
ઈશ ભજે ને આપે અંન માન થકી અલગું કરી મન.
એહ બે પોહોરની છાંહોડિ જાણિ અતિ મીઠી મુખ બોલે વાણી, ૪
ચપલ ભાવ લહી લક્ષ્મીનો સાહ સગાલ અંતર અતિ બીહીનો.
'જે ખરચ્યું તે ગાંઠે બાંધૂં. રામા, આપો કોરુ રાંધું. ૫
રખે કોહોને (કહો) નાકારઃ ક્ષણ એકમાં બ્યણસે વ્યવહાર,
ત્યાહારે તિલ એક આપૂં નવ્ય જાઅ. કામિની, ખરોખર કસો થાઅ.' ૬
નરનારી નીશ્ચે ઇમ ભાખે. અભિલાખ અતિ ઉત્તમ રાખે:
'આપણે ઘેર આવ્યા કૈલાસ કે લક્ષ્મીવર લીલવીલાસ. ૭
ચરણ પખાલી જલ શિર ધરે, તો જન્મ મરણ કેરો ભય હરિ.
જદ્યપિ કૃપા કરી ધન આપે, અવિચલ રખ્ય કરીને થાપે, ૮
તો, પ્રીયુજી, સહૂને સંતોખો. પંચામૃત શું પ્રીત્યે પોખો,'
'આપ' શરીખું ઉત્તમ એક ઓપમાને નહી, એહ વિવેક, ૯
આજ્ઞા વિણ અક્ષત ન અપાય હૂં આપૂં છું લહે મન માંહે
પ્રભુજી તો પીયે ને પાય. જાની શું જસ બીજો ગાય? ૧૦

## કડવું ૧૦

### રાગ મેવાડો

નરનારી એક ચિત્યે અન્ન આપે મેહલી મન અહંકાર.
નારદ ! કિહિ હેમ રથથી રુડૂ અંનદાન એક સાર. ૧
'વલી પધારજો.' વાણી બોલે. 'હઇડે હર્ષ ન માય. ના૦ ૨
ઘણા દિવસ એ વિધ અન આપું ઉખાણો છે એક:
વેલા ફરતા વાર ન લાગે. વેહતો જાય વિવેક. ના૦ ૩
ત્રણ્ય વરસ વર્ષા નવિ વુઠો. પડીઉ પ્રૌઢ દુકાલ. ના૦
પ્રાણનાથ પ્રેમદાઈ છંડયા. રામાઈ રોતાં મેહેલ્યાં બાલ. ના૦ ૪
સુભગ સુંદરી નથી મેહલી સ્વામીએ સેવક કોડે
'અંન, અંન. સહુ કરતાં હીડે. ખરું કહિણ, સિ ખોડે ? ના૦ ૫
મંત્ર જંત્ર સાધન સેવા અનનો આધાર ના૦
વર્ણાશ્રમ વિહિનો ગયો મર્વે, જાહારિ વંહી વાહાર. ના૦ ૬
સગપણ સર્વ થઈ સાંસતૂં તિલ એક ન રહી ટેક. ના૦
વસ્તુ માત્ર વેરીથી વાંકી એક અંન્ન વિના રેક. ના૦ ૭
પ્રાણી માત્ર પરિખા જાણીઃ મોટા અતિ મહિમાય.
જીવ તણૂં ઔષધ આહાર વિના ન રિહેવાય. ના૦ ૮
આખી પૃથવીનૂં ધન સર્વે એક અંન્ન તા હીસે.
ધન્ય નરનારી જે આપે અંન ગ્રાસે. ના૦ ૯
અન્નને આહાર કરી જાણે છે તેહ, તુઝને કહૂં નેદ. ના૦
બ્રહ્મરુપ તે તો ન જાણે, વગત્ય કહી છે વેદ. ના૦ ૧૦

## કડવૂં ૧૧

### રાગ સામેરી

સુણિ, નારદ ! કિહે ધાતા, સુતનો સ્નેહ (ન) જોઇ માતા.
ન ગણ્યા પ્રીય પ્રભુ ભ્રાતા વેલા એ અદભૂત, આતા ! ૧

ઉથલો

વાંકી વેલા અદ્‌ભુત, આતા ! પ્રાણ પલ એક નવિ રહિ.
તે અંનનૂં શું ગજું ! મૂરખ માનવ મુખે ઇમ કહે. ૨
કઠિણ વેલા કાંતિ નગરી ખોડે લાગી ખલભલી.
મોટા માઝંન ધનદ કેરી ટેક તે વેલાં ટલી. ૩

સદાશિવ કહે, 'સુણિ, કામિની, કાંતિ નગરી વિખે.
પીડા પામે ઘણા પ્રાણી, વામા, એક વર્ષાં પખે. ૪
સગાલસા એક દાસ માહરો મત્ય તે ચૂકો નથી.
શ્રી ભર્તાર તણી ભલાઈ, કામિની, શું કહીઇ કથી ?' ૫
શિવા કહે, શિવજી, દેખાડો. 'ભૂખ્યો.' કથી ત્યાંહાં પરવરો.
ગ્રાસ એક મુખમાં ધરીને દૂખ સઘલું ઇ હરો.' ૬
શિવ શિવા સાથે સુકૃત યોગે દૂર્બલ અતિ દેહિ કરી.
વસ્ત્ર ફાટે દિન થાટે વાણી એહવી ઉચરીઃ ૭
'આ નગર મધ્યે આવ્યા પુંઠે આહાર કરવા આખડી.
ક્ષુધાયે તાં માન એહના ન થોભે એક ઘડી. ૮
દીવસ આખો ટલવલ્યાં; શબ્દ કો નવ્ય સાંભલે.
બે પ્રહરથી તાં ર્જામિની ગઈ; ગ્રાસ એક અન્ન નવ્ય મલે.' ૯
સગાલ સાહા કહે 'સુણો, નારી, ભીક્ષુક એ ભૂખ્યા ઘણૂ.
અન્ન એહને ન પાવ તો સત્ય સહી ગયું આપણું.' ૧૦

કડવું ૧૨

'સ્વામી, અન્ન નથી એક દાણો. નગરમાં કિહિને ન મલે, જાણો.
આ (છિ) જમવાની (એક) થાલ, જેણે જમતા માહ ગોપાલ. ૧
કો ધનંદને ઘેર નાખો સેર અન્ન માટિ અડાણી નાખોઃ
એહ આખી થાલ તમારી મૂલ આપે થાને અમારી.' ૨
સાહા થાલ ગ્રહીને જાય. હઈડા માંહે શોચ ન માય.
'શ્રી મહાદેવજી મોકલજો અંન. આપે દોહોલું ટલજ્યે.' ૩

પ્રભુ થયા વ્યાપારી 'શેર અન્ન લો ચાલ અમારી'
દીધૂં સગાલે સત્ય વચન: 'હૂ છુ દામ તમારો દ્યો અંન્ન' ૪
પાન મા'મૂલ્યનૂ રાખ્યૂ, માહે સત્ય વચન જાહારે ભાખ્યૂ
ત્યાંહે ઈ રો ઉભા આપૂ અંન્ન માહા ગલિઆપતિ થયા તે મન્ન ૫

પ્રેમદાએ પાક નીપાયો કોઢી સોધતા હીરો લાધ્યો
ભિક્ષુકને કીધો માદ મનિ આણી અતિ આલ્હાદ ૬
એ પ્રેમે બેહના પાગ પખાલા તાપ વિધિવિધિના ટાલ્યા
'માહરા ભાગ્ય તણો નહી પાર ઘેરિ આવ્યા વિશ્વાધાર' ૭
ત્યાહો ભીક્ષુકને ભોજન કીધુ. કામ માહા સગાળનૂ સિધું.
તુઠા શ્રી અવિનાશ મન દીધિ અતિ આમ ૮
અખુટ હજો ભડાર બહૂં કરતા શત્રૂકાર.
:શિવ પુરો આમ દઢ રેહિજો વિશ્વાસ' ૯
મ કહી વલા કૈલાસ શીત રહી તે મહૂ કો પાસે
ગટો (જ્યાહારે) પ્રાતકાલ, ઘેરિ દીસે ડાકડમાલ ૧૦

## કડવૂ ૧૩
### રાગ મારુ

:નારી નીદ્રાથા જાગિ, રિધી નીરખી અતિ આશ્રજ લાગિ ૧
:હા સગાલ કિહિ, 'સુણિ રે નારિ! કિહે, શુ દષ્ટ પડે છે તાહારિ!' ૨
અષ્ટ સિધ, નવ નીધ લેખુ ફ પૂર્ણ કૃપા પ્રભુજીની દેખુ ૩
આપણે ઘેર આવ્યા અવિનાશિ પાર્વતી પતિ લીલવિલાસ ૪
પાત્ર તણો પ્રભુ કીધો પગ્સો શીવ કરતા શાહાનો છિ અરસો' ૫
સોનારૂપામય ઘર દીસે નારી નીરખે હૈડૂ હીસે ૬
'સુભગ થયો શિવ શિવા પધારા કષ્ટ સકલ કાતીના વાર્ગ ૭
આપાનૂ ફલ એહવૂ જાણી સુંદરી પ્રીતયે સ્વામી કહે વાણી ૮
'નારી, કહોને નો નખ્ય કહીએ પદ્મની, પ્રભૂજીનૂ બે લહીએ ૯
કૃપા વિના હારિ કો નાવે પોતે કરે, નામ કો કાહાવે,' ૧૦

## કડવૂં ૧૪

### રાગ મારુ

નીગ્જલ દેશ જોંહાં સાહ જાણે, ત્યાહા જલ કેરો ઠામ
નદી નદ ને કુપ કુપીકા વાડી વૃક્ષ આરામ ૧
ધર્મ તણી સાના સમગવે આપે અવારી દાન
કાષ્ઠએ રુપ કરીને આવે જાણે શ્રી ભગવાન, ૨
પેહિરે ઓઢે, ખરચ ખાય આપે આનદ અગ
અસમે સમે પ્રાર્થના કરતા કહીઈ ન ઘટે રગ ૩
નાંહાના મોટા નગ્ર માંહો અન તણા અંનાર
વાણોતર વ્યાપારે મેલ્યા માડયા શત્રુકાર ૪
વાટે વૃક્ષ ઘણા રોપાવ્યા, સજ્જ શભ અનેક
વીસામા ને વાન્ય વાવડી કીધા કરિ વિવેક ૫
વાકી વાટ વિષ વોલાવા રાખ્યા ખરચી દામ
ભાગ્યવાન આપે ભૂમડલ સાહા સગાલનૂં નામ ૬
ચગાવતી ચતુર નરનારી જોતા જુગતિ જોડિ
ચેલૈઆ નામે એક કુઅર આપો શ્રી રણછોડ ૭
રમતા જમતા ક્રોધે રોધે જૂઠૂં નહી વચન
ઘણૂ મધુરુ મુખથી ભાખે તેથી કોમલ મન ૮
પર પીડા તિ પીડા માને, નીશદીન એહ વ્યાપાર
સકલ શાસ્ત્રનુ સાર લહિસે • કરવો પરઉપગાર ૯
પ્રીરસ પરતે પ્રભુ બોલ્યા 'કાંતિ નગરીએ જાઉ',
છદ્મ પાડૂ, છાના રહી જોજો અતિથ્ય અટપટો થાઉ' ૧૦

## કડવૂ ૧૫

### રાગ ગોડી ઠમણી

શીવજી ધ ઈંદ્રસુ ભાખે એવ
તતક્ષણ આવ્યો મધવાદેવ શિવજી કિહિ તે હું કરું અ ૧

'કાંતિ નગરીએ એક સગાલ.
ઉગ્ર સાચવે અતિથ્ય કાલ. આપ્યા વિના અંન નાય જમેં'ઇ. ૨
અતિથ્યને આપીને પ્રાસે.
પાણી ન પીયે તેહ વરાંસે. પ્રપંચ કરી છલ પાડીએ અ, ૩
જમ કે અતિથ્ય નાવે દ્વારે.
તે વિણુ પીશે સાહા કયમ વારિ? જલવિણુ જીવી નવ્ય સકે અ. ૪
સાંભલ, મઘવા માહરી વાણી.
સાત દીવસ વરસો શુભ પાણી, હાલી ચ્યાલી કો નવ્ય સકે અ.' ૫
'કોહો તો કાંતિખંડ ટાલી મેલૂં. હૂં સેવક શિવ તણો એ. ૬
ઝડ માંડી. જાર્જા બહૂ વારિ.
ક્ષણું આવિ કો ન સકે બાહારિ. ધીર્જ ધરે સાહા કાંહાં લગે અ?' ૭
વરષાને વાસવ કહે વાણી:
સાત દિવસ વરસો શુભ પાણી, ડગલું કો જે નવ્ય સકે અ. ૮
કિહે સુંદરી, 'સાંભલ, પીઉ માહરા.
ભુખ્યે પ્રાણ ન થોભે માહરા. અતિથ્યનો ઉદ્યમ કરો એ.' ૧૦

## કડવું ૨૬

### રાગ રામગ્રી

જેતમાંન સંધન સાતે શીથીલ થઈ સાહા કેરી દેહી.
અતિથ્ય કો આવે નહી. કીજે પેર કેહી? ૧
'શિવજી, સત્ય રાખો તમો. માહારો શો વારો?
સેવક કહી કર શિર ધરો તે કાં સારો?' ૨
'શિવજી, નરનારી બેહૂ ટલવલે ભૂખ્યાં ને તરસાં.
ચરણ તમારા ચિતશું પંચાનન પરશાં.' ૩
મઘવાને મહાદેવજી, દેખાડે છે દાસ:
સત્ય નહી ચુકે સાંકડે, સાચો એ વિશ્વાસ. ૪

શિવજી સાચી પ્રતે સાચુ કહુ 'ધૈર્જ' જો એહનું
અતિથે અદ્ભુત નડુ મન નીરખી એહનૂ ' શિવજી ૫
એમ કહી અતિથ્ય થયા શિવાલયે સુતા
આદિ પુરુષ ઉમાપતિ થઈને અવધૂત શિવજી
દર્શન શિવનૂ મન ધરી સાહાજી ત્યાહા આવ્યા,
અપૂરવ અવલોકતા મન્ય રુડા ભાવ્યા શિવજી
સાહા સમાજ અતિ કરગરી જે ચરણે લાગો
'ભૂખ્યા દીસો છો ઘણૂ કાંઈ ભોજન માગો ' શિવજી
'માહાજી, નહી આપી સકો માહારે મન્ય ગમતૂં
ઘણા દીવસનો લાઘણો મન ન રહે ભમતૂં શિવજી
આમિષની ઇછા થઈ તે કોય નવ્ય આપે.
કોમલ કાયા નર તણી કો કેહી વીધ કાપે ?'

### કડવૂ ૧૭

### રાગ વરાડી

વચન સુણી સાહાજી ઉચરે, મનોહારિ મન માથે' કરે.
'પચામૃત, પ્રભુ, પ્રીસુ' અંન જે જે વસ્તુ વિષે, પ્રભુ, મન ૧
કૃપા કરી પધારો ઘેર. પાક રચાવુ નાદાના પેર.
પચ ગ્રામ આનીને ભરો તો મુજને કૃતારથ કરો ૨
વલતો અતિથિ બોલે વાણી, 'શેક્ટ માહા શી તાણાતાણી ?
નરમાસ કોણે નવ્ય અપાય, ક્ષૂધા માહારી કેહી પેરિં જાય ?' ૩
'કોમલ', માહાજી કહે, 'શરીર આ છેગ આપુ કીજે આહાર '
'સુષ્ક માસ માહે સ્વાદ ન હોય, આપો; કીજે કિમ આહાર ? ૪
મીઠું કોમલ કાયા તણૂ આપો, તો ઇછુ છૂં ઘણુ '
'પાચ વરસનો છે ઘેર બાલ. લઘુ શરીર શુભ લહો રસાલ ૫
અતિથ્ય, ઉઠો ઉદ્યમ કરી ' સાહા મત્ય વાણી ઉચરી
કરમાણો મુખ મદીર જાય: 'ધીર્ય' રાખજો શ્રી શિવનાથ. ૬

બલ, રૂખમાંગદ, નવ શરખા આપદાઈ અંગ ન મોડું
નિલ એક સત જાતે સઘલુ તે વેલા ત્રચોડૂ.
કોમલ૦ ૭

સુત, દારા, ધન, જીવન સઘલે પ્રાણ થકી તે અલગુ
એહવું સુન માળસીએ સ્વામી નીમીષ ન, કીજે અવગુ.
કોમલ૦ ૮

ચેલ્હયાનૂ ચિત્ત ચલાવા રૂપ અલોકીક આવે.
'નાશી જા, નાહાનડીઆ, અહીથી. માર્યો' કહી બીહાવે.
કોમલ૦ ૯

'આ જો, ખડગ લેઈને ઉભો છે, કુઅર, તાહારો તાત
હવડાં સાહારો જા રે નાશી'. ઘણૂ કરી કહી વાત
કોમલ૦ ૧૧

ચેલ્હએ ચિત્ત સાથે જોઉ, 'માહારો પીતા કયમ મારે?
પણ આતા પ્રમ હોય તો અર્થ આપણો સારે'
કોમલ૦ ૧૧

કડવૂ ૧૯

રાગ ધીરાડી

વાણી વાત શ્રવણે સુણીને સુત આવ્યો પીતાને પાશ
ઉંડી ચિતાએ આવરે રે, એહે મુખે મેહલે નિશ્વાસ રે. ૧
કુંઅર કાંઈ લેહતો નથી રે માહારો ગેહલડો આવ્યો ઘેર
ઉછગ બેશી ઉચરે રઃ 'પીતાજી, આ શી પિર રે?' કુંઅર૦ ૨
મુખ કરમાણૂ કાં, માવડી રે? આવડી શે છે દાઝ રે?
શ્રી શિવજીને સંભારીએ રે તે કરે કૃપા નીરધાર' કુંઅર૦ ૩
સાહા સગાલ ઉચરે રે, વીરા, વડી વાહાર રે
આ અતિથ્ય તાહારા અંગનો રે કરવા મ્રછે છે આહાર રે કુંઅર૦ ૪
પુણ્ય હોય જો પૂર્વનુ રે આવે અતિથ્યને કાજ રે
અંગ વિહારીને આપીએ રે નહી લાગે કુલ લાજ રે કુઅર૦ ૫

અથીર છે આ દેહડી રે; થીર છે પરઉપગાર રે.
પાણી તણો પપોટડો રે, વ્યણસે ક્ષણ, નહી વાર રે.' કુંઅર૦ ૬
અમર રહ્યા અંતર જૂએ રેઃ 'ત્રાહ, ત્રાહ, જગદીસ રે,
આ કુઅરનૂં શીર પડે રે પીતા છેદસે શીસ રે.' કુંઅર૦ ૭
અતિથ ઘણૂં થાય આકલો રેઃ 'મુખ થકી કહો નાકાર રે,
જામ ગયે હૂં જમું નહી રે, શીઘ્ર મ લાવો વાર રે. કુંઅર૦ ૮
તૃણ માત્ર ટળકું પડે રે, બે માંહેં જો રૂએ એક રે,
તો ભોજન ભાવે નહી રે, રાખ્યો રહે વિવેક રે. કુંઅર૦ ૯
તો હત્યા તુમ બેહને રે, જો ધૂજાડશો મન રે.
સુત મારી ખાંડી રાંધવો, એહવૂં સાચું દ્યો વચન રે.' ૧૦

### કડવૂં ૨૦

### રાગ રામગ્રી

ચહ્ના કહે, "સૂણ્ય, સત, ભેદજી, નરનારીએ મન આણ્યો ખેદજી.
સત્ય વદૂ છે ભાખે વેદજી, આણો, સુત, નહિ નિરવેદજી. ૧

#### ઢાલ

નિરવેદ ન નરનારીએ આણ્યો, અસત્ય એહ સંસાર.
સુત, પ્રીતા, પ્રિયતમ, પ્રેમદા, એહ માયાનો વિસ્તાર. ૨
સત કુંઅર જાતે સત્ય મૂકે, મૂર્ખ મોટો એહ.
કુંઅર એહને આહાર આપી છાંડીસુ તતક્ષણ દેહ. ૩
ચતુરવર ચેલઇઉ બોલો મન રાખી ધીરઃ
'અર્થે આવે અતિથને, તો સફલ થાય સરીર. ૪
મીઠાં કીજે મોહન મુખને.' સુણિ બોલી માત.
'ધન્ય એહ વચનને.' તિલક કરી કહે તાતઃ ૫
'પંચગવે પખાલીએ, માહરા પુત્ર, આપ દેહ,
સંભારો શ્રી સદાશિવને અંતર આણી નેહ. ૬

ખડગ કર માહે ગ્રહ્યું. કુંઅરને કીધો પ્રહાર,
ચેલઈઆના મુખ થકી નીસરું તેણી વારઃ ૭
'પ્રાહાર વાગે પુષ્પ સરખા. શિવ નામનો પ્રતાપ;
નામ લેતો વારીઉ. મારીઉ મર્મે આપ.' ૮
મસ્તક લેઈને માતાજીએ નસાડું તેણી વાર.
શરીર સુતનું વિદારું, અતિથ પામે આહાર. ૯
અતિથ કહે, 'એહ શીસને ધરો ઉખલા માંહે.
ખાંડણુ ગાઉ ખરી પ્રીત્યે.' ત્રિદશપતિ કહે, 'ત્રાહિ'.

કડવૂં ૨૧

રાગ કેદારો દેશાખ

શીસ સોહામણૂં સુત તણુઉ ખાંડીએ,
રાંધણૂ માંડીએ. રુડા રામજી રે, હાં રે।
હાથ ઉંચો કરિ, હઈડલું ન ફ્રૂટે રે,
ગાટે વિધાતાએ જે ઘડું. હાં રે રુડા૦
ઉદરિ વશા પછી એક દન રે
મન માહરું ન ઉવેખાઉં રે, હાં૦
ટાઢું, ઉન્હું, ખારું, મોલું અન રે
તન, પ્રેમે નવ્ય પેખાઉં રે, હો
લક્ષણુવંતા લાડકા પુત્ર રે!
સુત્ર તાહારું સઘલું સુખ રે
ઓપમા દેવા આખા વિશ્વમાં રે
સ્વર્ગ પાતાલે હૂં જે ભમું રે.
પાંચ વરસનો પુત્ર તું બાલ રે.
કાલ પાખે કલા આવડી રે, હાં૦
વજ્ર થકી આકરું માહારું મંન રે:
તંન પડે જીવે માવડી રે, હાં૦

દ્રષ્ટે પડા પછી ના નીરતી રે,
અતિ સંસાર સહૂ વખાણતો રે, હાં૦
આંખડી આંજતાં આકલો થાતો રે;
જાતો બાપકે બીહરાવતો રે.
મુશલ ખડગના પ્રાહાર તે કયમ ખમા રે ?
મુખ થકી ઉચરો મા'ભાષ્ય રે, હાં૦
કિહિઢિં કદોરી ખલકતી ખેલ રે,
ગેલ કરતો કુંઅર આવતો રે. હાં૦
ભૂખડી પાખે આપતી સૂખડી રે,
ભાવ રાખી મન ભાવતો રે. હાં૦
ખાંડણું ખાંડતાં નાશિકા નીરમલી રે,
દાંત દાડમકલી દીપતા રે. હાં૦
માવડી તાહારા પ્રાણ નીશારે રે,
ગુણ તાહારા જૂગ જીપતા રે. હાં૦
આતા, આંખડી કમલની પાંખડી રે,
ખાંડી મુશલ પ્રાહાર વાગતા રે, હાં૦
કહ્યું નહી, કોણ છિ રુપ રે,
અકલ સ્વરૂપ આહાર માગે રે, હાં૦
ઉઠ, કુંઅર, તૂં આલસ મોડી રે.
કર બે જોડી મા તાહારી કરગરે, હાં૦
ભાંણે ભૂખ્યો બેઠો તાહરો તાત રે.
માત તાહારી આસ કયમ ભરે ? હાં૦

## કડવૂં ૨૨

### રાગ કાલેરો.

નરનારીએ ખાંડણૂં ખાંડી પકવ કરી પૂત્રનું અંગ,
અતિથને આસન શુભ માંડે, રંચેક ન ઘટયો મુખનો રંગ. ૧

પાગ પખાલી પૂજા કીધી, ચરણોદક લેઈ મેહલ્યું શીસ,
પાત્રે પૂત્રનું આમીષ પ્રીછ્યું, 'નહી જમુ.' કહી ધૂણું શીસ. ૨
'અપુત્રીઆને આશ્રમ આવી ઉદક અંન લે જે કોય,
માહા પાતીક તે પ્રાર્થકને, શુભ ગતિ સ્વપન નવ્ય એમ હોય. ૩
એમ કહી અતિથ થયો ઉભો, ચંગાવતી ચતુર એક નારિઃ
'પ્રભૂ, પલ થોભો. પુત્ર દેખાડૂ.' માહા શ્રમ કરે બહૂ મનુહાર.
છાની જે છૂરી કો લેઈ આવી, આ ઉદર વીપે છે અદ્ભુત બાલ.
વિદારી વેગે દેખાડું. પ્રભુ, વહી જાએ અતિથ્યકાલ.'
અમર સર્વે ઇંદ્ર, ઇંદ્રાણી, લક્ષ્મીપતિ ને ઉમયાપતિ દેવ,
નારદ! તાહારી માતુ સહીત હૂં જોવા આવ્યો, સુણિ, કહૂં એવ.
નાખે છુરી ઉદર ઉપરિ જમ, ઝબકે શું ઝાલ્યો હાથ.
'માગ.' મહાદેવજી ઉચરે. 'ધંન્ય, ધંન્ય.' કહે સુર સહૂ સાથ.
ધમધમ ઘુઘરડી પગે વાજે, સુત આવી વલગો માને કંઠ.
સાહા સગાલ તણૂ ગ્રહ શોભે, જાણે એ શું સાચું વૈકુંઠ!
દેવદુંદુભી અતિ ઘન ગાજે, કુસમવૃષ્ટિ કૌતક બહૂ થાય.
અમર તણી અપછરા નાચે, ગુણ સગાલના શ્રીમુખે ગાય.
ઇશ કહે, 'અમરાપુરી આપું; કહે તો આપું કૈલાસ;
સગાલપુરી કરું સ્વર્ગમાં; કે આપુ હરીચર્ણે વાસ!'

કડવું ૨૩

રાગ વેલાવર

નગરજન સહૂ જોવા આવ્યા. વર્ત્યો જેજેકાર.
માતપીતાને સુત મલો, સ્નેહ પ્રાણનો આધાર. ૧
ચગાવતિ, ને ચેલઈઓ, સગાલે જોડયા હાથ.
સાહાજી, તમને શિવ પુછે કહે કૈલાસનો નાથ. ૨
'ચરણ ચતુરભુજજી તણું આપીએ, અવિનાશ.
કે સેવા કરવા સ્વામીની રાખીઇ પ્રભુ પાશ. ૩

વલતા શિવ એમ ઉચરે, 'સુકર્મનાં ફ્લ એહ,
ભલી રીતે ભોગવે અંતર આણી નેહ.' ૪
વર આપી વલ્યા પ્રભુજી. 'પોહોચજો મનની આસ.
પરીવાર તાહારો સર્વેશુ પામીશ વૈકુંઠ વાસ.' ૫

## રાગ દેશાખ

સંવત સતર સેહે અઠોતરો, ફાલ્ગુન માસ અજુઆલડો ખરો, .
દુખ હરે દશમી રવિવાર, કથા પૂર્ણ થૈ શુભ સાર.
શિવપુરાણ તણી કથા સગાલ ચરિત્ર જાણો સર્વથા.
એકમનાં જે સાભલે, ચોરાસીના ફેરા ટલે.
ગર્વ તજીને જે કો ગાય, સહસ્ર ધેનુ આપે ફલ થાય
તે ફ્લ પામે, નહી સંદેહ. ઘણું ઘણું વલી કહું છું તેહ.
તાન તાલ ને કવિનો ધર્મ લઘુગુરુ ગુણ ન લહું એહ મર્મ
ઘણું બોબડું બાલક વદે; પંડીત આનંદ પામે રદે.
કોકો પ્રભુને રચી જમ મોટા કવિ મનંદલ હોય ત્યમ
કિહિ જાની, સમરથ જગદીસ કરુણાનીધ્યને નામી શીસ.

## ચોપાઈ

ત્રણ સહે તાં ત્રીમઃ સગાલને કરુણા કરી ઇશ.
જાની બોલે આલપંપાલ કૃપા કરી કૈલાસ ભૂપાલ.

નાકરકૃત

# સગાળપુરી ૧.

## કડવું

વિરાડી ચૂપઈ

ગરુઆ ગણપતિ લાગૂ પાય, રાજકાજ પ્રથમિ વિનાહિ
ષ્યહ્માની બેટી સરસતી ! મયા કરુ, મા ! દ્ દુર્મતિ ૧
સાંભલૂ તે કુહ કેલવી સગાલપુરીની ઉતપત નવી
કુતાતણી કૂખિ અવતરુ, એહેવુ દાનેસરી નવિ હવુ ૨
સુરા માહ ભલુ તે સુર વઢતુ વાધિ સાગર પૂર
પિહિલિ પિગિ કરૂ વિખાણ, ધનુર્વિદ્યાનુ તેહ સુજાણ ૩
પૃથ્વી પડી ન મેલિ માણ દસ જોજન તે પરખૂ પ્રમાણ
આગિ અગ્જનના રે અહાપ એહેના માહ પડિઉ છે આપ ૪
જેહની વિષ્ટ પીતાંબર કગિ તે અજરામર કયહથી મરિ ?
ઇંદ્રિ આવી તે જાચિઉ, તુહિ નવિ નાકારુ કિઉ ૫
માગિ સનાહ તે તા સાગ તુહિ નવિ કીધુ નાકાગ
અપાર, સ્વામી, તે લીજીય, અમનિ કરતારથ કીજીય ૬
ઈંદ્ર ભણિ હ પાસિ રહુ, એક વીર તે આગલુ કહૂ
ભલા સુભટનિ તે મારસિ વલતિ માહરિ ઘરિ આવસિ ૭
પરસુરામની નીસાલિ ભણ્ તેની સાગિ ઘટોરકછ હણ્
ધરણી હલિઉ ખત્રી કરણ માગિ માગિ હૂ થઉ પ્રસન ૮
વલતા બોલ્યા દાનેસરી સ્વામી ! મુગતિ કિરપા કરિ ?
તૂ તૂઠુ સુઝનિ, ભગવાન. પુત્રપાણિ દેજો પિંડદાન ૯
પાત્ર જોઇ દેવરાવજો દાન તાહરિ ચરણિ માહારૂ ધ્યાન
કિપા કરે તૂ સ્વામી ! અમ સફલ સફલ હુઇ માહારુ જનમ ૧-૬ ૧૦

---

૧-૨૧ જુઓ પૃ ૧૩૦.

વલી વલી માગૂં, ભગવન, ગંગાતીરિ પડજો તન.
પરસ્ત્રી સૂં મ લાગ્યેસ ભોગ. મદાર સહ હોજો સન્જોગ [2] ૧૧
ચતુરભુજનિ ચરણિ રહુ સુરજસુત તે વૈકુંઠ ગઉ.
તિહા ઉરતુ કરિ અપાર મ્યિ સૂ કીધૂ, જુગઆધાર [?] ૧૨
મંભાર તૂ તે પૂન આપણૂ દેખિ સત્ત તે સોનાતણૂ
ત્રાહિ ત્રાહિ હો જુગઆધાર! બષ્યા મુજનિ પીડિ અપાર [3] ૧૩
વળતા બોલ્યા જુગઆધાર કઈ તે કીધુ પરઉપગાર?
સ્વામી! મદિર આવુ જતી આપૂ કનક; ન લીધૂં રતી. ૧૪
કિહિ જતી ભૂખુ રે અપાર. કરિ કરી દેખાડૂ દ્વાર.
કૃષ્ણ ભણિ કરણુ એમ જ કરુ કર લેઇ નિ મુખ માંહ ધરુ ૧૫
મુખ માહ મેહેલુ કર આપણુ આવુ ઓડકાર અન્નતતણુ.
જેહેવૂ દીજિ તેહેવૂ પામીઇ અન્ન વિણુ વેદના કિમ વામીઇ? [3-5] ૧૬
કાશ્યપસુત તે એમજ ભણિ (કહિ કરણુ નિ સ્વામી સુણિ)
અન્નદાન આવૂ છિ સાર! મનુખા જનમ આપુ એક વાર. ૧૭
એક વાર અન્નદાન જ દેસ, સામી! મુઝનિ ક્રિપા કરેસ.
ઇણી પિરિ ખત્રી કરણજ હુઉ પિહિલુ પુહુર આપણુ કાહાવિઉ. [4] ૧૮

કડવૂ ૨

ચૂપઇ ૫

કતી નગરી, નિ સાહ, બંગાલ, તેહનુ પુત્ર હુઉ સાહ સગાલ.
તે કતીના કરૂ રે વિખાણુ તેના લોક તે ચતુરસુજાણુ ૧
પૂન લોકિ તે પરઉપગાર. વ્રત ચિત પાલિ પિયુ નિ નાર
મન માહ નવિ મેહેલિ માન તે કતીનાં કરૂ રે વિખાણુ ૨
બુદ્ધિવત હુઉ સાહ બગાલ તેહનુ પુત્ર હુઉ રે સગાલ.
તેહની સ્ત્રી મતી ચગાવતી; આવા સતોખિ તે જતી. ૩
તેહતણુ ચેલૈઉ તન; ધરિ ધરણી છિ ધરનૂં ધન.
પુત્ર કલત્રનુ હુઉ રે સગાલ; ધન મન જાણિ મેઘ જ માલ [5-6] ૪

૪ ચત. પુત્ર પનુનુ તે પૂનવત.

જતી જમાડી નિ તે જમિ ત્રહુ જણુ વર દેહી દમિ ૫
તેહની નવ ખડ ચાલી ખ્યાત તેહનિ વિખાણિ વૈકુઠનાથ
તેના ચાલિ સતુકાર. અસત ન બોલિ એક લગાર. ૬
વ્રત કરિ છિ એકાદસી સ્વામી* કિહિ, એહ જોઈઇ કસી
મારિ મેઘ જઈ નિ અડુ, મુસલધારા વ્રષ્ટ જ કરુ ૭
૬ મા ઊધડસુ એક લગાર જોઈઇ કસી કિ ભરખિ આહાર ?
મંન્યાસી કો નાવસિ બાર, જોઈઇ કિમ કરિ છિ આહાર ? ૮
સાસિક ત્રહુનિ લધન પડિ જતી કો એ દ્રષ્ટ નવિ ચડિ
ખખ્યા દેહીનિ પીડિ ઘણૂ, પણ નવિ મેહેલિ પોતાતણૂ ૯
પિહિલિ પિર દેખિ સ્ત્રી ભરથાર. નયણિ બીજુ ન નિરખિ નાર,
રણવગડામા૭ દેવલ દીઠ કોઢી ડુષ્ટ વિહિતુ બીહ ૧૦
ચરણિ લાગા સ્ત્રી ભરથાર. સ્વામી ! આજ કરુ નિ માર
૮બોલ્યા મન્યાસી કિપાવત અસત કહુ છુ સ્ત્રી નિ કથ ૧૧
ત્રાહિ, ત્રાહિ, રે જુગઆધાર ! ખખ્યા દેહીનિ પીડિ અપાર.
વલતા બોલ્યા શ્રીજુગદીસ + મિહુ જણમાહ કુણ લેખિ સીસ ? ૧૨
૯સ્વામી ! તમનિ લેસૂ મીસ ચરણ પખાલી નિ હૂ લીસ
મસ્તગ લીધુ તે તા જતી વરસિ મેઘ, ન ઉઘડિ રતી ૧૩
ઉત્તરી પરૂ તણાયૂ ધરાલ તુહિ ચત ન ત્રાસિ સગાલ
અતર જુઇ અમ્રતમી દેર ભાવ બિહુના અતિ અસ્નમેવ ૧૪
મદિર લીધુ તે તા જતી ભગતિ કરિ છિ ચગાવતી
ઢોલ તલાઇ આપા પાથરી વા નખિ તે પાણિ કરી ૧૫
૯–ક ભાવ સૂ કીધ ભલૂ ભોજન ઊઠુ સ્વામી થયા રે મીઠાણ
જતી ભણિ વીનતી અવધાર, હૂ તુ અજનુ ન કરૂ આહાર. ૧૬
પ્રેમદા ભણિ સ્વામીનિ સૂ રુચિ આણી આપુ જે જતીનિ પચિ
તમિ વાણિઅ દયાકામપાલ અમ જમવા ભૂકુ છિ માલ
વેચાથુ આણી નિ દેમ પણ તમનિ હૂ જમાડેસ ૧૭

---

* ઇશ્વર ૬ક + વલતા એણી પરિ બોલ્યા ઈસ ૬ક

### કડવૂ ૩

#### ચૂપઈ

[૧૦]તે હ ન જમૃ નવ રિ મરેસિ હ તુ નગમમ જ ખાએસ
માહારૂ સીસ વાઢીનિ દેમ, પણ સ્વામી ! તમનિ જમાડેસ ૧
વલી વલી પૂછ છૂ ઘણૂ સૂ છિ છોકરડૂ તમતણૂ ?
અરૂપરૂ તા પેખિ સગાલ, આપુ ગરથ, ન પૂછિ બાલ ૨
જતો ભણિ કા ભૂલુ ભમિ ? બીજૂં મસ માહાગિ નવ ગમિ
વધી પ્રીસિ જો તાહારુ તન, તુ તુ માહારૂ માનિ મન ૩
[૧૧]ભણિ ચગાવતી વાર મ લાઉ; નીસાલિ બોલાવવા જાઉ
એક મન્યાસી બિસી રહુ, બીજુ બ્રહ્મ થઈ નીસાલિ ગઉ ૪
અરે ચેલૈંઆ ! સાભલિ વાત તજનિ મારસિ તાહારુ તાત
તાપસી એક અભ્યાગત થઉ કુઅરનૂ તેણિ મસ માગિઉ ૫
પૂરવિ તૂ તા નાસી જા, તનિ મારસિ તાહારી મા.
કુઅર ભણિ સ્વામી ! અવધારિ મરવૂ છિ તા એક જ વારિ ૬
તે તુ નહિ રે માહારુ ધ્રમ માબાપનિ છેહ આપૂ કિમ ?
ચગાવતીનિ હાથિ મરેસ પણ સ્વામીનિ જમાડેસ ૭
×જો નિ બ્રહ્મ મનિ કરી વિચાર મુઆ પૂઠિ દેહી થાસિ છાર
મસ્તગ પાગી ખડિઉ ધરી કુઅર પધાયુ વેગિ કરી. ૮
×કુંઅર આવતુ દીઠુ તાત મન માહ વિમાસિ માત.
×તારિ કુઅર બોલૂ ચેલૈઉ માતા ! તાત ! તમિ કારુઉ ? ૯
કુઅર ભણિ સુણુ માહારી માઇ ચગાવતી ! તૂ વાર મ લાઇ
માત ! વધ કરુ અમતણુ. વલીવલી હ કહ છ ઘણૂ. ૧૦

### કડવૂ ૪

#### રાગ સોરઠી

ભણગણ્ પુત્ર ચેનૈઆ રે આવુ તપસી કેડ
ખધ્યા જતીનિ પીડિ ઘણેરી કા મરુ છુ જેડ* ?

* જેડિ ૬ક જુઓ પાદટીપ, પૃષ્ઠ ૬૩

×કુંઅર કાલા રે તૂં કાતી કિમ સહેસ? અંચલી ૧

જે મર મુગટ ધરાવતી રે તે સર કિમ વધેસ?
હસ્ત માહારા કિમ ચાલસિ પુત્ર! બાલકવાહિ વેમિ? કુંઅર૦ ૧
દીપ પાખિ જિમ દેવલ સૂનૂ રે, પુત્ર વિના સસાર,
મેલૈઆ પાખિ સગાલ સાહ સૂનુ ચગાવતીનુ ભરથાર કુંઅર૦ ૩
×પોલી પ્રીસતી પાતલી રે ઉપિરિ ઘૃત નિ ગોલ
×કૂખિઇ કૂલિઇ પોખતી તે કનક કેરિ કચોલિ કુંઅર૦ ૪
×દૂ મન માહ એમ જાણતી રે, પોઢુ થામિ પુત્ર,
×ગરડપણુ માહારૂ પાલસિ, કુંઅર રાખસિ ઘરસૂત્ર કુંઅર૦ ૫
×ઢોલ તલાઇઇ પુઢતુ રે તા ખૂચતૂ પડસૂત્ર
×આજુ તૂ ધરણી ઢલસિ, માહારા લાડકાયા પુત્ર! કુંઅર૦ ૬
[12]કાલાવાલા કા કરુ છુ રે? રાખજ્યો તા ઘરમૂત્ર
આરોગ શિહિજો માતપિતા! તમિ ઇણી પિર બોલુ પુત્ર કુંઅર૦ ૭
મદિર માહ લેઈ ગયા રે, જતીનિ કહી છિ વાત.
[13]ચગાવતી માત કા રુઇ? કા રુઇ મગાલ માહ તાત? કુંઅર૦ ૮

કડવૂ ૫

ચૂપઇ ૧૪

સનમુખ થઈ નિ આલૂ સીસ ચેલેઇ સમરી જુગદીસ
માઇ કુવર તે ખોલિ લીધ બિહુ કરિ તા કાતી કીધ [15] ૧
×લેઈ ખાડૂ તે આલ્યૂં હાથ, કિમ કરૂ કુઅરનિ ઘાત?
×માત ભણી મિ કૂખિ ધરુ તે કુઅરનિ ઘાત કિમ કરૂ? ૨
સાત વરસનુ ભણતુ સત્ર માઇ બાપ કિમ વધિ તે પુત્ર? [16]
×માત! તાત! તમિ કા રુઉ? વેગિ વધ અમાહારુ હઉ ૩
×ઊભા રહી ધા મેહેલુ ઘણુ મસ્તગ ત્રૂટ્યૂં 'હરિ!' સહુ ભણૂં
×સીકિ વીંટી નિ મેહેલિઉ બાકી સવ તે તા ગધિઉં ૪

× પૃ ૧૨૬ ૧૨૭ની આ નિશાની વાળી પક્તિઓ ૬ કમા નથી. આ સિવાયના સ્થળોએ વધારા અથવા પાઠભેદ જણાય છે. જુઓ પૃ ૧૩૦

લેઈ સન્યાસી આગલિ ધરિ, તુહિ સ્વામી આહાર નવિ કરિ
×બિસારો નિ પ્રીસૂ હાથ આપણુ બિહુ જમીસિ સાથિ ૫
×સ્નાન કરી દેવલ જાએસિ તુ હ સ્વામી ! આહાર કરેસિ
×એટલિ સીકૂ પડિઊ દ્રઢિ સીંકિસૂ છિ સગાલ સાહ સેઠ ? ૬
સગાલ માહ બોલ્યા તતખેવ કુવરતણૂ મસ્તગ છિ દેવ !
હૂ ભૂકુ ને કિમ કરૂ આહાર ' સીંકિ મસ્તગ મેહેલૂ માર ૭
જતી ભણિ તમિ એમ જ કરુ મસ્તગ લેઈ ઊખલિ ધરુ
બિહુ જણ ખાડુ ખાડણા આસુ પડમિ જો તમતણા,
તુ હૂ તમનિ તા સાપેસ, ભૂખુ ઊઠી નિ જાએસ ૮

કડવૂ ૬

૧૭પરથમ માતા બોલી રે ખડગ તે હાથડા કિમ વહિ રે ?
હૂ તુ દોહલિ દેવલ જાતી રે પામી પુત ચેલૈઉ રે
સોના કેરૂ પાલણૂ રે કુઅર પતુતુ પુઢતુ રે
પુઢતા તૂ લેતુ આઢૂ રે હાલરૂં ગાતી હૂ તનિ રે
કાનિ કુડક સોભતા રે, પછેડુ પુત્ર ! ઓઢણિ રે,
માથિ પાગી ખડિઉ હાથ માહ રે, કુઅર નીસાલિ જતૂ રે
જાતા માગતુ સુખડી રે ગૂઝલ હ ભરી આપતી રે
દ્રાખ અનિ ચાલુરડી રે આપતી મારા દેવનિ રે
દૂધ માહ પુહા પલાળતી રે ખાડ તે ભાવ સૂ ભેલતી રે
ભણુગણુ પુત્ર પ્રેમ સૂ રે ચૌદ વિદ્યા તનિ આવડી રે
આખડી તાહારી નિર્મલી રે દત જાણી દાડમકલી રે
કાટુ ભાજતુ નિ કિહિતુ 'આય રે !' કાતી તે તન કિમ મહી રે !
ચૂગી લેતી તે હૂ તહી રે દેહી દૂખાતી મારા દેવની રે
સીસ ખડીઇ નિ આસૂ છડીઇ રે તુ જતીજી જમિ નહિ રે
કુઅર કાલુ સ્વામીનિ રે વ્હાલુ ચેલૈઉ તૂ ઘણૂ રે
મૂનિ હૂતી મોગી આસ રે, જાણૂ 'તૂ પુત્ર પરણાવસ રે
હવિ થઈ છૂ નિરાસ રે કાય સુખ નવિ પામિઊ રે.
તાત ભણિ ભૂપાલઉ રે આરોગવા તેડતી ચગાવતી રે ૧૮

કડવૂ ૭

રાગ રામગરી.

૧૯ સ્હાઈ સીકિતુ સોસ ખંડું, મલીદુ કરી નિ રંધૂં;
તુહિ સ્વામીઇ આહાર નવિ કીધુ રે.
બોલિ છિ સગાલસાહ, હવિ તમિ વાર મ લાઉ.
ખધ્યા તમાહારી દેહીનિ પીડિ તુ હવિ વિહિલા થાઉ.
વલતા બોલ્યા અતિત તાં, કાં કરુ કીધાકીધ !*
હવિ તુ તમ વાંઝિઆનૂં ની જમૂં હૂં સિદ્ધ.+૨૦
બોલિ છિ ચંગાવતી, સાંભલિ તૂં મોટા જતી.
તમનિ કહૂં ઉત્તમ મતિ.
સાંભલુ નિ સાવધાન થઈ; કહ્યું તમિ કરુ કાન.
માહારી નિ કૂખી વિશે છિ નઊં ઊધાન.
જોરે તમિ ન પતીજુ. તોરે તમિ કાં ખીજુ ?
માહારી કૂખિ છિ કુંઅર બીજુ.
૨૦-ક તાહારિ સતી ઊઠી, સોધી કર માંહ કટારી લીધી
મન માંહ નવિ તે બીધી. કાયિ સાધવીનિ ન સુદ્ધિ.
પ્રાહાર કરવા થઈ એકમન. આવી હાય સ્હાઈ જનારદન.
૨૦-ખ અતિત તૂં તુ ભૂખ્યુ રહુ. માહારુ જંવારુ ઇલિ ગઉ!
માગિ માગિ, હૂં છૂં પરસન, બોલાવિ ચેલૈઉ તન.
બાઈ બોલાવત કુંઅર આવ્યુ; માઇ મોતીડઇ વધાવ્યુ.૨૧
માહારિ હૂતૂં પોતિ પૂન, તુ પામી ચેલૈઉ તન.
અબલા ! તમિ હો કંતી નગર સહૂ ઉદ્ધરૂં પ્રજા સહિતુ રે.
હરિચંદ નિ હો રુકમાંગદનિ સેડ સગાલસાહ નમિ તુ રે.
ત્રહુનિ અંતરિખ આપૂં વાસ એમ બોલિયા શ્રીઅવિનાશ.
દીસાવાલ કુલિ અવતરુ; વીરક્ષેત્ર માંહ વાસ;
વીકાતુ સુત વીનવિ નાકર હરિનુ દાસ.

---

* કાધાકુધ—ક. કાધાપીધ—૬ક + સીત–૬–ક.

## ૬—ક ના વધારા અને કેટલાક પાઠભેદ.

૧ ભૂમિ × × દેજો દહન. ૨૪

× × ×

વલી બોલ સૂર્યનો તન મયા કરું મઝનિ, ભગવંન ! ૨૫
તિલક તો લઉ વિપ્રનિ હાથિ; માનિ હાથિ ભોજન હાથિ.
તૂં તૂઠો મુઝનિ ભગવાન પુત્રપાણિ માગૂં પિંડદાન. ૨૬
વાલી વલી બોલિ ક્ષત્રી કરણ: મયા કરુ મૂઝનિ, ત્રીકમ !
પાત્ર જોઈ દેવાર્યો દાન. તાહરિ ચરણે મારૂં ધ્યાન. ૨૭

૧–ક સકુલનિ ઘરિ દેયો જન્મ. [સુકલ કલ હુઅિ જનંમ–૬]

૨ પરનદા હૂં ના'વે યોગ સ્વદારા શૂં મઝ સંયોગ
પરદારાવેલા હું નપુસક વલી વલી મઝ કરજો કપ ૨૯
પીઆરૂં દ્રવ્ય દેખાડિ જાણિ તેણી વિલા ચક્ષુ કરજ્યો હાણિ.

૩ ત્રાહિ ત્રાહિ રે જગદાધાર ! આગલિ ઉભા દેવ મોરાર.
પૂછિ હરિ, કાં ક્ષત્રી કરર્ણ ? કારણ કુહુ રિ. ભણિ ત્રીકમ. ૩૨
સ્વામી અન્નદાન તાં ન દીધ ફોકટ ફિરો તે તાં કીધ.
હેમદાન દીધૂં અતિ ઘણું; દીઠયૂં સર્વ તે સોના તણૂં. ૩૩
અન્નદાન સમું નહીં સાર. ક્ષુધા મઝનિ પીડિ અપાર.
અન્ન વિના તાં ત્રપતિ ન હોય,...વિના તાં મુગતિ ન હોય. ૩૪

૩–ક અન્ન વિના તાં દિન વામીઇ.

૪ સવાભાર દેતો સોવર્ણ તે વિખાણો ક્ષત્રી કર્ણ. ૪૦

૫ રાગ આસાઉરી ૫–ક પુત્ર કલત્ર ને સાહ સગાલ ધ્યાનમાંન
ના મેહલિ આગલિ

૬ મ ઊઘડસુ મેખોનમેખ આજ એહનૂં સત દેખેશ.
મેઘ ન ઉઘડિ કો એક લગાર. સંન્યાસી કો નાવિ બાર.

૭ રાનવગડમાહિ ૮ ઇમ બોલિ સાહાસિક સતવંત

૯ સ્વામી જીવતવ્ય દાન દીજઅિ. મદિર આવુ. ભગતિ કીજઅિ.
વલતા એણી પરિ બોલ્યા ઈસ. "એહમાંહિ કુહુનિ ચઢસિ રીસ, ૧૩

અંત ચલશુ એક લગાર, મૃગ, આણુશુ ઓ ભરથાર,
તુ તાં તહ્મનિ આપેશ; ભૂખ્યુ, ઉઠિનિ જાએસ." ૧૪
સ્વામી ! તહ્મનિ લેશ સીસ. ચરણકમલ પખાલી પીસ.
મસ્તકિ લીધો તે યતી. વરસિ મેઘ, ન રહિ રતી. ૧૫
ઉપરિ પિરુ તણા ઓધરાલા. અંત ન ચાલ એક લગાર.
જે જે ટીપૂં તા ભુંઅિ પડિ, તે લેઈ મુખ માહિ ધરિ. ૧૬
... ... ... ... ... મઝનિ લાગિ સાકર દ્રાખ.
અંતરિ રહ્યા જોઅિ મૂનિઃ ભાવ નહી તાં બેહૂનિ બ્યંન. ૧૭
૯-૬ ભાવ ધરી કીધ અન્નપાન. સ્વામી ! ઊઠુ યઉ મધ્યાન.
૧૦ "મઝનિ મુખ તે માંડી ભખિ. સીહિ આણો? બિઠો' તુ સુખિ"
આણ્યૂં અખાધિ અજા તણૂં. મન ન માનિ જતી તણૂં.
" વલી વલી મ કહિશુ ઘણૂં માંસ ભખૂં તે માણુસ તણૂં. ૨૧
પરિપરિ સોધિ સાહ સગાલ. આપિ ગરથ નિ પૂછિ બાલ. ૨૨ ક
૧૧ "સતિ; સતિ, સ્વામી ! અવિધારિ" ઇમ ભણિ ચગાઇ નારિ. ૨૩
તે તાં માહારિ પોતિ છિ; શૂ જોઈઅિ સ્વામી પછિ?

× આ નિશાનવાળી પૃ. ૧૨૬-૭ પરની પંક્તિઓ પ્રત ૬-ક માં નથી. આ સિવાયનાં સ્થળોએ પાઠભેદ અથવા વધારા ૬-કમાં જણાય છે.

૧૨ કાલાવાલા છડિ કુટુંબના રાખજે તાં ઘરસૂત્ર.
આરોગિ હસિ માયબાપ તુ ઘણાંઅિ જણશુ પુત્ર.
૧૩ સતી તાં ચંગાઈ રોઅિ ઉલવડિ રહી.
હરિ અહ્મો જાણ્યૂં ઉરણુ થાયા રિ ત્રણુ રણુસંસાર.
વાઝીયાબાર તે ઉઘડ્યૂં, જે હૈયડિ હરખ અપાર.
૧૪ રાગ અસાઊરી
૧૫ કાઢી કટારી જાહાર કીધ.
૧૬ માય બાપ થઈ વધીઉ પુત્ર
પુત્ર વધતાં ન લાગી વાર તતખણ રાંધ્યુ તેણી વાર.

૧૭ રાગ દેશાગ

ગિરુઆ ન ગણપતિ લાગૂં પાય રિ
સરસ્વતી વીનવૂં એ.
તમનિ પસાએ ગાઈયિ પુત્રનાં ખાંડણાં એ.
માડીનુ રે માડણ માહારુ ચેલૈઉ રિ.

૧૮ કુંઅર ! તાહારી નાસિકા દાંતડા દાડમકલી
માહારા પુત્રના રે
અંત પાખિ ચુટીઉ હૂં દેતી દેહ તાં દૂખાતી
માહારા દેવની રે
કુઅર કાતી કિમ સિવાઈ આવડી રે પૂછિ છિતાં માવડી
માહારા ચેલૈઆ ભાઈ
સાહાસિક પુત્રનૂં સીસ જ પાડતાં હે હે હૈયા પાપી
ફાટિ નહી રે
ભણિ જનૂની માડીના રે માડણ પિહિરતુ રુડાં આડણુ
માહારા ચેલઆ ભાઈ
ભણિ જનૂની કુંઅર કાલા વિશ્વના રે વાહલા
માહરા ચેલઇઆ ભાઈ

૧૯ સાહસિકનૂં સીસ ખાંડયુ; પલ લીધૂં આગલિ માંડયૂં.
લેઈ તિ આગલિ ધરૂં હવિ સ્વામી ! આહાર કરુ
વલી કાંઈ વિતૂઉ ધરુ

૨૦ સાંભલુ વાણી મારી બોલૂં છૂં પુરાણ જાણીઃ
નથી ગ્રાહ્ય વાંઝીઆના ઘરનૂં પીવા પાણી.
ઇમ તિ અતિથ બોલિ વાઝીઉ તુ
ઇમ તિ બોલિ છિ જતી સાંભલો નિ તહ્મો સતી
અતીથ ધરમ દોહિલ ચંગાવતી.
ઇમ બોલિ સંન્યાસી કામ તાં કીજિ વિમાસી
જાઉ. જમુ. કુણિ રાખ્યા ઉપવાસી ?
એ તાં તુહિ માહારુ ધરમ વાઝિયાને ઘર જમૂં કિમ ?

વેગે વાર મ લાઉ દેહનિ લેઈ જાઉ.
એમ બોલિ સતી સાંભલુ નિ માહા જતી
એહ જલુ એકમતી ચગા રે વતી
સ્વામી કરુ મધ્યાન. કહ્યું માહારૂં કરુ કાન
૨૦-ક સતીયિ ઊહીનિ સોધી કરિ તાં કટારી લીધી
સાધવી તાં એહવી સુધી
મનિ નવિ તે બીહીની પ્રાહાર તાં કરિ તંનિ.
અબલા અહી એકિમંન્ય આવી હાથ સાહુ ભગવંન.
૨૦-ખ. ઙ-ક માં નથી
૨૧ બોલાવતા પુત્ર આવુ માતાયિ મોતીયિ વધાવુ
અરથ ગરથ સરવ લુસવ્યુ.
એકમના ઊધર્યાં કાંતી રે સહિત ગજારિ સહૂ જિત
હરિશ્ચંદ રૂખમાગદ સગાલ મત
પોતિરિ આપણું પૂન્ય પામ્યાં રે ચેલઈઉ તંન
અબલા તૂ એકિ મંનિ
ઉધરિય તા ગુહનિ અંતરિવાસ
એહવૂં તાં અવિનાસ

રાગ મેઘ

માગિ માગિ વર આપું બોલ્યા વૈકુંઠનાથ.
શ્રેષ્ઠ સગાલનિ વાસીઉ નગર કાંતી સહિત.
જિહવાં મંદિર માલીયાં હતાં કાંતી માંહિ,
એહવાં અંતરિ વાસીયાં અંતરજામી તાંહિ.
શ્રેષ્ટ સગાલ નિ ચગાવતી ત્રીજુ ચેલઈઉ તન.
પુષ્પવૃષ્ટિ સુરનર કરિ અંતર આવ્યુ તેહ નિગમ.
એકમના જે ગાયસિ તેહનિ ગંગાનૂં સનાન
સંસાર સાગર તારિ ભાજિ ભવદુઃખ શ્રી ભગવાંન.
એકમના જે સાંભલિ નર નિ વલી નારિ.
પુત્ર વિયોગ ન પામિ પામિ ઘુત્ર નિ પરવાર.
દીસાવાલ કુલિ ઉપનો વીરખેત્ર માહિ વાસ
પીકાનુ સૂ. વી વિ નાકર હરિનુ દાસ.

૭

નાકરકૃત

# સગાળપુરી ૨.

### કડવાં ૧-૨.

ઉમયાસુતને કરૂ પ્રણામ. કૃપા કરો તમે મુજને, સ્વામ !
બ્રહ્માની પુત્રી સરસ્વતી મતિ આપો, ટાળો દુર્મતિ. ૧
દુર્મતિ ટળતાં વેળા વળે; પુણ્ય વાધે, પાતક પરજળે.
બ્રાહ્મણ ચરણ તણે પરતાપ, બ્રાહ્મણ પૂજ્યે, જાયે પાપ. ૨

સૂર્યનો પુત્ર હવો જે કર્ણ, સવા ભાર આપતો સુવર્ણ.
પોહોર કાહાડ્યો નામે જેનાય, અતુલ હવો એનો મહિમાય. ૩
અઢાર ક્ષોણી દળ પડયૂં ઠામ, રાજા કર્ણ હળ્યા સંગ્રામ.
બાણ સજ્જાએ પોઢયા કરણ, છળવા આવ્યા અશરણશરણ ૪
બ્રાહ્મણનો તાંહાં વેસજ ધરી, આશીર્વાદ દીધ શ્રીહરિ.
કર્ણે વિપ્રને કર્યો પ્રણામ, સ્વામી પધાર્યા તે કોણ કામ ? ૫
સોમવંશી ! સાંભળ કહૃ આજ વિસ્તારીને માહારૂં કાજ.
બ્રાહ્મણકુળ માહારો અવતાર; પરણતાં બેસે દ્રવ્ય અપાર. ૬
હેમ રૂપૂં બેસે અતિઘણૂં, તાહારૂં નામ દાનેશ્વરીતણૂં;
હૃં આવ્યૂં છૂં તુજને, જેહ સુજને રાજા ! આપો તેહ. ૭
વળતા વાણી બોલ્યો કરણઃ સાંભળિયે, ઋષિ અશરણશરણ !
હસ્તિનાપુર શે નાખ્યા સહી ? એહેવી વાણી કર્ણે કહી. ૮
વળતા વાણી બોલ્યા હરિઃ જો નાપે, રહે નકારો કરી.
તવ કર્ણે મૂકયો નિઃશ્વાસ, એ બ્રાહ્મણ આવ્યો કરી આશ. ૯
માહારી પાસ કાંઇએ નવ મળે, શું આપૂં ! એમ કહી ટળવળે;
છે દાંતમાં સુવર્ણની રેખ, આપૂં બ્રાહ્મણને કરી વિવેક. ૧૦
જાણૂં એ સુખથા કાઢિયે, પાહાણ વિના શાણે પાડિયે ?
પછે દૂર દીઠો એક પાહાણ, વિપ્ર સંઘાતે બોલ્યો વાણ. ૧૧

અરે સ્વામી ! મે નવ ઊહાય, કાજ તમારૂ કહ્ય પેર થાય ?
પાહાણુ તમે આપો મુજ હાય, સુવર્ણદાન દેઊં તમને,નાથ ! ૧૨
કેહે બ્રાહ્મણ જો દીજે તુને, અઘોર પાપ બેસે તો મુને
જે જાચે ટકા લખ કોડ મુને કામ દેતા બેમે ખોડ ૧૩
કરણુ મન વિચારે ત્યાય દોષ બેસે તે શે છૂટાય ?
અડવડતો તાહા ઊઠયો કરણુ, હરિ હરિ ! શે નવ આવ્યૂ મરણ ? ૧૪
ઊઠાયૂ નહિ કારજ નવ સિદ્ધ પણછે પાહાણુ ખેચીને લીધ,
લેઈ પાહાણુ ને પાડયા દંત દાન લ્યો તમે, શ્રીભગવંત ! ૧૫
આપ્યૂ હેમ કર વિપ્ર જ તણે, તોય સ્વામિ સ્વસ્તિ નવ ભણે
રાય કર્ણ કેહે પૂછુ અમો, સ્વસ્તિ શે નથી ભણતા તમો ? ૧૬
ઉચ્છિષ્ટ હેમ છે તુજ મુખતણૂં તો સ્વસ્તિ હૂ કહ્ય પેર ભણૂં ?
સ્વામી ! કમડળ છે તમ હાથ જળે પખાળી લો તમે,નાથ ! ૧૭
વાવરશો બ્રાહ્મણનૂ નીર તો કયમ પામશો પેલે તીર ?
સદ્ય બાણુ તવ સાંધ્યૂ વીર તતક્ષણ આવ્યૂ ગંગા નીર ૧૮
તાહા હતા જે સીમના ગામ બાણગંગા તેણે પાડયૂં નામ.
તે જળે પખાળી આપ્યૂ દાન પ્રસન્ન થયા શ્રી ભગવાન ૧૯
માગ, કર્ણ તુજને જે કોડ તુજને તુઠયા શ્રીરણછોડ
કુંઆરી પૃથ્વી જે જાગ પ્રભુ ! તાહા કર્ણને દેજો દાગ ૨૦
એ સુણી હરિને આવી દયા કર્ણના પ્રાણ દેવલોકે ગયા
પછી તેની કાયા ઊદ્ધરી સ્કંધ ચહાવી ચાલ્યા હરિ ૨૧
જાહા હતૂં કાલિંદી તીર, તાંહાં મૂકયૂ કર્ણનું શરીર
ભીમ ભણે સુણો અશરણશરણ ? આહા સહસ્ર મળ્યા છે કરણ ૨૨
ન્હાના મોટાનો પાર ન લહૂ, અવર પુરુષ કેટલા હૂ કહૂં ?
તાહાથી ચાલ્યા કર્ણને અર્થે મકળ કર્યાં મોટેરા તીર્થે ૨૩
ફરી ફરી હરિ થાકયા સહી રેવાતીરે આવ્યા વહી
રેવાતટ કરણાલી ગામ તનમાન ભૂમિ જડિયે ઠામ ૨૪
કર પગ શમને દીધો દાગ કર્ણરાયના મોટા ભાગ !
દેઈ દેન ગયા જદુરાય સ્વર્ગમા કર્ણની શી ગતિ થાય ? ૨૫

સ્વર્ગમા કરણ ભૂખ્યા થયા. જઈ પ્રભુને ચરણે રહ્યા
સ્વામી! માહારૂં ટાળો દુ ખ, ભાગો તમે અમારી ભૂખ ૨૬
વચન સુણીને કૃષ્ણજી વદે ભક્ત માગ! ધરિયે રુદે
બ્રાહ્મણને આપ્યૂ હોય અન્ન, તો તે ઇહા કરો ભોજન ૨૭
વળતા વાણી બોલ્યા કરણ સાંભળિયે પ્રભુ અશરણશરણ!
અન્નદાન નવ દીધૂ અમો ભાર અમારો રાખો તમો ૨૮
દાન જ મે આપ્યુ સુવરણ જાંહા લગી અમો પામ્યા મરણ.
તેહ તમે જાણો, પ્રભુ નાથ! ભાગે ભૂખ તે કોહો ને વાત ૨૯
વળતા વાણી બોલ્યા હરિ જાણી ભક્ત દયા મન ધરી
પ્રેમ ધરીને વધા વચન વાચા પુણ્ય કાઇ છે, રાજન? ૩૦
કર્ણ કહેઃ હોવે, જદુરાય! એક બ્રાહ્મણ આવ્યો જાચવા ય
મુજને એમ પૂછ્યૂં, ભગવાન અહિંયા કોય કરે અન્નદાન? ૩૧
મેં આગળી દેખાડી તે વાર, યજ્ઞ કરે, આહા ધર્મ કુમાર,
રાય યુધિષ્ઠિર જેહનૂ નામ દાન લેતા જાઓ તેને ઠામ ૩૨
વાચાપુણ્ય કર્યૂં એટલૂં. કેહે કૃષ્ણજી કર્યૂ તે ભલૂ
એ આગળી ધરો મુખ માહ્ય એણી પેર બોલ્યા શ્રીજદુરાય. ૩૩
ધરી આગળી મુખ મોઝાર, અમ્રતના આવ્યા ઓડકાર
કર્ણ પ્રભુને ચરણે નમ્યા સ્વામી! અમો પચામૃત જમ્યા. ૩૪
માહારો વાક અનુગ્રહ કરો માહારે તમારો છે આશરો
અન્નદાનનૂ પુણ્ય અપાર, મુજને આપો ફરી અવતાર ૩૫
કૃષ્ણજી કેહે સાંભળિયે ભક્ત! લક્ષ ચોરાશી ફરો વિગત્ય
એટલા ખાતે ફેરા ફરો, તો એક વાર મનુષ્ય અવતરો ૩૬

કડવૂ ૩

વૈશપાયન એણી પેરે બોલ્યા સાંભળ, પરિક્ષિતતન!
કરણ કહે અવતાર જ આપો મુજને જગજીવન! ૧
ભક્તવછલ તમો કાહાવો છો, સાધુ જન પ્રતિપાળ
અભિલાખ માહારા મનતણો તમો પુરો, દીનદયાળ! ૨

તમો માહારી આશા પૂરો પ્રભુ ! દીન તમારો જાણી.
બેહુ કર જોડી કરગરી તાંહાં કર્ણે કહી મુખ વાણી. ૩
દીન જાણીને દયા આણી હરિ બોલ્યા એમ વચનઃ
લક્ષ ચોરાશી ફર્યા વિના તો કાંહાંથી માનવ જન ? ૪
કર્ણે તાહારે મન વિચાર્યું, શો હું કરૂં ઉપાય ?
લક્ષ ચોરાશી અવતાર કિયા ? મુને બતાવો જદુરાય ! ૫
તાહારે હરિએ પટ મગાવીને લખિયા સહુ અવતાર.
કર્ણ જોઇને વિસ્મય પામ્યો; મનમાં કર્યો વિચાર. ૬
આવડા અવતાર હું કાંહાં ભોગવું ? બહુ જુગ વહી જાય.
તે પટ ઉપર ફરી વળ્યો; પછે કીધી પ્રદક્ષિણા ય. ૭
જઈ પ્રભુને ચરણે નમિયો મૂકી મનનો ગર્વ.
સ્વામી ! મેં અવતાર ભોગવ્યા માની લેજો સર્વ. ૮
કેહે ભગવાનઃ એમ કેમ ચાલે ? ફરી ફરી વળ્યો તું પટ,
ભોગવ્યા વિના છૂટકો કેઇ પેરે ? દીસે છે તું નટ. ૯
સ્વામી ! હું કિંકર તમારો, પૂરો મનની આશ.
એટલું મુજને માગ્યું આપો જાણી પોતાનો દાસ. ૧૦
દીન જાણીને દયા આણી દિલ બોલ્યા શ્રીજદુરાજ;
ભકત ગણી માહારો સહી હું કરૂં તાહારૂં કાજ. ૧૧
અન્નદાન તું કરીશ કેટલું ? બોલ્યા જગજીવન.
પરીક્ષા જોવા અમે આવીશું કેહેવું કરો છો પુણ્ય. ૧૨
હોવે સ્વામી ! વેહેલા પધારજો. માગું, દેવ મુરારિ !
શુભ ઠામે મુજને અવતારો, ઇચ્છા પૂરો માહારી ૧૩

મુકિતક્ષેત્ર જોયૂં શ્રીપ્રભુએ. વસે શેઠ બંગાળ.
તેહના ઘરમાં અવતાર આપ્યો કર્ણને દેવ દયાળ. ૧૪
બંગાળશાને પુત્ર મળે નહિ, કર્ણ અવતર્યા સગાળ,
રમે જમે આનંદ કરે તે; ભણી ઊતરા નિશાળ. ૧૫

એમ કરતાં થયા દસ વરસના, પિતાએ વિચાર્યું મન.
પા રૂપિયો તેને પૂંજી આપી તેનું લાવ્યા અન્ન. ૧૬
વેપાર કરવા સંચર્યા ને, જાય વેચવા ઠેરઠેર,
અન્ન શેર બે પડયું રહ્યું તે જાણી પ્રભુએ પેર. ૧૭
તવ વિઠ્ઠલે વિચાર કીધો, આવ્યો માહારો દાવ;
હવે પુણ્ય એ કેહેવું કરે છે ? જોવો એહેનો ભાવ ૧૮
વૃદ્ધ રૂપ વાડવનું ધરીને આવ્યા દીનદયાળ.
આખડતા પડતા તે આવ્યા જાંહાં છે શેઠ સગાળ ૧૯
આવીને આશીર્વાદ દીધો; કહ્યું; શેઠ, ધન ધન,
અન્નદાન મુજને આપો જો જાણતા હો પુણ્ય. ૨૦
વચન એહેવૂં માભળીને જ્ઞાન મનમાં વ્યાપ્યૂં.
અન્ન બશેર રહ્યા હુતા તે વિપ્રને વેગે આપ્યૂં. ૨૧
બીજે દિવસે શું થયું તાંહાં તેનો કહું પ્રકાર.
વેચતાં સાંજ પડી તે વારે અન્ન રહ્યું શેર ચાર. ૨૨
રળિયાત થાતા મારગ જાતાં કરતા મન વિચાર
એટલે બ્રાહ્મણ બે થઇને આવ્યા જગદાધાર.
આવી બોલ્યા મુખથી, અમારે કરવૂં છે ભોજન,
સગાળ પેલું રહ્યા હુતા તે આપ્યું ચાર શેર અન્ન. ૨૪
ત્રીજે દહાડે તેવી રીત થઇ, એમ વીત્યા દિન સાત
દિન દિન બમણૂં રળે; થઈ બમણા વિપ્ર ઓડે હાથ. ૨૫
સાતે દિવસ વિપ્રને આપ્યું; પોતે રાખ્યું ન અન્ન.
પરીક્ષા જોઈ પ્રસન્ન થયા પછે પોતે જગજીવન. ૨૬
ધન ધન રે તને, સગાળશા ! તેં દાન કર્યું અપાર.
એમ કહી અમીદૃષ્ટિ ફેરવી અન્નના ભર્યા કોઠાર. ૨૭
સગાળશાને પ્રસન્ન થયા એમ પોતે જગદાધાર.
પછે સગાળે હાટ માંડયૂં ને પરણ્યા ચંગાવતી નાર. ૨૮

તેને એક તાંહાં પુત્ર આવ્યો કેલૈયો રૂપરતન.
નિશાળે ભણવાને મેલ્યો સગાળશાએ તન. ૨૯

રમે જમે આનંદ કરે શેઠ પુત્ર કેલૈયો નાર.
પુણ્યવંત સહુ અવતર્યાં; તે તેજ સમાં દાતાર. ૩૦

તીર્થદાન ને ધર્મધ્યાન તે કરે દિવસ ને રાત
દયા રાખે દિલમાં સંપૂરણ ભજે વૈકુંઠનાથ. ૩૧

એક અભ્યાગતને જમાડી પછે કરે તે આહાર.
અતિતને સંતોષી કરીને ભોજન કરે નરનાર. ૩૨

હાટે આપે વળી ઘેર જમાડે, વાધ્યૂં પુણ્ય અપાર.
ઈંદ્રાસન રહ્યું ડગમગીને ભય પામ્યો ઇંદ્ર તે વાર. ૩૩

ચાલીને ઇંદ્ર આવિયો જોહાં બેઠા જગન્નાધાર.
કર જોડી કરગરીને પૂછેઃ કરવો કવણ પ્રકાર ? ૩૪

દાતાર અન્નનો અવતર્યો કોઇ; દાન આપે તે અત્યં.
કૃપા કરીને દુઃખ નિવારો, વિધવિધ પડી વિપત્ય. ૩૫

વચન સુણીને વદે વિઠ્ઠલજીઃ એહેવો કરો વિસ્તાર.
બારે મેઘને આગના આપો, ભિક્ષુક નાવે દ્વાર. ૩૬

વચન સુણીને ઇંદ્ર વળિયો, આવ્યો નિજ આશ્રમ.
મૃત્યુલોકમાં મેઘ મોકલ્યા સગાળ દુઃખ પામે ત્યમ. ૩૭

પૂર પાણી વહે અતિ ઘણાં તાંહાં, વ્યાપિયો અંધકાર.
નિશા મધ્ય થઈ. કાંઇ ન સૂઝે વૃષ્ટિ થાય ચોધાર ૩૮

અતિત કો આવી ન શકે, થઈ સગાળને લાંઘણ સાત,
તાહારે કામિની કહે કંથનેઃ સ્વામી ! સાંભળો વાત. ૩૯

## ઊથલો

વાત સાંભળો, સ્વામી માહારા ! અતિતને લાવો તમે.
ભૂખ ભાગે આપણી રે કર જોડી કહું છૂં અમે. ૪૦

કડવૂં ૮

સગાળ કહે. સુણ નાર, વચન લાવૂ અતિત, તો જમિયે અન્ન
સગાળશા તાહા ચાલ્યા જાય વેગે આવ્યા ચૉટા માહ્ય. ૧
પ્રથમ જોયૂ બકાલ બજાર, નાણાવટી નવ આવે પાર,
સુખડિયા તમોળી જાહા ય, ચિત્ત ધરીને જોયૂ તાહા ય. ૨
જોયા દેરા, જોયા ઘાટ, દેહરા હુતા જાહા ત્રણ સે સાટ
સગાળશાએ ચિંતા કરી અતિત રૂપ ધર્યૂ નરહરિ. ૩
આવી બેઠા દેહેરા માહ્ય ગળત કોઢ આગળ રહ્યું ન જાય
નાક ચુએ ને આખો ગળે, પગ પાટા, સભ્યા નવ મળે ૪
અતિત સાહામૂ જોયૂ નવ જાય, સગાળશા જઈ લાગ્યો પાય
* બેઠો છૂ મારે કષ્ટ, બકાલ ! કા આવ્યો મુજ દ્રષ્ટ ? ૫
સ્વામી ! માહારે એક છે કાજ, હૂ તમને જાચૂ, મહારાજ !
એક અતિત જોઇયે ઘર દ્વાર, તમને ધરડે ઘણૂ માહારી નાર. ૬
વળતા વાણી બોલ્યા જતિ તાહારી નાર એહેવી કાહાની સતી ?
મંમાર સરખી હશે એ નાર એણી પેર બોલ્યા દેવ મોરાર ૭
કહૂ તે આણી આપો સોય, તેડી જાઓ તમ ઘર તો ય.
મે માહારા ચરણે ન ચલાય, સગાળ ! તુજને કહૂ ઉપાય ૮
બેસારે તૂ કડિયા માહ્ય તો મે તાહારે ઘેર અવાય,
કડિયો લાવ્યો તે તો તાહ, સ્વામી બેસાર્યા તે માહ ૯

કડવૂં ૫

લેઈ કડિયો ને શેઠ જાય ઉપર મેઘતણી વૃષ્ટિ થાય.
રગત માથેથી ઊતરે પાય સગાળ હઇડે હરખ ન માય. ૧
શેઠ વિચારે પોતે ગ્નાન, મુજને થાય છે ગંગાસ્નાન
એમ કરતા ઘેર જ ગયા, કડિયો ઊતારી ઊભા રહ્યા ૨
ધાઈ આવ્યાં ચ઼ગાવતી તતક્ષણ સકલશિરોમણ સતી
પાગ લાગીને પૂજા કીધ, ચરણ પખાળી ચરણોદક લીધ ૩
વસ્ત્ર નવા પેહેરાવ્યા જોય, બેસાર્યા સિંહાસન સોય
સગાળશા કેહે ચ઼ગાવતી ! અતિત છે ઘણૂ ક્ષુધારતી ૪

પાકતણી તમે પેર જ કરો, રુદયામ, અતિ હરખ જ ધરો,
રસોઈ નીપાવો તતકાળ, અતિત ભણે સાંભળો, સગાળ। ૫
અન્ન તો નવ જોઈયે દેહ. માંસ આહાર છે. આપો તેહ.
હા, સ્વામી, તમે કહી જે વસ્ત, તમને આણી આપૂં રત્ન હસ્ત. ૬
ચૌટા માંહ્ય ગયા જેટલે, અજામાંસ દીઠું તેટલે
તતક્ષણ તેના દામ જ દીધ માંસ લેઈ કામ કીધ સિદ્ધ. ૭
જતન કરી લેઈ આવ્યા ઘેર, તે જતિએ તવ જાણી પેર
તે આણ્યૂં રૂગાવતી નાર, મસ્તક ધુણાવ્યૂં દેવ મોરાર. ૮
શીર ધુણાવ્યૂં શે,મહારાજ!આણી જાણ્યૂં ન અમે શકે આજ?
જતિ કહેઃ સાંભળ, રે નાર ! કુંવરનો ગમે છે મુને આહાર ૯
નીકર તમે મુજને ના કહો; અમે જઈશું, તમે સુખે રહો.
જતિજી ! માનજો નિરધાર, કહો તે આપૂં તમને આહાર. ૧૦
કુંવર નિશાળથી આવે જે વાર, તમને કરાવૂ ભોજન સાર.
સ્વામીજી ! બેસો થોડી વાર, તમને કહૂં હૂં વારંવાર. ૧૧

કડવૂં ૬

સ્વામી બીજો વેસ જ ધરી ગયા પંડયા ઘેર આદર કરી
સાન કરીને બોલાવિયો. ભણતો કેલૈયો આવિયો. ૧
તાહારા કાનમાં કહૂં છૂં વાત, તુને મારશે તાહારાં માતતાત.
એહેવૂં સાંભળી આઘા ધસો. સ્વામી ! માહારો વાંક જ કશો? ૨
એક અતિત આવ્યો તુજ ઘેર. તાહારી કાયા માગે પેર.
તે અતિત છે ઘણૂં અપવાસી. તે માટે તૂં જા ને નાસી. ૩
મુઆ ભાગ્યો જે નાસી જાય, પરમારથ પ્રીતિ નવ થાય.
માબાપનૂં વચન પાળે નહિ, તે કુંવરને મુક્તિ ન સહી. ૪
માબાપ બોલાવે ને નાસી જાય, તેહ પુત્ર તો નરક પચાય.
સ્વામી ! તમે કહો છો સહી એહેવૂં રુદે અમો ધારૂં નહિ. ૫
તાંહાંથકો કેલૈયો જાય અધ્યારુને લાગ્યો પાય.
અધ્યારુએ શીખ જ કરી, તાહારી વાહારે ચડજો હરિ ! ૬

દીધો મસ્તક ઉપર પાણ તુજને વત્સ ! હજો કલ્યાણ !
તાંહાંથકો કેલૈયો જાય, માતાપિતાને લાગે પાય. ૭

ઊથલો.

અતિત કાહારે આવિયા ! સાંભળ, માહારી માય !
ભૂખ્યા છે કે આરોગિયા ? મુજને કોહો તે ઊપાય.

કડવૂ ૭

કુંવરનૂ મુખ નિહાળે માવડી, રૂડા કંઠ કપોળ, રૂડી આંખડી
અતિતને તાહારૂં માંસ ગમે છે, કયમ વધ કીજે તાહારો ?
માવતર કમાવતર થાય છે, ધરમ છે માહારો. કુંવરનૂં. ૧
કેલૈયાને કારણે, માહારી માતા, કાં દુઃખ આણો ?
ત્રણ પચાસાં કો નહિ જીવે, આગે એહેવો ઊખાણો. કુંવરનૂં. ૨
ન્હાઈ કરી કેલૈયો ઊભો પછે તાતે વધ કીધો.
અરે હરિ ! તેં એ શૂં કીધૂં ? કરથી ઊચાલી લીધો. કુંવરનૂં. ૩
શીશ શીંકે ચડાવિયૂં, હવે શી ગત્ય કરશૂં ?
અતિતજી જમી જાય તે પછે દેહ તજીને મરશૂં. કુંવરનૂં. ૪
રસોઈ નીપાવીને આવી. ઊઠો, સ્વામી, જમવા ય.
વચન એહેવા સાંભળીને અતિત રીસાવી જાય. કુંવરનૂં. ૫
શૃંગાવતી કેહે સગાળને: શેઠ ! સ્વામીને સ્હાઓ,
હવે શે નથી જમતા, સ્વામી ? વાંકૂં પાડી શે જાઓ ? કુંવરનૂં. ૬
શીશ શીંકે મેલ્યૂં ને મળમૂત્ર લાવ્યાં રાંધી.
તે માટે જમવૂં નહિ. મેં એહ પ્રતિજ્ઞા સાધી. કુંવરનૂં. ૭
સ્વામી ! અમે કાંઇ ન સમજ્યાં. શે તમે નવ કહ્યૂ ધરથી ?
આગળથી જો જાણતી તો જે તમે કોહોત તે કરતી. કુંવરનૂં. ૮

ઊથલો.

આંખ આંજી પિયલ સારી મસ્તકને લાવો તળી
નરનારી ખાંડો ખાંડણાં; રોશો તો જઈશ પાછો વળી ૮

## કડવું ૮

પંચાગ્નતના પાંચ કોળિયા તે નું કરતો આહાર,
પુષ્પશય્યાએ પોઢનો; કયમ ખમશે મુસળમાર રે કેલૈયા ! ૧
તાહારૂં પેટ પોયણપાન સરખું, દાડમવરણા દંત.
પાપણી હું થઇ પેહેલી જે હાથે આણ્યો અંત, રે કેલૈયા ! ૨
નિશાળે ભણી ઊતર્યો તેં એકે ચૂક નથી પાડી.
હઠ થય જે હાથે હણું હું વેરણ તાહારી માડી, રે કેલૈયા ! ૩
નરનારી અમે નીમ કર્યો હતો રૂહું રાખવા સત.
ગોવિંદજીને શું ગમતું હશે! અવધિ પાડો વિપત્ય, રે કેલૈયા ! ૪
*મચ્છરૂપ ધર્યું, માધવજી ! બ્રહ્માનો હરવા ખેદ
શંખાસુર રહેંજે હણ્યો, ને વાળ્યા વિધિના વેદ, રે કેલૈયા ! ૫
કચ્છરૂપ ધરિયું, કેશવજી ! દૈત્યનાં મોડ્યાં માન.
દેવ સરવને અમ્રત પાયાં ભુરકી અસુર ભગવાન, રે કેલૈયા ! ૬
વરાહરૂપ ધર્યું, વિઠ્ઠલજી ! ભક્તની ભીડો ભાગી.
હિરણ્યાક્ષ મારી પૃથ્વી જમાવી, ત્રાહ્મની તાળી વાગી રે કેલૈયા ! ૭
નરસિંહરૂપ ધર્યું નારાયણ ! દૈત્યે કર્યો ઉન્માદ.
સ્તંભ ફોડી તાંહાં પ્રગટ થયા તમે, ઊગાર્યો પ્રહ્લાદ, રે કેલૈયા ! ૮
પાંચમે પ્રભુ ! વામન પ્રગટ્યા. વેદધ્વનિ તાંહાં વ્યાપ્યો,
ત્રણ પગલાં પૃથ્વી માગી બળિ પાતાળે ચાંપ્યો, રે કેલૈયા ! ૯
છઠ્ઠે છબીલા નાથ માહારા ! પ્રગટ્યા પરશુરામ.
નક્ષત્રી અવની કરી કીધું માત પિતાનું કામ. રે કેલૈયા ! ૧૦
સાતમો તમે સામળિયાજી ! ધરિયો રામાવતાર.
ત્ર્યંબક તમે તોડી નાંખી પરણ્યા જાનકી નાર, રે કેલૈયા ! ૧૧
આઠમો અલબેલાજી ! તમે ધરિયો કૃષ્ણાવતાર.
નરનારાયણ થઈ ઊતાર્યો ભૂમંડળનો ભાર. રે કેલૈયા ! ૧૨
નારાયણ ! નવમો નિર્મળ તમે ધરિયો બુદ્ધાવતાર.
બોલાવ્યા તમે બોલતા નથી અખિલ જગત આધાર, રે કેલૈયા ! ૧૩

* કર્ણે કરેલા અવતારવર્ણન સબંધે જુઓ પાદટીપ પૃ. ૭૬.

દામોદર ! દસમે અવતારે નકલંકી તમે ધરશો.
દાનવનૂં નિકંદન કરીને દેવનાં કારજ કરશો, રે કેલૈયા ! ૧૪
સત રાખવા કામ કર્યું છે, જો રાખે જગદીશ.
નરનારી એમ ગાણા ગાઈ ને ખાંડિયે તાહારૂં શીશ, રે કેલૈયા ! ૧૫
મનમા ધાર્યું માનિની, હવે ધ્યાન હરિનૂ ધરશૂં.
આ જોગી જમી જાય તે પછે પ્રાણ તજીને મરશૂં. રે કેલૈયા ! ૧૬
નરનારી એ ગીત ગાય ને સાહામાસાહામી જોય.
જાણી કરી તેં શીશ છેદાવ્યૂં, તુજ સરખો નહિ કોય, રે કેલૈયા ! ૧૭
ન્હાના બાળક ! નિર્મળબુદ્ધિ ! શા શા ગુણ સંભારૂ?
જોગી હવડાં જમી જશે પછે પેટ કટારી મારૂં. રે કેલૈયા ! ૧૮
માહારી આંખના આગળ કાલા કુંવરા કાહારે રમશો?
ઘરમાં આવી માહારે હાથે કુંવર ! કાહારે જમશો, રે કેલૈયા ! ૧૯
અમે તો વચને બંધાયાં તે કોને કેહેવાય ?
રતન દીકરે રણમાં મૂકયાં રંકથી કયમ રેહેવાય, રે કેલૈયા ! ૨૦

દેશીફેર.

નિશાળેથી આવતો જાહારે, દેખી હરખાતી તે વારે ૨૧
એમ બોલ્યાં શૃંગાવતી, શું રીસાવ્યો મુજથી ? ૨૨
કેલૈયા હૂં વાહાલી હુતી, તો કાં તેડી જાતો નથી ? ૨૩

ઉથલો.

રસોઈ નીપજાવી કરી ઊઠયાં તાત ને માઇ.
આવ્યાં સગાળ શૃગાવતી અતિત પાસે ધાઈ. ૨૪

કડવું ૯

અતિતજીને વીનવૂં, સાંભળો, માહારા વીર !
ઊઠીને ભોજન કરો, નવ ધરૂં નયણે નીર. ૧
વળતા હરિ એમ બોલિયા ઊતાવળા થઈ અત્ય;
બાઈ ! પુત્ર છે કેટલા ? કેહે તે મુજને સત્ય. ૨

સ્વામી ! કેલૈયો માહરે પુત્ર એકનો એક.
વળી તમારી દયાયકી થાશે પુત્ર અનેક. ૩
વચન એહેવાં સાંભળી અતિત ઊઠી પલાય.
સગાળશા શૃંગાવતી જઈ બાંહ્ય બાંહ્ય સ્હાય. ૪
કાઢી માહારો વાંક કંઈ જાન્જે, માહરા વીર !
સાધવી બોળા પાથરે; ન ધરે નયણે નીર. ૫
પુત્ર હતો તે તો હણ્યો; જમતા નથી મુજ નાથ:
કારજ એકે નવ સર્યું, પૃથ્વી પડયા બે હાથ. ૬
વળતા અતિત ઓચર્યાઃ પ્રતિજ્ઞા બાઈ! કહું કથી.
હું માહારા અવતારમાં વાંઝ ઘેર જમતો નથી. ૭
સ્વામી ! ગર્ભ છે માહરે, વીરા ! વીનવું તુજ.
વળતા અતિત બોલિયા દેખાડ કાઢી મુજ. ૮
નારી પોતે ખડગ ધરી પેટ ચીરવા જાય.
જાણી મરશે નાર એ પ્રભુ પ્રગટ ત્યાંહાં થાય. ૯
પોતે પ્રગટ થયા પ્રભુ ગદાધર ગોપાળ.
ભૃગુલાંછન ઉર ઝળહળે, કંઠ વૈજયંતી માળ. ૧૦
એવા પ્રભુ આવી:ઊભા કેહે મુખ માગ, સગાળ !
ધૈર્ય તાહરૂં અતિ ઘણૂં. વદિયા દીનદયાળ. ૧૧

## કડવૂં ૧૦

સગાળશા ! તૂં ઓરો આવ. પુત્ર કેલૈયાને બોલાવ. ૧
એહ થયો છે માહારો જન. બોલાવ, તાહારો આવશે તન ૨
ઘેર પધાર્યા વિશ્વાધાર. કેલૈયા ! તૂં પુત્ર ! પધાર. ૩
પુત્ર માતાએ બોલાવિયો. ભણતાં કેલૈયો આવિયો. ૪
હરખીને રદયા શું લીધ. કૃપા કરી શ્રીકૃષ્ણે દીધ ! ૫
પ્રભુજી પધારિયા અમ ઘેર જમવાતણી કરિયે અન્ન પેર. ૬

શુદ્ધ રસોઈ તેત્રીસાં શાક કરવા માંડ્યું ઉત્તમ પાક. ૭
પ્રથમ બાઈ ! જઈ જો ને તું જ. વળતી આવીને કેહે મુજ. ૮
જુએ તો નાનાવિધ અન્ન. પ્રભુ સંતોષ્યા શ્રીહરિજન. ૯
સતી શેઠ કેલૈયો તન નિજ ભક્ત સાચા શ્રીહરિજન. ૧૦
નરનારીને સત્યે કરી સગાળપુરી સ્વર્ગે સંચરી. ૧૧
સત્યકથા જે ગાય સાભળે તેહેના પાચે પાતક ટળે. ૧૨
કથા સાંભળે એકે મન, સહસ્ર ગાય આપ્યાનું પુણ્ય. ૧૩
સાંભળીને જે આપે દાન તેહેને તુઠે શ્રી ભગવાન. ૧૪
ધર્મધ્યાન ભક્તિભાવે કરી એક વાર બોલો શ્રીહરિ. ૧૫
અજાણે માંડયો અભ્યાસ કરજોડી કેહે નાકરદાસ. ૧૬

કાશી ને કુરુક્ષેત્ર, ગયાજી, પ્રયાગ ત્રિવેણી કહિયે;
તે પુણ્ય સગાલસા મહિમાએ શ્રવણમાત્રથી લહિયે. ૧
કેદારેશ્વર અને અવંતી, સ્નાન ગોમતી કીજે;
તે પુણ્ય સગાલસા મહિમાએ શ્રવણમાત્રથી લીજે. ૧
નર અને વલી નાર્યની-સહુકોની પોહોચે આશ;
એકમનાં જે સાંભલે તેને અંતે સ્વર્ગે વાસ. ૧

કડવૂ ૨

વૈશપાયન એણી પેરે બોલ્યા. સુણ, જનમેજય રાય;
વિસ્તારી તુજને સંભલાવૂં સગાલસા મહિમા ય.
પૂર્વ જન્મ તો વેગે કાહાવે ક્ષત્રિય કેરો અંશ,
કરણ રાજા માહા સત્યવાદી, દીપાવ્યો છે વંશ.
સૂર્ય કેરો દીકરો તે, કર્ણ જેનું નામ;
સવા ભાર સુવર્ણ આપે; નિત્ય કરે તે કામ.
પુણ્ય તણો પરવાહ વહે, ઘર બાંધી ધર્મ ધજા ય;
પોહોર દિવસ તે કર્ણનો, તે વેગે ત્યાં કેહેવાય.
સવા ભાર સુવર્ણ આપી પછે લે જલ અન્ન;
જાચક કો આવી ન ચઢે, ઉપવાસ કરે તે દિન.
એ રીત્યે બહુ દાન આપે તે, હઇડે હરખ ન માય;
તાહારપછી શૂં નીપનૂં, હૂં કહૂં તેનો મહિમા ય.
કુરુક્ષેત્રમાં રણથંભ રોપી મલી અક્ષોણી અઢાર:
સાહામાસાહામૂં જુદ્ધ મંડાણૂં, કેહેતાં નાવે પાર.
કર્ણ રાયે ત્યાં રણમાં આવી જુદ્ધ કર્યૂં અપાર;
અર્જુનનાં બહુ બાણો વાગ્યાં હૃદયસ્થલ મોઝાર.
કરણ ત્યાં ધરણી ઢલ્યો ને આવી પોહોતો કાલ;
બાણસજ્જા ઉપર પોઢી મુખ જપે શ્રીગોપાલ.

મૃત્યુ આડા ત્રણ દિવસ તો બાકી છે નિરધાર;
પરમેશ્વરે વિચાર્યું મનમાં. ભક્ત માહારો એ સાર. ૧૦
કનકતણું બહુ દાન આપિયૂં હરખ ધરી અપાર;
અન્નદાન પણ એણે નાપ્યૂં અવનીતલ મોઝાર, ૧૧
કનકદાન એણે બહુ આપ્યૂં હસ્તિનાપુર ધામ
હવે એહનૂં મન, હૂં જોઊં, કેવૂં છે આ ઠામ ? ૧૨
બ્રાહ્મણકેરો વેષ ધરીને આવ્યા શ્રી મોરાર,
કરણ રાજા જહાં પડ્યો છે રણ મધ્યે, તે ઠાર. ૧૩
આવીને આશીર્વાદ દીધો કર્ણને તેણી વાર;
કર્ણે વલતી કર જોડીને કીધો નમસ્કાર. ૧૪
બ્રાહ્મણ પ્રત્યે વાણી બોલ્યો, કરણ જેનૂં નામ;
સ્વામી ! ઇહાં કેમ પધાર્યા ? મુજ સરખૂં કોહો કામ. ૧૫
બ્રાહ્મણ વલતી એણી પેરે બોલ્યો. સાંભલ ને તૂં, રાય,
પરણવાનૂં મન છે માહારે–દ્રવ્ય ઘણો ત્યાં થાય. ૧૬
માતપિતા માહારે નથી ને ઘરમાં નથી કંઇ દામ;
લગન દિવસ તો આવી પોહોતો, દ્રવ્યતણૂં છે કામ. ૧૭
તે માટે હૂં જાચવા આવ્યો મન વિચારી જોઇ,
તમ વિના તો બીજો મુજને આપી ન સકે કોઇ. ૧૮
કર્ણે વલતી મન વિચાર્યું; સમર્યા સુંદર સ્યામ;
ક્ષણ એક મનમાં ધારીને બોલ્યો તેણે ઠામ. ૧૯
હસ્તિનાપુર જો આવતા, તો આપત દ્રવ્ય અપાર;
મરણ સજ્જાએ હૂં સૂતો છૂં; શૂં આપૂં નિરધાર ! ૨૦
અવસાન કાલ માહારો આવ્યો છે. તમને કહું આ ઠામ;
જથાજોગ હૂં દાન આપૂં તે લ્યોને માહારા સ્વામી ! ૨૧
દાંતે રેખા સુવર્ણની છે તે આપૂં નિરધાર.
પાષાણ પડ્યો છે પેલો તે લાવો આણે ઠાર. ૨૨

બ્રાહ્મણ વલતી વાણી બોલ્યો, ન્હોય તમારો ધર્મ:
બ્રાહ્મણને જો વતૂં દીજિયે, બેસે મોટૂં કર્મ. ૨૩
ધનુપ વતી તાણીને લીધો કષ્ટથકી પાષાણ;
દાંતથકી રેખા તો કાઢી જોતામાં નિરવાણ. ૨૪
બ્રાહ્મણકેરે હાથ સમર્પા, ક્ષણ ન લાગી વાર,
પણ સ્વસ્તિ મુખ વિપ્ર ન બોલ્યો વેગે તેણે ઠાર. ૨૫
કર્ણ વલતી એણી પેરે બોલ્યો, સાભલો, માહારા સ્વામી;
સ્વસ્તિ વચન બોલતા શે નથી ? તમને કહું શીશ નામી. ૨૬
બ્રાહ્મણ વલતી એણી પેરે બોલ્યો. સાંભલ્યને, રાજન;
અપવિત્ર દાન મુજને આપે; કયમ કહું સ્વસ્તિ વચન ? ૨૭
તાહારે કર્ણ એણી પેરે બોલ્યો. સાંભલો, રુખિ, વાત:
કમંડલમાંથી જલ આપો. હું ધોઈ આપૂં સાક્ષાત. ૨૮
બ્રાહ્મણ કેહે છે કરણને તૂં એ શી બોલ્યો વાત?
જલ માહારૂં ને દાન તાહારૂં તે નવ્ય ઘટે સાક્ષાત. ૨૯
બ્રાહ્મણનૂં જલ લેઇને વલી જે કો આપે દાન,
અફલ દાન તે તેનૂં થાયે; સાંભલ ને, રાજન. ૩૦
કર્ણે એહેવૂં સાંભલીને સમર્યા શ્રી જગદીશ;
અપરાધ માહારો ક્ષમા કરો, એમ કહીને નામ્યૂં શીશ. ૩૧
ધનુપ બાણ કરમાં લેઇને સમર્યા વરુણ દેવ
બાણ તહાં અવનીમાં માર્યૂં. જલ નીકલ્યૂં તતખેવ. ૩૨
બાણે વલગ્યાં ગંગા નીસર્યાં. વલતી તેણી વાર,
રેખ પખાલી શુદ્ધ કરી કેહે, લો સ્વામી ! નિરધાર. ૩૩
ભગવાન વલતી પ્રસન્ન થયા છે. ધન્ય ધન્ય તૂં, કરણ !
માગ્ય માગ્ય, માગે તે આપૂં. બોલ્યા અશરણશરણ. ૩૪
શંખ ચક્ર ગદા પદ્મ ધરી ઊભા સુંદર શ્યામ;
નખ શિખ પર્યંત કર્ણે વલતી નિરખ્યા તેણે ઠામ. ૩૫

કડવું ૩

બોલ્યા વૈશંપાયન વચન, સુણ, જનમેજય રાજન,
તાહારપછે નીપનૂં જેહ, તુજને સંભળાવૂં તેહ. ૧
કૃષ્ણે દરસન આપ્યૂં ત્યાહે, કર્ણ હરખ્યો ઘણો મન માંહે;
માગ્ય માગ્ય, કહે ભગવાન, માગે તે આપૂં. રાજન. ૨
શીર નામીને બોલ્યો કરણ. સ્વામી,માગૂં છૂ, અશરણશરણ,
રૂડા કુલ માંહે વાસ; સદા રહૂં તમારે પાસ. ૩
કાશી ક્ષેત્રમાં માગૂં મરણ. સદા સેવૂં તમારા ચરણ.
મુજને આપજો રૂડી મત્ય, સદા કરૂં તમારી ભક્ત્ય. ૪
સુપાત્રને અપાવજો દાન. સદા પ્રસન્ન હજો, ભગવાન:
સદા હજો ઉપર માહારો હાથ, તમો રેહેજો અમારે સાથ. ૫
વળી માગૂં છૂ સત્પુત્ર, સદા ચાલે માહારૂં ઘરસૂત્ર;
રહજો પરસન, વૈકુંઠનાથ. નવ નિધ્ય ઉપર મુજ હાથ. ૬
ફરી આપો મુને અવતાર તો એ આપજો, જગદાધાર;
નહિકર રાખજો તમારે ચરણ, નવ આપશો જન્મને મરણ. ૭
વળી માગૂં છૂં આણે દિન, કુંવારી ભોમ્યે કરજો દહન;
એમ કહી તે પામ્યો મરણ. પાસે ઊભા અશરણશરણ. ૮
તેની કાયા ઊરધ કરી પ્રભુ ચાલ્યા કર માંહે ધરી.
લીધી અડસઠ તીર્થની વાટ, જોયા તીર્થમાત્રના ઘાટ. ૯
આવ્યા ગંગાકેરે તીર, ત્યાં ઊતાર્યૂં કર્ણશરીર.
દાઘ દેવા માંડયો જેટલે, ગેબી શબ્દ થયો તેટલે. ૧૦
તમે સાંભળો, અશરણશરણ, અહિયાં મુઆ હજારેક કરણ;
બીજાતણો ન જાણૂં પાર, કુંવારી ભોમ્ય નથી નિરધાર. ૧૧
એહેવી વાત સાંભળી જાહરે, પ્રભુ ત્યાંથી ચાલ્યા તાહરે.
આવ્યા રેવાકેરે તીર, સાથે કર્ણનૂં લેઈ શરીર. ૧૨
શોધી પૃથ્વી તરૂ જાત્ર, કુંવારી દીઠી તિલમાત્ર:

પછે વિચાર્યું પ્રભુએ મન, હાવાં ઇહાં કરૂં દહન.
ડાબા કરની હથેલી જેહ, પ્રભુએ મૂકી જગા પર તેહ. ૧૩
અગુષ્ઠપ્રમાણ હુતી દેહ, હથેલી ઉપર બાલી તેહ.
પછે ઉત્તર કર્મ ત્યાં કીધૂં, કર્મતણૂં તો કારજ સીધૂં. ૧૪
પછે તે આવ્યા વૈકુંઠ માહે, સભા ભરીમાં બેઠા ત્યાંહે;
તેમાં બેઠો દીઠો કરણ, આવી ભેટ્યા અશરણશરણ. ૧૫
દિઠૂં કરમાયૂં શ્રૂ મુખ, કર્ણ પામતો દીઠો દુઃખ;
શા માટે આણો છો દુઃખ? ક્યમ કરમાયૂં તાહારૂં મુખ! ૧૬
તાહારે કર્ણ બોલ્યો મુખ વાણ. તમે સાંભલો, સારંગપાણ;
ક્ષુધા પીડે માહારૂં તન, મુજને ખાવા આપો અન્ન. ૧૭

કડવૂં ૪

બોલ્યા વૈશંપાયન વચન, સુણ તૂં જનમેજય રાજન;
બોલ્યો કર્ણ મુખથી વાત. સ્વામી, સાંભલો સાક્ષાત. ૧
ક્ષુધા પીડે મુજ શરીર. નથી રેહેતૂં મનડૂં ધીર.
ક્યમ કરીને કાઢૂં દિન? ક્ષુધા પીડે માહારૂં તન. ૨
તાહારે બોલ્યા સારંગપાણ. સાંભળ, કર્ણ, તૂં નિરવાણ.
તમે આપ્યાં છે દાન જેહ, સર્વે મુકયૂં છે ઘરમાં તેહ. ૩
કર્ણને વલગાડીને હાથ દેખાડવા ચાલ્યા વૈકુંઠનાથ.
ઉઘાડીને ઘરનૂં દ્વાર પેઠા માંહે એ નિરધાર. ૪
જુએ કર્ણ ઠારોઠાર, છે સુવર્ણના ભંડાર.
મેડી મંદિર કનક જ તણાં; હીરા રત્ન જડયાં છે ઘણાં. ૫
ઠામોઠામ સુવર્ણ જ હોય. શોભા કહી ન સકે કોય.
ભમ્યા ચારે ખૂણે ભવન, કહીં એ નવ દીઠૂં અન્ન. ૬
ઉવડી છે કારમી ભૂખ; કર્ણ પામ્યો અંતરે દુઃખ.
કૃષ્ણ આગલ રહ્યો કર જોડ. શરણે રાખો, શ્રી રણછોડ. ૭

નથી વેઠાતી ભૂંડી ભૂખ. ઘણું પામૂં છું હૂં દુઃખ.
તાહારે બોલ્યા કૃષ્ણજી વાણ્, તૂ તો સાભલ ને નિરવાણ્. ૮
તમે આપ્યૂં છે અન્નદાન ? તાહારે વિચારે રાજાન.
જ્ઞાનદષ્ટે વિચારી જાય. નથી આપ્યૂં અન્ન મે કોય. ૯
પછે બોલ્યા કૃષ્ણજી તાહારે. કર્ણ ! શૂ તાહારનો વિચારે ?
તાહારે કર્ણ બોલ્યો વચન મે તો નથી આપ્યૂ અન્ન. ૧૦
કૃષ્ણ કેહે. આપે જેટલૂં ત્યાહે, તેટલૂ તો પામે આહે
જો તેં નથી આપ્યૂં અન્ન, તો તૂં કયાથી પામે ભોજન ? ૧૧
અન્ને જીવે આપૂં ગામ અન્ન વિના ન સૂઝે કામ.
અન્નથી સરે સર્વે અર્થ. અન્નથી નીપજે છે ગર્થ. ૧૨
મોટા જોગી ધરે છે ધ્યાન. આરાધે છે શ્રી ભગવાન.
મધ્યાહ્નકાલ થાયે જાહારે, અન્ન વિના ન સૂઝે તાહારે. ૧૩
રાજ્યરિદ્ધિ હોયે ઘરસૂત્ર, પ્રતાપી હોય પાંચ જ પુત્ર;
હાથી ઘોડા લશ્કર વિશેષ; જસ વાધે દેશ વિદેશ; ૧૪
હાલે માહાલે કાઢે સુખે દિન જાહારે હોયે પેટમાં અન્ન;
અન્નદાન તાં મોટૂં હોય. રાજા મન વિચારી જોય. ૧૫
જો તે નથી આપ્યુ અન્ન, તો કયાથી પામે ભોજન ?
એહેવી વાત સાંભલી જાહારે ગદ્‌ગદકંઠ થયો કર્ણ તાહારે. ૧૬
હૂં તો ભૂલ્યો, માહારા નાથ ! અન્ન નાપ્યૂં આણે હાથ;
મેં તો હવે રહ્યુ નવ્ય જાય. કાંઇક કહો હવે ઉપાય. ૧૭
એહેની વાત સાભલી જાહારે, પ્રભુ વળતી બોલ્યા તાહારે.
તૂં તો મન વિચારી જોય, અન્નલાભ બતાવી છે કોય ? ૧૮
કર્ણે મન વિચાર્યૂં જાહારે, પૂર્વની વાત સાંભરી તાહારે.
તમે સાંભળો, મહારા નાથ ? કહૂં હૂં જોડીને બે હાથ; ૧૯
હૂં બેઠો હુતો માહારે ધામ, એક વિપ્ર આવ્યો તે ઠામ.
માગ્યૂં મજ પાસ તેણે અન્ન. મેં તવ તેને કહ્યું વચન. ૨૦

હું તો આપૂં છું ભાઇ, હેમ તમે લોને આણી પ્રેમ.
તેણે લીધૂં અન્નનૂ નામ માહારે પેટ ભર્યાનૂં છે કામ. ૨૧
ક્ષુધા પીડિત બોલ્યો તે તાપે ભાઇ ! કોઇ મને અન્ન આપે !
તાહારે કીધૂ મે તેનૂ કામ, બતલાવી દીધો મે ઠામ. ૨૨
જાઓ પેલા ઘર તે માહે કામ થાશે તમારૂં ત્યાહે.
કેહેતામા એ ગયો તે ધામ, તાહાંથી થયૂ તેહનૂં કામ ૨૩
જમતા હુતા બ્રાહ્મણ નેટ, તાહાંથી ભરાયૂ તેનૂં પેટ.
એહેની વાત સાંભળી જાહારે, પ્રભુજી તો બોલ્યા તાહારે. ૨૪
તે આગળી મૂકો મુખ તેથી થાશે તમને સુખ.
આગલી મૂકી મુખને દ્વાર, આવ્યા અમૃતના ઓડકાર. ૨૫

કડવૂ ૫

વૈશંપાયન એણી પેરે બોલ્યા સુણ, જનમેજય રાય.
વિસ્તારી તુજને સંભળાવૂં સગાલમા મહિમા ય
કરણને ત્યા જ્ઞાન આવ્યૂ વિચાર્યૂં મન માહે
અવતાર મેં અવનીમાં ધરીને સાર્થક ન કીધૂં ત્યાહે ૨
અન્નદાન ભૂલી ગયો ને આપ્યૂં મેં સુવર્ણ;
પણ અન્ન વિના સર્વે મિથ્યા એમ વિચારે કર્ણ ૩
આગલી મૂકી મુખમા ને માહારૂં ભરાયૂ પેટ.
બીજાં દાન મેં સર્વે આપ્યાં, તે તો ઊડી વેઠ ૪
એક વાર અવનીમા અવતરી આપૂં અન્નનુ દાન,
સદાવરત ઘેર ઘેર અપાવૂં, પ્રસન્ન કરૂ ભગવાન ૫
એહેવૂ વિચારી પ્રભુને ચરણે લાગ્યો તેણી વાર
માગ્ય માગ્ય, માગે તે આપૂં : બોલ્યા જગદાધાર. ૬
કરણ કેહે છે કૃષ્ણને, હૂં માગૂં છૂં, સ્વામિન !
મનુષ્યજન્મ ફરીને આપો; હૂં છૂં તમારો, દીન. ૭

સ્વામી, એ મુજને આપિયે, હું માગૂ છુ કર જોડ
પૃથ્વીમા અન્નદાન આપૂં, પોહોચે મનના કોડ ૮
એહેવી વાણી સાભળતામા બોલ્યા કૃષ્ણ વચન
મનુષ્યજન્મ તો નવ મલે, હુ તમને કહુ તતક્ષણ ૯
લક્ષ ચોરાશી જીવયોનિઓ અવનીમા કેહેવાય
તેમા છેલ્ને વારે અવતરે મનુષ્યજન્મની કાય ૧૦
તે માટે તૂ હવડા માગે તે તો વસ્ત ન હોય
મનુષ્યજન્મ તો દુર્લભ છે તૂ મન વિચારી જોય ૧૧
તાહારે કર્ણું એણી પેરે બોલ્યો સાભલિયે મહારાજ !
લક્ષ ચોરાશી જીવયોનિ તે દેખાડો મુને આજ, ૧૨
તાહારે કૃષ્ણ પ્રસન્ન થઈને ધર્મને કહી વાત
પટ કાઢી કર્ણને દેખાડયો વગે ત્યા સાક્ષાત ૧૩
કર્ણે વલતી પટ જોઈને વેગે ધુણાયૂં શીશ
કેટનેક વર્ષે ફરીને આવૂ, તમને કહુ જગદીશ ૧૪
કરણ કેહે છે કૃષ્ણને તમે સાભલો મહારાજ !
આટલામા ફરીને આવૂ તો તો કરો મુજ કાજ ? ૧૫
કૃષ્ણે કાઇ કપટ ન જાણયૂ, હા કહી તેણી વાર
કાગલમા લીટી વલ્યો એક પલકમા નિરધાર ૧૬
જઇ કૃષ્ણને ચરણે વલગ્યો ક્ષમા કરો મુજ વાક
મનુષ્ય જન્મ તો મુજને આપો હુ છુ તમારો, રાક ૧૭
કૃષ્ણજી કેહે છે કર્ણને, તે એ શુ કીધૂ કર્મ ?
મહારાજ ! મે આગન્યા લેઇને લીધો એટલો શ્રમ ૧૮
તાહારે સહુકો ખડખડ હસિયા, કર્ણને કહી વાત,
માગ્ય માગ્ય માગે તે આપૂ, પ્રસન્ન છુ સાક્ષાત, ૧૯
સ્વામી ! હું એટલું માગૂં છુ, દો મનુષ્ય અવતાર
દુઃખ પડશે ત્યાહારે આવજો તમો, કરજો માહારી સાર ૨૦

હું તો આપું છું ભાઇ, હેમ. તમે લોને આણી પ્રેમ.
તેણે લીધું અન્નનું નામ. માહારે પેટ ભર્યાનું છે કામ. ૨૧
ક્ષુધા પીડિત બોલ્યો તે તાપે. ભાઇ ! કોઇ મને અન્ન આપે !
તાહારે કીધું મેં તેનું કામ; બતલાવી દીધો મેં ઠામ. ૨૨
જાઓ પેલા ઘર તે માંહે કામ થાશે તમારૂં ત્યાંહે.
કેહેતામાં એ ગયો તે ધામ; તાંહાંથી થયું તેહનું કામ. ૨૩
જમતા હુતા બ્રાહ્મણ નેટ, તાંહાંથી ભરાયૂં તેનૂં પેટ.
એહેવી વાત માંભળી જાહારે, પ્રભુજી તો બોલ્યા તાહારે. ૨૪
તે આંગલી મૂકો મુખ. તેથી થાશે તમને સુખ.
આંગલી મૂકી મુખને દ્વાર, આવ્યા અમ્રતના ઓડકાર. ૨૫

## કડવૂં ૫

વૈશંપાયન એણી પેરે બોલ્યા. સુણ, જનમેજય રાય.
વિસ્તારી તુજને સંભલાવૂં સગાલસા મહિમા ય.
કરણને ત્યાં જ્ઞાન આવ્યૂં વિચાર્યૂં મન માંહે.
અવતાર મેં અવનીમાં ધરીને સાર્થક ન કીધૂં ત્યાંહે. ૨
અન્નદાન ભૂલી ગયો ને આપ્યૂં મેં સુવર્ણ;
પણ અન્ન વિના સર્વે મિથ્યા. એમ વિચારે કર્ણ. ૩
આંગલી મૂકી મુખમાં ને માહારૂં ભરાયૂં પેટ.
બીજાં દાન મેં સર્વે આપ્યાં, તે તો ઊઠી વેઠ. ૪
એક વાર અવનીમાં અવતરી આપૂં અન્નનું દાન,
સદાવરત ઘેર ઘેર અપાવૂં, પ્રસન્ન કરૂ ભગવાન ૫
એહેવૂં વિચારી પ્રભુને ચરણે લાગ્યો તેણી વાર.
માગ્ય માગ્ય, માગે તે આપૂં : બોલ્યા જગદાધાર. ૬
કરણ કેહે છે કૃષ્ણને, હું માગૂં છું, સ્વામિન !
મનુષ્યજન્મ ફરીને આપો; હું છું તમારો, દીન. ૭

સ્વામી, એ મુજને આપિયે, હું માગૂં છૂં કર જોડ
પૃથ્વીમાં અન્નદાન આપૂં, પોહોચે મનના કોડ ૮
એહેવી વાણી સાભળતામાં બોલ્યા કૃષ્ણ વચન
મનુષ્યજન્મ તો નવ મળે, હું તમને કહૂં તતક્ષણ ૯
લક્ષ ચોરાશી જીવયોનિઓ અવનીમાં કેહેવાય
તેમાં છેલ્લે વારે અનતરે મનુષ્યજન્મની કાય ૧૦
તે માટે તૂં બહુ માગે તે તો વસ્ત ન હોય
મનુષ્યજન્મ તો દુર્લભ છે, તૂં મન વિચારી જોય ૧૧
તાહારે કર્ણ એણી પેરે બોલ્યો સાભળિયે, મહારાજ!
લક્ષ ચોરાશી જીવયોનિ તે દેખાડો મુને આજ, ૧૨
તાહારે કૃષ્ણ પ્રસન્ન થઈને ધર્મને કહી વાત
પટ કાઢી કર્ણને દેખાડયો વળી ત્યાં સાક્ષાત ૧૩
કર્ણે બળતી પટ જોઈને વેગે ધુણાવ્યૂં શીશ
કેટલેક વર્ષે ફરીને આવૂં, તમને કહૂં જગદીશ ૧૪
કરણ કેહે છે કૃષ્ણને તમે સાભળો મહારાજ!
આટલામાં ફરીને આવૂં તો તો કરો મુજ કાજ? ૧૫
કૃષ્ણે કાંઈ કપટ ન જાણ્યૂં, હા કહી તેણી વાર
કાગળમાં લીટી વળી એક પલકમાં નિરધાર ૧૬
જઈ કૃષ્ણને ચરણે વળગ્યો ક્ષમા કરો મુજ વાક
મનુષ્ય જન્મ તો મુજને આપો હું છૂં તમારો, રાંક ૧૭
કૃષ્ણજી કેહે છે કર્ણને, તે એ શું કીધૂં કર્મ?
મહારાજ! મે આગન્યા લેઈને લીધો એટલો શ્રમ ૧૮
તાહારે સહુકો ખડખડ હસિયા, કર્ણને કહી વાત,
માગ્ય માગ્ય માગે તે આપૂં, પ્રસન્ન છૂં સાક્ષાત, ૧૯
સ્વામી! હું એટલું માગૂં છૂં, હો મનુષ્ય અવતાર
દુઃખ પડે તાહારે ચઢજો તમો, કરજો માહારી સાર ૨૦

એહેવૂં તો એણે મુખ માગ્યૂં, અસ્તુ કહ્યું ભગવાન.
કર્ણે તવ અવતાર ધર્યો છે, તમને કહૂં પાવન. ૨૧
નરમદાને કાંઠે હતૂં ઉત્તમ થલ એક ગામ.
વણિક જાત્યે નાત્ય શિરોમણિ બંગાલશા તે નામ. ૨૨
સતી શિરોમણિ સાધવી રત્નાવતી સ્ત્રી તેહને ઘેર.
કરણ તેહને પેટ અવતર્યો તારીખે રૂડી પેર. ૨૩
જોશીએ આવી નામ પાડયૂં વેગે ત્યાં તતકાલ,
બંગાલસાનો દીકરો તેહેનૂં નામ ધર્યૂં સગાલ. ૨૪
સગાલસા ત્યાં નામ પાડયૂં વેગે તેણી વાર.
પાંચ વરસનો પુત્ર થયો તે બેસાર્યો નીસાલ. ૨૫
અધ્યારુએ વેગે ભણાવ્યો હરખ ધરી અપાર.
ચૌદે વિદ્યા ભણી ઊતર્યો બંગાલનો કુમાર. ૨૬
અગિયાર વરસનો પુત્ર થયો, તવ બોલી તેની માત.
દીધ રિદ્ધ આપણે ઘણી છે. સાંભલ ને તૂં વાત. ૨૭
આ લો, આપૂં પાવલી, તે લેઈને બારણે જાઓ.
પુત્ર ! કરો ઉદ્યમ જઈ તે વડે જાણીતા તમે થાઓ. ૨૮

કડવૂં ૬

વૈશંપાયન બોલ્યા વચન. સાંભલ, જન્મેજય રાજન!
પાવલી લેઈ સગાલ તો ગયો. એક વણિય કને ઊભો રહ્યો. ૧
સાંભલ ને, ભાઈ, માહારી વાત. ચણા મુજને આપ સાક્ષાત.
ચણા લેઈ બાંધે ગામ ફરે પાછી તે પાવલી ઊભી કરે. ૨
ઉપર વધ્યા છે બે દ્રામ. તેહેનૂં તે કરતો આવે કામ.
ચૌટામાં જઈને કણ લેય, ક્ષુધારથીને આપી દેય. ૩
એહવાં નિત્ય કરે તે કામ. પરમેશ્વરે વિચાર્યૂં તે ઠામ.
સગાલ કેહેવો આપે છે દાન ? તે જોવા આવ્યા ભગવાન. ૪
સગાલ વેચી આવે જેટલે, સાહામા આવ્યા તેટલે.
તે દહાડાનૂં જડયૂં જેટલૂં જાચી લીધૂં પ્રભુએ તેટલૂં. ૫

નકાર અક્ષર મુખ નવ કહ્યો; બીજે દિન તે વેચવા ગયો.
બમણો લાભ બયો તેણી વાર, પ્રભુએ જાચી લીધો તે ઠાર. ૬
ત્રીજે દિન તો ત્રમણો થાય; દહાડે દીએ વધતો જાય.
એમ સાત દિવસ પ્રભુ ગયા; નકાર બોલ તેણે નવ કહ્યા. ૭
પછે પ્રભુજીની થઇ છે મેહેર; અખૂટની કર આપી લેહેર.
પછે માંડીને બેઠો હાટ. ધર્મ તણી ચલાવી વાટ. ૮
પ્રભુએ જોયૂં તેહેનૂં મન, પછે થયા અંતર પરસન્ન.
જે બોલે તે પાલે એહ માહા સત્યવાદી એની દેહ. ૯

એમ કરતાં વીત્યા બહુ દિન, બંગાલસાએ વિચાર્યૂં મન.
ગોર તેડયો પોતાને ઘેર, કન્યા લાવો રૂડી પેર. ૧૦
લગન લેઇ બ્રાહ્મણ આવિયા, સગાલસાને પરણાવિયા.
દાનપાત્રને દાન જ દીધ; લાખીણો લાહો તવ લીધ. ૧૧
પછે વિચાર્યૂં રુદયા સાથ. જલ મેહેલ્યૂં પોતાને હાથ.
જે કો દૂખિયૂં આવે જન, અન્ન આપી મનાવૂં મન. ૧૨
વલી વસ્ત્ર મુખ આગલ ફરૂં; જે કેહે તે હૂં કારજ કરૂં.
એહેવૂં ધારીને તે ઠામ પછે લાગ્યો તે હાટને કામ. ૧૩
હાટે આવી બેસે જેટલે, બમણો લાભ થાય તેટલે,
હામો ઠામ કોઠાર જ ભરે, સદાવરત પોતાનાં કરે. ૧૪
હાથ આવી જે કો ધરે, દુકાનથી પાછો નવ્ય ફરે,
એહેવાં નિત્ય કરે તે કામ. કીર્તિ વાધી ઠામો ઠામ. ૧૫

દૈવ જોગ તવ આવી ચઢયો, અવનીમાં દુકાલ જ પડયો.
હાહાકાર તો દેશમાં થાય. લોક નાસીને દોદશ જાય. ૧૫
પેટ ભર્યાનો ન મલે ઠામ, દુકાલ પડિયો બાધે ગામ,
ત્રાહ્ય ત્રાહ્ય, રે શ્રી જગદીશ! કયમ કરી કાઢીશે દીસ? ૧૬
તેહ વાત જાણી સગાલ દેશ માંહે પડયો દુકાલ.
બ્રાહ્મણ મોકલ્યા ઠામોઠામ, તેડયાં બાધાં ગામે ગામ. ૧૭

અન્ન વસ્ત્રની બાંધી ધજા હાટ મકાન પોતાને છજા.
આવે દુખિયાં બાધાં ગામ, સગાલસા તે કોહોનૂં નામ ? ૧૮
મહુકો બતલાની તે દેય, અન્ન ખાઈને સુખે રેહેય.
અન્નતણા કરે અંબાર, મહુકો આપે દાગીદાર. ૧૯
અખૂટની જેહને કર મોટ, તેહને શાની આવે ખોટ ?
ઠામોઠામ બધાવી પરવ; ખરચ્યૂં તેણે અનર્ગલ દ્રવ્ય. ૨૦
સર્વ લોકને કીધા સુખી જે કો આવ્યા હુતા દૂખી.
ખાઇ અન્ન ને બોલે વાણ, તુજને હજો કુશલ કલ્યાણ ! ૨૧
તાહારાં દુઃખ દૂરે જજો, સપૂત પુત્ર તાહારે ઘેર થજો !
એહેવી નિત્યે દે આશિષ, પ્રસન્ન થયા તેહેને જગદીશ. ૨૨
આવ્યો સગાલસાને પુત્ર, શોભી રહ્યું બાધૂં ઘરસૂત્ર.
જેજેકાર બધે તવ થયો. લોક સર્વ ઠેકાણે ગયો. ૨૩
સ્ત્રી કેહે છે, સાંભલ રે શેઠ ! પુત્ર આવ્યો આપણે પેટ.
ગૃહસ્થાશ્રમનો લાહો લીજિયે, અતિત એક પોષણ કીજિયે. ૨૪
તાહારે શેઠ કેહે. સાંભલ નાર્ય
તમ થકી પલે તો કરો, એહ વ્રત તમે આચરો. ૨૫
તાહારે શેઠાણી બોલ્યાં વચન, અતિત જમાડી ને લેઊં અન્ન.
તેહ વાત તો શેઠને ગમે, અતિત જમાડી નિત્યે જમે. ૨૬
આગે તો ઊગ્યૂં હતૂં પુણ્ય અધિક, તેહેમાં શી રહી ન્યુન ?
સ્ત્રી ભરથારનું એક જ મન. ઇંદ્રતણૂં ડોલ્યૂં આસન. ૨૭
પુણ્યોદય થયો છે ઘણો, તાપ ન સેહેવાયો તેહતણો.
ઇંદ્રે તો તજિયૂં આસન, વિષ્ણુ કને ગયો તે દીન. ૨૮
મહારાજ ! માહારૂં કરો કામ. મુજને રેહેવા આપો ઠામ.
સગાલને સરજ્યૂં આસન, મેં તો એ તજિયૂં પાવન. ૨૯
એહેનૂં પુણ્ય વાધ્યૂં વિશેષ. મેં તો રહ્યૂં ન જાયે લેશ.
એહેવી વાત સાંભલી જેટલે, ઇંદ્ર પ્રત્યે બોલ્યા તે તેટલે. ૩૦

એહેનૂં મૂલ તમારે પાસ. શું આવ્યા અમારે અવાસ?
જાઓ, એ કારજ કીજિયે, પર્જન્યને આગન્યા દીજિયે. ૩૧
અતિત કોય નહિ જાયે દ્વાર, તાહારે ચૂકશે એહેની નાર્ય;
વ્રત ભંગ એહેનૂં તો હશે; એટલે તમારૂં કારજ થશે. ૩૨
એહેવી વાત સાંભલી જાહરે, ઇંદ્ર ભવન આવ્યો તાહરે.
પર્જન્યને આગ્યા દે રાય, કેહેવૂં કારજ તેહેનૂં થાય? ૩૩

કડવૂં ૭

વૈશપાયન એણી પેરે બોલ્યા. સુણ, જનમેજય રાય!
વિસ્તારી તુજને સંભલાવૂં મગાલસા મહિમા ય. ૧
ઇંદ્રે આપી આગન્યા ને મેઘ ગયા તે ઠામ,
મુસલધારાએ વરસવા માંડયૂં સગાલસાને ગામ. ૨
ગગન વિશે ચઢીને આવ્યા, કરી રહ્યા ગગડાટ.
ચોહોદશ પાણી પરવર્યૂં; કો ચાલી ન સકે વાટ. ૩
ગોકુલ રેલવા મોકલ્યા'તા ઇંદ્રે ત્યાં પર્જન્ય,
તેહેવા ઇહાં ચઢીને આવ્યા, વરસે બારે ઘન. ૪
ઇંદ્રે વલતી કામ કર્યૂં છે જોતાં તેણી વાર
અતિત અવનીના હતા, તે કો ન જાયે બાહાર. ૫
મંદિરમાં બેસીને રેહે છે વેગે અઢારે વર્ણ.
સગાલસા કેહે છે અસ્ત્રીને, સાંભલો તમે કર્ણ. ૬
મેં તમને આગલથી વાર્યાં હુતા તેણી વાર,
નેમ આપણે નહિ પાલવે, ગૃહસ્થનો અવતાર. ૭
અસ્ત્રી કેહે છે સ્વામીને, મેં કીધૂં છે એ કામ;
જમાડયા વિના નવ્ય જમૂં જો પ્રાણ જાય આ ઠામ. ૮
સગાલસા કેહે છે અસ્ત્રીને મેં જોયૂં તમારૂં મન,
દઢાવ તમે ભલો રાખ્યો છે. તમને છે ધન ધન. ૯
નરનારી એક ચિત્ત કરીને કેહે છે એહેવી વાત,
તેણે સમે તે બે જણને થયા અપવાસ સાત. ૧૦

છાપાં તિલક અંગે ધરે ને કંઠે તુલસી માલ.
ઘરમાં બેઠાં એ જણાં તે જપે શ્રીગોપાલ. ૧૧

સાતમે દિવસે વલતી રહ્યો છે વરસાત.
સીંધલા કેહે છે સ્વામીને, તમે સાંભલો ને વાત. ૧૨
આજ તો ચૌટે જાઓ ને વેગે, રહ્યો છે ઘન,
અતિત કો તેડી લાવો તો કરાવિયે ભોજન. ૧૩
એહેવી વાણી સાંભલતામાં વેગે નીસર્યા બાહાર.
અતિતને ખોલતા ફરે છે. પૂછે નગર ગોઝાર. ૧૪
ધર્મશાલા ને વાડીઓ જોઈ; જોયા બાધા ઘાટ;
દેહેરાં હતાં તે વેગે જોયાં ત્રણ સેં ને સાઠય. ૧૫
વલતી નિઃશ્વાસ મુકયો, બેઠા તેણે ઠામ,
અતિત મુજને નવ્ય મલ્યો; મેં જોયૂં બાધૂં ગામ. ૧૬

પરમેશ્વરે મન વિચાર્યૂં; જોયૂં એહેનૂં મન,
અતિતવેષ ધરીને આવ્યા વેગે ત્યાં તતક્ષણ. ૧૭
એક દેહેરામાં જઇ બેઠા પોતે ત્યાં તતકાલ.
જાતો જોતો ચાલી આવ્યો વેગે ત્યાં સગાલ. ૧૮
આ દેહેરામાં જોતા જાઉં, એમ વિચાર્યૂં મન
સગાલસા ચાલીને આવી જુએ ત્યાં તતક્ષણ ૧૯
ગલતકોઢ ને ધારાં પડિયાં, ચાંદી પાચે ચૂએ;
સહસ પાટા અંગે બાંધ્યા; પડયો પડયો તે રુએ. ૨૦
જરાજુરણ ત્યાં કાયા દીસે, ત્રુટયા શરીરના બંધ.
રગતપીત ગલંતાં દીસે. ઊડે ઘણી દુર્ગંધ. ૨૧
એહેવૂં જોઈને સગાલસાએ ચરણે નમાવ્યૂં શીશ.
કૃપા કરીને મંદિર માહારે પધારો, જગદીશ ! ૨૨
તાહારે રીસ કરીને બોલ્યો. જા તૂં તાહારે ધામ.
મહા કષ્ટ માંહે હૂં બેઠો મરવા આણે ઠામ. ૨૩
સાત દિવસ થયા રે મુજને, નથી ખાધું કંઈ અન્ન.

હવે શિદ તાહારે ઘેર આવું ? મરવા ઉપર મન. ૨૪
સગાલસા તો વલતી બોલ્યા વેગે તેણી વાર.
સતીશિરોમણ સાધવી છે વેગે માહારી નાર. ૨૫
તે તમને વેગે ઇચ્છે છે કરાવવા ભોજન.
તે માટે તમે વેગે પધારો સ્વામી ! મુજ ભવન. ૨૬
તાહારે જોગી એણી પેરે બોલ્યો રીસ કરી અપાર.
કયાહારનો શું ફુલ કરે છે ? સહુની સરખી નાર. ૨૭
તાહારી સ્ત્રી શું મુજને આપશે ભાવતાં ભોજન ?
સગાલસાએ હા કહી છે તે વેલા પાવન. ૨૮
જોગી કેહે છે સગાલને, મેં નથી ચલાતું ચરણ.
કયમ કરી તુજ ભવન આવું ? એહેવા બોલ્યા વરણ. ૨૯
સગાલસા કેહે ! સ્વામી ! સાંભળો, હું લાવું વાહન.
હાથી ઘોડા રથ પાલખી બેસી આવો ભવન. ૩૦
જોગી કહે છે શેઠને, ભાઈ ! ન લેઈશ માહારૂં નામ.
હાથી ઘોડેથી પડું, તો કો આવે તે કામ ? ૩૧
નરવાહનનો તો નિષેધ કાંઈ જોગીને કેહેવાય.
રથ બેસીને મેં તો વલતી વેગે નવ્ય જવાય. ૩૨
સગાલસા કહે, સ્વામી માહારા ! કાહો તે લાવું આજ.
જયમત્યમ કરીને મંદિર આવો, કરો અમારૂં કાજ. ૩૩
જોગી વલતો એણી પેરે બોલ્યો. સાંભલ, ભાઈ, વચન.
તું લાવે કંડિયો, તો તેહેમાં આવું તુજ ભવન. ૩૪

## કડવું ૮

વૈશંપાયન એણી પેરે બોલ્યા સુણ, જનમેજય રાય !
વિસ્તારી તુજને સંભલાવું સગાલસા મહિમાય. ૧

સગાલસા તો એહેવું સાંભલી વેગે ચાલ્યો જાય.
ઘાંચા પાસે આવી ઊભો, હરખ ન માય. ૨

ધાંચા પ્રત્યે એણીપેરે બોલ્યો, માહારૂં વચન થિર થાપ્ય
મુખ માગ્યૂં આપૂં, મુજને તૂં કંડિયો ગૂંથી આપ્ય. ૩
તતક્ષણ તે કંડિયો લેઈને આવ્યો પોતાને ઘેરે.
અસ્ત્રી આગલ માંડીને કહી વીતગ પોતાની પેરે. ૪
અસ્ત્રી કહે. તમે તેડી લાવો કરો એટલૂં કામ.
પાથરણાં રૂડાં પાથરો, નવ ખૂંચે તેણે નામ. ૫
મુખમલની માંહ્ય ગાદી પાથરી સુંદર રૂનાં પેલ.
ચોરા પાસે ઊસીકાં મૂકર્યાં. લેઈ ચાલ્યા રૂડી પેર. ૬
ઊપાડીને ચાલી આવ્યા દેહરોકેરે પાસ.
મહારાજ! આહામાં બેસીને આવો મુજ અવાસ. ૭
જોગી વલતો એણીપેરે બોલ્યો. સગાલ! સાંભલ્ય વાત.
પિત્ત પરૂ મુજને વહે છે, આ બગડશે સાક્ષાત. ૮
સગાલશા કહે. તમથકી તે આવે માહારે કાજ.
તમારે જે ખપ આવ્યૂં તે માહારે ખરૂં, મહારાજ! ૯
અતિત કહે છે તેડી જાઓ તો કરો એટલૂં કામ.
પાથર્યૂં સર્વે કાઢી લો, તો આવૂં તમારે ધામ. ૧૦
સગાલ કહે છે. ના હા કરતાં લાગે ઘણી વાર:
ઉપાડી કંડિયામાં બેસાર્યા વેગે તેણે હાર. ૧૧
મસ્તક મૂકીને તે ચાલ્યો વેગે પોતાને ઘેર.
પરમેશ્વરે મન વિચાર્યૂં, શી કરૂં હૂં પેર? ૧૨
પછે ત્યાં વરસાત પ્રેરે, ક્ષણ ન લાગી વાર.
પાચ પરૂના રેલા ચાલ્યા જોતાં અપરંપાર. ૧૩
નાકમાં પેસે, મુખ પર દીસે, ચાલે દોહોદશ ધાર.
સગાલશાને રુદે વાધ્યો વેગે હરખ અપાર. ૧૪
મંદિરમાં લાવી બેસાર્યા. હરખ્યાં બે જણ મન.
રસોઈ ત્યાં રૂડી નીપજાવો, કરાવિયે ભોજન. ૧૫
તાહારે અતિત એણીપેરે બોલ્યો. સુણ, વણિકના તન

તુજને કહું છું એટલું, હું નથી ખાતો અન્ન. ૧૬
તાહારે સગાલ એણીપેરે બોલ્યો. શું લાવું નિરધાર ?
અતિતે વેગે બોલિયો માહારે કરવો માંસનો આહાર. ૧૭
સાંભલતામાં થરથર ધ્રુજ્યો સગાલ તેણી વાર.
અરે. દૈવ ! શું હવે કરૂં ? એમ વિચારે તે ઠાર. ૧૮
પછે ત્યાંથી ચાલી આવ્યો ખાટકીકેરે ભવન.
દ્રવ્ય આપીને માંસ લીધૂં. વેગે કરી જતન. ૧૯
લાવીને તે સ્ત્રીને આપ્યૂં, રાંધ્યૂં તેણી વાર.
ઊઠો, સ્વામી, ભોજન કીજે. હરખ ધર્યો અપાર. ૨૦

## કડવૂં ૯

બોલ્યા વૈશંપાયન વચન. સુણ, પરિક્ષિતના તન !
તાહારપછી નીપનૂં જેહ, તુજને સંભલાવૂં તેહ. ૧

પરમેશ્વરે વિચાર્યૂં તેણી વાર. હવે શું કરૂં નિરધાર ?
મેં સૂપ્યૂં કઠણ કામ, તે તો કર્યૂં એણે આ ઠામ. ૨
નવ્ય ચૂકયો એ પાવન. એમ વિચાર્યૂં ભગવન.
પછે બોલ્યો અતિત જેહ. માહારે ખપ ન આવે એહ. ૩
પછે બોલ્યો સગાલ ત્યાંહે. સ્વામી ! કહ્યૂં તે રાંધ્યૂં આંહે.
નથી ચૂકયો તમારો દાસ. એમ વાણી કહી પરકાસ. ૪
એહેવી વાત સાંભલી જાહારે, અતિત ખીજીને બોલ્યો તાહારે.
માંસ માંગૂં તાહારા પુત્ર કેરૂં. તૂં તો લાવ્યો છે અનેરૂં. ૫
માહારે તો એ ન આવે કામ. ઊઠી ચાલ્યો તેણે ઠામ.
સગાલ વલગ્યો તેને હાથ. પછે હરખ્યો છે મન સાથ. ૬
સ્વામી ! શે નવ્ય બોલ્યા પેહેલૂં ? એ તો રહ્યૂં આપણે ઘર મેલૂં.
બાહારથી હું લાવ્યો મેલ, શેથી તો છે એ સેહેલ. ૭
નીસાલે ગયો છે બાલ. આવે તો મારૂં તતકાલ.
એહવી વાત સાંભલી અનુપ અતિતે લીધાં બે રૂપ. ૮

બીજે રૂપે નીસાલે ગયો. ચેલિયા પાસે જઈ રહ્યો.
આઘા રહીને બોલાવ્યો બાલ. ધાઈ આવ્યો તે તતકાલ. ૯
રહ્યો ઊભો જોડી પાણ. સ્વામી ! કયમ તેડયો નિરવાણ ?
અલ્યા, કરવા આવ્યો તુજ કામ. તાહારો પિતા મારે તુને ઠામ.૧૦
તાહારે બોલ્યો વચન આંક. સ્વામી ! માહારો તે શો વાંક ?
એક આવ્યો અતિત તુજદ્વાર, તે તો કરવા ઇચ્છે તુજ આહાર.૧૧
માટે તૂં તો ઇહાંથી નાશ. એહેવી વાણી કહી પરકાશ.
પછે હસી બોલ્યો તે જાગ્ય. સ્વામી ! માહારૂં પૂરણ ભાગ્ય. ૧૨
તન આવે અતિતને ખપ. મેં તો પૂરણ કીધાં તપ.
એમ કહીને ચાલ્યો ત્યાંહિ, અખ્યારુ બેઠા છે જ્યાંહિ. ૧૩
આજ્ઞા માગી નામી શીશ. પ્રસન્ન હજો શ્રી જગદીશ !
એમ હરખમાં ચાલ્યો જાય. માતાપિતાને લાગ્યો પાય. ૧૪
પછે બોલ્યો જોડી હાથ માતપિતાકેરે સાથ.
માતા ! શું છે માહારૂં કામ ? કયમ તેડયો આણે ઠામ ? ૧૫
તાહારે માતા વલતી બોલે. પુત્ર ! નાવે કો તાહારે તોલે.
આ અતિત આવ્યો સાર. તે કરવા ઇચ્છે તુજ આહાર. ૧૬
એમ કહીને આણે મન દૂખ, માત નિહાલે પૂત્રનૂં મુખ.

## દેશીફેર.

કુંવરનૂં મુખ નિહાલે માવડી. તાહારી નિકટ કપોલ રૂડી આંખડી.
તાહારૂં મુખડૂં પુનમચંદ રે. પુત્ર આપ્યો બાલમુકુંદરે.
જોઈ પામૂં ઘણો આનંદ. કુંવરનૂં૦ ૧
મુખે બોલે મધુરી વાણ રે. હસ્તી સૂંડ સમા બે પાણ રે.
પેટ પોયણપત્ર પ્રમાણ. કુંવરનૂં૦ ૨
કટી કેસરીલંક આકાર રે. જંઘા જુગ્મ કદલીથભ સાર રે.
ચરણે ચાલે ચાલ અપાર. કુંવરનૂં૦ ૩
એહવૂં જોઈને બોલી માતરે; પુત્ર પ્રત્યે કરે છે વાત રે.
કયમ સેહેશો શસ્ત્રના ઘાત ? કુંવરનૂં૦ ૪

તાહારે બોલ્યો પુત્ર વચનરે, માત ! શિદ કરે છે રુદન રે ?
માહારું પ્રસન્ન થાય છે મન. કુંવરનું૦ ૫
ધન ધન માહરો અવતાર રે. મને મલ્યા દેવ મોરાર રે.
માહારો અતિત કરશે આહાર રે. કુંવરનું૦ ૬
પ્રસન્ન થયાં છે માત ને તાત રે પુત્રની સાંભલી વાત રે.
ધન ધન તું માહારા જાત રે. કુંવરનું૦ ૭
પછે ન્હવરાવ્યો આણી કોડ રે. મુખે જપે શ્રી રણછોડ રે.
સૂર્ય સાહામો ઊભો કર જોડ. કુંવરનું૦ ૮
પછે બોલ્યો વચન પ્રકાશ રે. તમે સાંભલો, શ્રીઅવિનાશ રે.
મુને આપજો ચરણે વાસ. કુંવરનું૦ ૯
તિલક કીધું સુંદર ભાલ રે; કંઠે ઘાલી તુલસીમાલ રે;
મુખે જપે શ્રીગોપાલ. કુંવરનું૦ ૧૦

કડવું ૧૦

વૈશંપાયન એણી પેર બોલ્યા. સુણ, જનમેજય રાય !
વિસ્તારી તુજને સંભલાવું સગાલસા મહિમા ય. ૧
સ્નાન કરીને ચેલૈયે મુખ સમર્યા સુંદરશ્યામ.
ખડગ લેઈને સગાલસા તો આવ્યો તેણે ઠામ. ૨
ચેલૈયાનું મસ્તક છેદું. એક વાર કોહો શ્રીરામ.
મસ્તક લેઈને ઠીંકે મૂક્યું. કીધું એહેવું કામ. ૩
અતિતને આરોગાવીને પછે આપણે નેટ
આત્મહત્યા કરીને મરશું પાથી મારી પેટ. ૪
મલિનતા કાઢીને વસતી વેગે રાંધ્યું તન.
આ લો, સ્વામી ! આરોગો તમે પ્રસન્ન કરીને મન. ૫
પરમેશ્વરે મન વિચાર્યું, હવે શું કરું કામ ?
જે જે કામ કહ્યાં તે એણે કરિયાં આણે ઠામ. ૬
હાવે તે હું શું કરું જે એ થકી નવ્ય થાય ?
સગાલસાને ચૂકવવાને કીધો એક ઉપાય. ૭

સગાલસા કેહે સ્વામી ! ઊઠો, વેગે કરો ભોજન.
અપરાધ અમારો ક્ષમા કરજો. છઇયે તમારાં, દીન. ૮
એમ કહીને અતિતને તો પ્રીસે ઘરની નાર્ય.
અતિત વલતો એણી પેરે બોલ્યો ક્રોધ કરી અપાર. ૯
હું તો ભોજન નહિ કરૂં. તૂં સાંભલ ને વચન.
તત્તવ વસ્ત તેં ઊંચી મેહેલી મલિન રાંધ્યૂં અન્ન. ૧૦
એમ કહીને ઊઠી ચાલ્યો અતિત તેણી વાર.
સગાલસાએ હાથ ઝાલ્યો ને બોલ્યો તેણે ઠાર. ૧૧

દેશીફેર.

સગાલ વલતા બોલિયા રે તમે સાંભલો, અતિત, વાત.
શા માટે જમતા નથી ? હૂં કહૂં તમને સાક્ષાત. ૧
તમે કહ્યૂ તે અમે કર્યૂં રે જે જે દીધૂં કામ.
પુત્ર જ માહારો મારિયો મેં તો રત્ન અમૂલક ઠામ. ૨
તોયે તમે જમતા નથી રે કરો છો રીસ અપાર.
આ લો ખડગ હાથમાં અમને મારીને જાજો હાર. ૩
અતિત વલતો બોલિયો રે હૂં તો નહિ રહૂં તાહારે ઘેર.
કહ્યુ કરે જો માહરૂં તો જ જમૂં રૂડી પેર. ૪
મસ્તક લો શીંકે ચઢૂં રે નરનારી આણી પ્રીત.
ખાંડણૂં ખાંડો બે જણાં મુખેથી ગાઓ ગીત. ૫
આંસુ પડે બેના નેત્રથી રે તો જાણીં માહારે ઘેર.
હરખમાં પ્રીસો મુને તો જમૂં રૂડી પેર. ૧૦
સગાલ કેહે. હા, ત્યમે કરૂં રે જમ કહી તમે વાત.
પ્રસન્ન થઈને પધારજો અમ મંદિરથી સાક્ષાત. ૧૧

કડવૂં ૧૧

વૈશંપાયન એણી પેરે બોલ્યા. સુણ, જનમેજય રાય !
વિસ્તારી તુજને સંભલાવૂં સગાલસા મહિમા ય. ૧

અતિત કેહે છે સગાલને. તૂં સાંભલ મારી વાત.
પ્રેમ થકી મુજને પ્રીસે, તો રહીશ હૂં સાક્ષાત.
પ્રેમતણે વશ વ્રજવનિતા અખંડ રમે છે રાસ
પ્રેમતણે વશ ત્રિક્રમ કરે બલિ રાય ઘેર નિવાસ.
પ્રેમતણે વશ હૂં અતિત આવ્યો વેગે તુજ ઘેર.
તે માટે તુજને કહૂં જે, કર તે રૂડી પેર.
ખાંડણૂં ખાંડો પ્રેમ થૂં ને નેત્ર ન કરે નીર.
ગીત ગાઓ મુખ થકી ને દુઃખ ન ધરો શરીર.
તે પરકારે કરવા માંડયૂં વેગે તેણી વાર.
ખાંડણૂં ખાંડવાને ઊભાં તે હરખે નર ને નાર.
બે જણ મનમાં એમ જાણે જે રખે આણે દૂખ.
તેણે સમે ત્યાં ગાવા માંડયૂં બે જણે તે મુખ.

## ઢશીફૂર

ચેલૈયા ! હાલો રે હાલો. કુંવરને ઘૂમડલી ઘાલો.
પુત્ર ! હૂં લાડ લડાવતી રે, દેખી હરખતી મન.
હમતૂં મુખ દેખૂં સદા, તાહારાં અણિયાળાં લોચન. ચેલૈયા०
દંત દીસે દાડમકલી સરખા, અધર પ્રવાલી રંગ.
કર્ણે કુંડલ ઝલકતાં આવી બેસતો ઓછંગ. ચેલૈયા०
પુત્ર ! નીશાલેથી આવતો લેઈ પાટી ખડિયો હાથ.
ઓછંગે બેસારતી, કરતી ચુંબન ઘાલી બાથ. ચેલૈયા०
કાલૂં કાલૂં બોલતો રે, માગતો સુખડી સાર.
તાહારે હૂં તુને આપતી તે વેગે કરતો આહાર. ચેલૈયા०
પ્રભુ પ્રતાપે હૂં હરખાતી રે, કરતી લીલાલેહેર.
આજ દૈવે દૂખણી કીધી રેડી અમૃતમાં ઝેર. ચેલૈયા०
અવનીમાં પુત્ર અનેક થયા રે, અનેક થઈ છે માય.
એહેવી નમેહેરી મેં નથ્ય દીઠી જે મારે મુમચના ઘાય. ચેલૈયા०

ખાંડણું ખાંડયું બે જણે રે દૃઢ કરીને મન.
હાલરડાં ગાયાં મુખથી પણ નીર ન ઝર્યું લોચન. ચેલૈયા૦ ૭
ખાંડણું ખાંડીને તલી આપ્યું ક્ષણ ન લાગી વાર.
સગાલ કહે છે અતિતને, ભક્ષ કરો નિરધાર. ચેલૈયા૦ ૮
અતિત એણી પેરે બોલિયો રે, સાંભલ્ય, ભાઈ, વચન.
સાચું બોલ્ય, સલક્ષણા, છે તાહારે કેટલા તન? ચેલૈયા૦ ૯
એહેવી વાણી સાંભળતામાં બોલ્યો તેણી વાર.
પુત્ર તો માહારે એક હતો, તે વેગે માર્યો કાર. ચેલૈયા૦ ૧૦
અતિત એહવું સાંભલીને ઉઠિયો તતક્ષણ.
તાહારે ઘેર હું તો ભાઈ! નહિ કરું ભોજન. ચેલૈયા૦ ૧૧
એમ કહીને સાંચર્યો તે વેગે ચાલ્યો જાય.
સગાલસા તવ આગલ જઈને નમિયો તેહને પાય. ચેલૈયા૦ ૧૨
સ્વામી! માહારો વાંક કશો? હું તમને કરું પ્રણામ.
તમે કહ્યું તેહવું કર્યું છે વેગે અમોએ કામ. ચેલૈયા૦ ૧૪
તોયે તમે રીસાવી જાઓ છો તેહેનું તે શું નામ?
કાંઇક અમારો વાંક દાખી જાજો એણે ઠામ ચેલૈયા૦ ૧૫

કડવું ૧૨

બોલ્યા વૈશંપાયન વચન રે, સુણ પરિક્ષિતના તન રે.
સગાલ વલતી બોલિયા રે સ્વામી! અમો તમારાં રાંક.
પછે અહીંથી ચાલજો કાંઈક દાખી અમારો વાંક. ૨
તમે કહ્યું તે તો અમે કર્યું વલી માર્યા પુત્ર શિર ઘાય.
હાલરડાં ગાયાં મુખ થકી હવે કોહો તે કરું ઉપાય. ૩
અતિત મુખથી બોલિયો રે. તૂં સાંભલ્ય વણિકતન!
હવે નથી પુત્ર પેટ' તાહારે માટે નહિ કરું ભોજન. ૪
વાંઝિયાગાલ તાહારે ચઢી રે, નહિ તનયા કે તન.
તો હું કયમ રહું ઘેર તાહારે, ભાઈ? કયમ કરું ભોજન? ૫

સગાલ એહેવૂ સાંભલી રે બોલ્યા મુખથી વાત.
સ્ત્રી માહારીને ઉદર ગરભ છે; માસ થયા છે સાત. ૬

કડવું ૧૩

બોલ્યા વૈશંપાયન વચન, સુણ, પરિક્ષિતના તન!

અતિત બોલ્યો તેણી વાર. નહિ જમૂં તાહારે દ્વાર. ૧
નથી બીજો તાહારે તન, તો હૂં ક્યમ કરૂં ભોજન?
એહવી વાત સાંભળી જ્યાહારે, મગાલસા તો બોલ્યો ત્યાહારે ૨
તમે સાંભલો માહારી વાત. કહૂં જોડીને બે હાથ.
જઈ પૂછો સ્ત્રીને નેટ; ગરભ છે કાંઇ તેહને પેટ. ૩
આવી પૂછ્યૂં ઘરની નાર્ય. તેણે કહ્યો સર્વ પ્રકાર.
ગરભ માહારે ઉદર હોય. જોગી! મન વિચારી જોય. ૪
શા માટે દોષ ચઢાવો? તમે મહારાજ! મંદિર આવો.
તમે સુખે કરો ભોજન, માહારે બીજો છે પેટ તન. ૫
વાત સાંભલી નારની જ્યાહારે, અતિત ફરીને બોલ્યો ત્યાહારે.
ગરભ તમારે ઉદર જેહ, મુજને દેખાડો તેહ. ૨
ક્યમ માનૂં સાચી વાત ગરભ છે કે નહિ સાક્ષાત?
એહવી વાત કહી છે મુખ. અસ્ત્રીને ઊપનૂં સુખ. ૩
સાચૂં અતિત! કહ્યૂ છે તમે. ગરભ કાઢી દેખાડૂં અમે.
તમે ભલૂં દીધૂં કામ. પુત્ર મલવાની માહારે હામ. ૪
એમ કહીને ન્હાઇ નાર્ય; દાન કર્યા અપરંપાર.
પછે ઊભી રહી કર જોડ, સૂર્ય પ્રત્યે વાણી બોલે. ૫
પ્રત્યક્ષ દેવ તૂ સાચો, ભાણ! હૂં તો મંદમતિ છું અજાણ,
માહારી કરજો તમે સંભાલ. લજ્જા રાખજો, દિનદયાલ! ૬
મન રાખજો થિર અપારં. અમે ધરિયે ધ્યાન તમારૂં.
પછે સતી શિરોમણ નારી લાવી ઘરમાંથી કટારી. ૭

આવી બેઠી સમીપે નેટ, કાઢી મારે કટારી પેટ.
મારી પેટ કટારી જ્યારે હાં હાં કહીને ઊઠ્યા તાહારે. ૮

મૂકી દીધું અતિતનું રૂપ; લીધું ચતુર્ભુજસ્વરૂપ.
શંખ ચક્ર ગદા પદ્મ ધરણ આવી ઊભા અશરણશરણ. ૯

મોર મુગટ સુંદર શીશ, કૃપા કીધી શ્રીજગદીશ.
મકરાકૃતિ કુંડલ કાન. પીતાંબર કીધું પરિધાન. ૧૦

ભૃગુલાંછન ઉર વિચ દાગ; પદ્મ ઝલકે સુંદર પાગ.
રૂપ ધરીને આવ્યા નાથ. માં, માં,કહીને ઝાલ્યા હાથ. ૧૧

કોટાનકોટ સૂરજની જ્યોત, એહેવું તેજ થયું ઉદ્દ્યોત.
માગ્ય, માગ્ય, માગે તે આપું. તાહારાં દૂખ દાલીદર કાપું. ૧૨

તેં તો રાખ્યું મહાદઢ ધીર. સગાલસા ! તૂં બાવનવીર.
એહેવી વાત સાંભલી જાહારે, નરનાર્ય નમ્યાં ચરણ તાહારે. ૧૩

નખશિખ નરખ્યા પ્રભુ જ્યારે વલતી બોલ્યા શ્રીમુખ તાહારે.
સગાલ ! સાંભલ્ય માહારી વાત. પુત્ર બોલાવ્ય તું સાક્ષાત. ૧૪

તમે એ શૂં બોલ્યા, નાથ ? પુત્ર માર્યો મેં આણે હાથ
પ્રભુ કેહે છે કરો તમે કામ, પુત્ર બોલાવો આણે ઠામ. ૧૫

પછે કરી મન વિચાર માતા બોલાવે તેણી વાર.
ગાઢ બોલી તેહ વચન. પુત્ર ! આવો. આવ્યા ભગવન. ૧૬

એહેવું કહ્યું વચન જાહારે, ચેલૈયો ત્યાં આવ્યો તાહારે.
ખભે પાટી ને ખડિયો હાથ. આવી નમ્યો વૈકુંઠનાથ. ૧૭

પછે નમ્યો માત ને તાત. પાસે બેસારી પૂછી વાત.
પ્રભુએ માયા વિસર્જન કરી; મદ્ય માંસ લીધું ત્યાં હરી. ૧૮

ચેલૈયો જીવાડ્યો ભગવાન, તેણે સમે કર્યાં બહુ દાન.
પછે પ્રભુજી ત્યાં બોલે. સતી ! નહિ કો તાહારે તોલે. ૧૯

લાવો નીપજાવી જે વસ્ત ભોજન કીજિયે બેસી સમસ્ત.
સગાલ કેહે. સાંભલો, ભગવાન! નવૂં નીપજાવિયે અન્ન. ૨૦

પ્રભુ કેહે ઘરમાં છે તેહ તમે જુઓ ને આણી નેહ.
જુએ તો ત્યાં સુંદર અન્ન. ભાવતાં કીધાં ભોજન. ૨૧

સર્વ ઊઠ્યૂં જમીને જાહારે પ્રભુજી મુખ બોલ્યા તાહારે.
માગ્ય, માગ્ય, હોય જે હામ. હૂં તે આપૂં આણે ઠામ. ૨૨

## કડવૂં ૧૪

વૈશપાયન એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાય!
વિસ્તારી તુજને સંભલાવૂં સગાલસા મહિમા ય. ૧

સગાલસા તવ એણી પેરે બોલ્યા જોડીને બે હાથ.
હાવાં હૂં તે શું રે માગૂં, સ્વામી વૈકુંઠનાથ?
જે હૂં માગૂં તે તમે આપ્યૂં. પૂરી મનની હામ
હવે વાંછના કાંઇ એ નથી, પ્રભુ સુંદર શ્યામ? ૩

પ્રસન્ન થઈને પુરુષોત્તમે તેડાવ્યાં વિમાન.
સગાલપુરી ત્યાં સ્વર્ગે વાસી પ્રેમે શ્રી ભગવાન. ૪
જેજેકાર ત્યાં થઈ રહ્યો ને સર્વે હરખ્યૂં મન.
સ્વર્ગે જાતાં પુરને વાસિયે. કર્યાં છે બહુ પુણ્ય. ૫
સગાલસા આદેને સહુને વસ્યા તેણે ઠામ.
વૈકુંઠમાં આનંદ કરે ને સહુની પોહોતી હામ. ૬
પુણ્યતણો મહિમા છે મોટો. સુણ, જનમેજય રાય!
તેત્રીસ કોડ તે પુણ્યતણે વશ. કહેતાં પાર ન થાય. ૭
એહવૂં સાંભલી જે કો કરશે વેગે ત્યાં અન્નદાન,
સોનૂં રૂપૂં વસ્ત્ર ને ત્રાંબૂં વાધે મેર સમાન. ૮
અપુત્રવંતી પુત્ર પામે ને નિર્ધન પામે ધન,
ક્ષત્રિય હોય તે શત્રુને પામે, બ્રહ્મતેજ બ્રાહ્મણ ૯

## રતનદાસકૃત

# સગાળશા.

મગાળશા સાધુને સેવે; વાણિયો પાળે વરત.
ન મળ્યા સાધુ, રહ્યા અપવાસી. તારવા આવ્યા તરત.
કૃષ્ણજી કોઢીઆ થઈને રે રૂપ અતિતનૂં લઈને. ૧

ચગાવતીએ લીધાં ચરણામૃત ન્હવરાવીને નાથ.
પલંગ ઉપર પધરાવીને સ્વામી કીધા સનાથ.
ખાતે ભોજન ખીરનાં કીધાં રે પીરસી આગળ દીધાં. ૨

ખીર ને રોટલી તો નથી જમતા, નથી અન્નનો આહાર.
મહાજન ! અમો માંસના આહારી, એમ કહે કિરતાર.
વચન તે બોલ્યા બાંધ્યૂં રે. સમજી લો ને, સાધુ ! ૩

કસાઈવાડે જઈને માટી છુપાવી લાવ્યા સાથ
ચગાવતીએ માંસ સુધારી પિરસિયા પરમાદ.
વાસર ઢોળે નર ને નારી રે. જમો તમે, દેવ મુરારિ ! ૪

માટી તો માણસની જોઈયે, પરમાટીનો નહિ આહાર.
અઘોરપથી અમો કહેવાઈયે ખેલિયે ખાડાની ધાર.
વાણિયા ! વરત ફળિયાં રે આવી અવિનાશી મળિયા. ૫

માગ્યૂં વેચાતૂં માણસ ન મળે હઈયે મોંઘા મહાર.
ચગાવતી ત્યા એમ કહે ચેલૈયાનો કરિયે મંહાર.
વાતૂં તો થાશે વશેક રે. હરી, શ્રીલાલને લેખે. ૬

ભણતર મેલી ભાગ, ચેલૈયા ! પાળ અમારી પ્રતીત.
માબાપ તારા મારશે તુજને આંગણે આવ્યો અતિત.
ધૂતારો ધૂતી જાગ રે પછી પસ્તાવો થાશે. ૭

એ શું બોલ્યા, સ્વામી મારા ? ભાવર મૂકયાં કયમ જાય ?
નવ મહીના જેણે ઉદરમાં રાખ્યો તે ગુણ ઓશીંગણ થાય
ભક્તિ મારા શીશને સાટે રે. શું થાશે મસ્તક માટે ?

હું ભાગું તો ભોમ જ ભાગે. ભોરંગ ઝીલે ન ભાર.
મેરુ પર્વત ડોલવા લાગે આકાશનો આધાર.
મેરામણ માઝા મૂકે રે ચેલૈયો સત ના ચૂકે.

ભણતો ગણતો ચાલ્યો ચેલૈયો, આવ્યો પોતાને દ્વાર.
માતા મુખનાં વારણાં લીએ, નીસાસો ભરે નાર.
આવતો ઉરમાં લીધો રે પોઢાડી ખોળે દીધો. ૧૦

કારજ રૂડું કરો, માતાજી! શિદ નાંખો નિઃશ્વાસ ?
સફળ મનખો ચેલૈયાનો, સાધુ આરોગે માંસ!
ધન ધન આજનો દહાડો રે! જગતના નાથ જમાડો. ૧૧

માતપિતાએ મળી કરીને કાપ્યૂં ચેલૈયાનૂં શીશ.
અણઘટતી વાત એમણે કીધી જમાડવા જગદીશ.
મચાવ્યો ખેલ ખરો રે પ્રભુ મારા! પારણાં કરો. ૧૨

નાથ કહે મારી નજરે કરો રે સાચૂં તમારૂં વરત.
મસ્તકની તમે માયા કીધી કયમ ? અવિનાશી બોલ્યા તરત.
તપસી સતને તાવે રે; રુદેમાં અંદાહુ નાવે. ૧૩

મસ્તક ખાંડો ને ખાંડણાં ગાઓ, પેહેરો અવનવાં ચીર;
આંખડીએ તમે આંસુ ન આણો, મનથી મૂકો ન ધીર.
ત્યારે તમે સાચાં સતી રે. એમ કહે જૂનો જતિ. ૧૪

ખાંડણિયામાં મસ્તક ખાંડે મળી પિતા ને મા ય.
આંખડીએ આંસુ નવ આણે. હરખે હાલરડાં ગાય.
ભોજન ભાવતાં કીધાં રે, પીરસી આગળ દીધાં. ૧૫

સતવાદી તમે સાચા, અમારે અટક છે, કરવું કેમ ?
વાણિયાનું ભોજન નથી જમતા. અવિનાશી કહે એમ.
મળી તમે નર ને નારી રે, જુઓ એ વાત વિચારી. ૧૬

સગાળસા કહેઃ પ્રગટયા મારા પૂરવ જનમનાં પાપ.
ગુરુ દૂભ્યા ને ગૌ ત્રિયા માર્યા, માર્યાં મા ને બાપ,
ડુંગરે દવ લગાડયો રે, તેણે મારો ખેલ બગાડયો ! ૧૭

ચંગાવતી કહેઃ સ્વામી ! મારે પાચ મહીનાનું ઓધાન.
ભલે પધાર્યા ભવન અમારે આજ તમે, ભગવાન !
પ્રભુ મેં તો તમને ધાર્યા રે તમે મારા અર્થ સુધાર્યા. ૧૮

ચંગાવતીએ પાળી લેઈ મારી પેટ જ માંહ્ય.
અચાનક આવીને સતીની બહુનામીએ ગ્રહી બાંહ્ય.
ભલી સતી ! ભક્તિ તારી રે, માગમાગ, મુખ કહે મુરારિ. ૧૯

ચેલૈયાને સજીવન કીધો, બેઠો રમે છે બાળ.
સદા તમારે ચરણે રાખો દીન જાણીને, દયાળ !
વળતી બોલ્યાં સતી નારી રે હું તો માગું ભક્તિ તમારી. ૨૦

સગાળસા ને ચંગાવતીએ લીધો એવો નેમ.
રતનદાસ કહે ભાણ્યા પ્રતાપે તેને છોડિયે કેમ ?
ભાવાને મળવા માટે રે જાવું વૈકુંઠની વાટે. ૨૧

ભોજલકૃત

# સેલૈયા—આખ્યાન

## કડવું ૧.

હરિ ગુરુ સંતને સમરિયે, ચોથા તે ગણપતિ દેવ રે;
સિદ્ધિ લક્ષ લાભ આપેઃ સહુ પેહેલી કરિયે સેવ રે.
ગાવા ગુણ હરિભગતના, જેને સતે થંભ્યો અગમાન રે.
સત વિના સાહેબ ન રીઝે, મર પઢે વેદ પુરાણ રે. ૨
સગાળ શેઠ ને સંખ્યાવતી નેમવતાં નર નાર રે.
સાધુ જમાડી પોતે જમવું, એવો ધરમ ઉદાર રે. ૩
એક સમે એક અટક પડી મેહ મડાણો મુસળધાર રે,
પર્જન વૂઠો આઠ દી સુધી; સત ન છોડે શાહુકાર રે. ૪
વરસી રહ્યો તારે વકીલ તેડ્યા. દેખો ને દેહોદશ ધાઈ રે.
અભ્યાગત વિના અન્ન ખપે નહિ. કોક કરોને ઉપાય રે. ૫
વાણોતર ચાલ્યા ગોતવા; જોયું નગર; જોયાં હરિદ્વાર રે.
તળાવ પાસે તપસ્વી દીઠો. આવી કહ્યો સમાચાર રે. ૬
સગાળ શેઠનું સત મૂકાવવા કોઢી થયા કરતાર રે.
આવીને દેવળમાં ઊતર્યા. શરીર કર્યું બેજાર રે. ૭
શેઠ સમાચાર સાંભળી દ્રોડ્યા અણુવાણા; ઊજાઈ રે .
પરકમ્મા દેઈ પાયે લાગ્યા; હઈડે હરખ ન માય રે. ૮
દુર્ગંધ આવે ભૂત નાસે એવી; ખાય તેમાં વળી નેક રે;
તોયે શેઠનું મન ન ડગે. ભાઈ! એવી મોટાની ટેક રે. ૯
ચરણ ધોઈ ચરણામ્રત લીધાં સીધાં મારાં સહુ કાજ રે.
(કર જોડી કહેવાને લાગ્યો.) મંદિર પધારો, મહારાજ રે! ૧૦
સતવાદીએ સાહેબ ઓળખ્યા. અન્ય શું જાણે મરમ રે?
ભોજલના સ્વામી! ભુવન પધારો.
મારી રાખો લાજ ને શરમ રે. ૧૧

## કડવું ૨.

અતિત વાણી ઓચરે. સુણો, શ્રીમંત, મારી વાત રે.
ક્ષુધા મારે હાથ નથી; મને પીડા કરે છે ઉતપાત રે. ૧
રથે રૈવંત જોતરૂં; માંહિ ગાદી નખાવું, ઓપાળ રે,
તેડીને બેસારૂં, શ્રીકમા, તમને. દયા કરો દીનદયાળ રે. ૨
સાધુ કેહે છે શેઠને. થોડાવેહેલનું નહિ મારે કામ રે,
અભ્યાગતને રેહેવું એકલું તમે માં લેજો મારૂં નામ રે. ૩
પ્રભુજી ! મંગાવું પાંજરૂં, માંહિ ઝાઝાં કરાવું જતન રે,
પવન ન લાગે, પડદા નખાવું, રાખું રાક રતન રે, ૪
અભ્યાગત એણી પેરે બોલ્યા. હું તો આવું નગર મોઝાર રે,
તારી નાર જો આવે તેડવા. નીકર બેઠો રહું મારે બાર રે. ૫
મનગમતું ખાવું માગીને લેશું, જાશે તમારો ધરમ રે.
મરણંગી સાધુને સોત્ય ન. જાણે ! કરણ અમારૂં ખટકરમ રે. ૬
દરબથી હરિજન હાલિયો ને આવ્યો પોતાને ઘેર રે.
પત્નીને લાગ્યો પૂછવા, આપણે શી કરવી અત્ર પેર રે ? ૭
ગની કેહે છે. સ્વામી મારા, ઢીલ ન કરવી લગાર રે,
તતક્ષણ જઇયે આપણ તેડવા. નથી માનવી, એ છે મોરાર રે. ૮
સામયું લેઈ સનમુખ ચાલ્યાં. ગયાં પૂરવનાં પાપ રે.
ભોજલના સ્વામી ભેટતાં એમના ટળિયા ત્રિવિધના તાપ રે. ૯

## કડવું ૩.

કનકહીંડોળીમાં કરંડિયે જુગતે બેસાર્યા જદુવીર રે.
ગુપ્તાવતીએ શિર પર લીધા. ભીંજાણાં સતીનાં ચીર રે. ૧
નગરના લોકો ટોળે મળિયા જોવા વર્ણ્યું અઢાર રે.
ધન ધન વાણી ઊચરે બધે; હાંસી કરે કો હાર રે. ૨
ઊન્હાં જળ મેલી સ્નાન કરાવ્યાં, પોઢાડ્યા પલંગ બિછાઈ રે.
ચંદન ચરચે, ચરણ તળાસે, વીંજણે ઢોળે વાય રે. ૩

પ્રેમે કરીને પ્રસાદ નિપાયા મીઠા મેવાનાં પકવાન રે,
હાથ જોડીને હરિજન ઊભા. આરોગો, ભગવાન રે ! ૪
અન્ન દેહે મારે અગ્નિ કરે છે; મારે છે માટીનો આહાર રે,
ઉત્તમ વર્ણ તમે કેમ કરશો ? એ જ મોટો છે વિચાર રે. ૫
કસાઇવાડેથી માંસ મંગાવૂ મેલી લોકની લાજ રે.
ભાગ્ય મોટાં, હરિ ભુવન પધાર્યા ! ધન્ય દહાડો મારે આજ રે ! ૬
અનેરૂં અમે અહર્નિશ ખાઇયે ને રહિયે વન માંહી, રે.
અઘોરપંથીને આહાર માણસનો, બીજૂ ન ખપે કાંઈ રે. ૭
નર ને નારી મળી વિચારે. હવે શો કરવો ઉપાય રે ?
પ્રભુજી જોવાને આવ્યા પારખાં. ના કહિયે તો સત જાય રે. ૮
પુત્રને પૂછવા ચાલીને ગયો નિશાળે શેઠ સગાળ રે,
સુતને કેહે છે. એક સાધુ આવ્યો ઇચ્છે કરવા તારો આહાર રે. ૯
મેલૈયો કેહે મત કેમ મેલિયે ? મર ની જડામૂળ જાય રે,
ભોજલ કેહે. સતવાદી ભાઈડા અટક પડયે ઓળખાય રે. ૧૦

કડવું ૪.

પડવાની કાયા પિતા ! અંતે. (બોલ્યો બુદ્ધિઊજાગર બાળ રે.)
સાધુને હાથ મારૂં મૃત્યુ સુધરશે, ટળશે જન્મમરણજંજાળ રે. ૧
મોરુધ્વજે આગે અંગ વેહેરાવ્યૂં; કર્ણે કીધ કાયાનૂં દાન રે,
શિબિની માટી છાએ તોલાણી, ત્યારે રીઝયા ભગવાન રે. ૨
હરિશ્ચંદ્રે વહી હેલ પાણીની, એવો દૈવે દીધો દડ રે.
સતવાદી બંદા સત ન છોડે, મર ભાગી પડે બ્રહ્માંડ રે. ૩
હિમ્મત રાખો. પિતા, હાર મ પામો, જુઓ મોટાના મરમ રે.
પરમારથે આગે પ્રાણ હોમ્યા'તા, છોડયા નો'તા સતધરમ રે. ૪
દધીચિ ઋષિને જાચ્યા દેવતા વાંસાનૂં કરવા વજ્જર રે.
કુવાડે અંગ માંડયું કાપવા, તોયે ચળ્યા ન બુદ્ધિના સાગર રે. ૫

શિર મળશે, આવો સમો નહિ મળે મોહન થ્યા છે મેહેમાન રે,
અવસર આવ્યે ડગ પાછાં ન ભરિયે, કરિયે તન કુરબાન રે. ૬
એવો પડકારો પિતાને કીધો, ત્યારે હરિજન થ્યા હોશિયાર રે,
પુત્રનાં વચન કાને સાંભળી એની છાતિમાં પડિયા શાર રે. ૭
ચાકેથી પીંડો મરવી ઊતારે એમ સેંસેંયે કાપ્યૂં શીશ રે,
લેઈ આગળ અર્પણ કર્યું, ત્યારે જોઈ રહ્યા જગદીશ રે. ૮
બહુનામી કેહે છે બાઈને રે. તમે સોળ કરો શણગાર રે,
ગાતાં વાતાં શબને સુધારો રોતા નહિ લગાર રે. ૯
કલપિત દાન કોઈનૂં નથી લેતો. મારી છે એવી ટેવ રે;
ભોજલનો સ્વામી કેહે છે ભાવે હવે તૈયાર કરો તતખેવ રે. ૧૦

કડવૂં ૫.

સતીએ કાજલ સારિયાં ને ખાંડવા બેઠાં તેણી વાર રે,
હાલરડાં ગાય બાઈ હરખથી, કરો ભોજન, નંદકુમાર રે ! ૧
મારા હતૂં તે તમે શીંકે ચડાવ્યૂં ! કામ આણો છો મારે કામ રે ?
ભૂખે મુઆની ભાળી ભક્તિ તમારી ! મને મેલી આવો મારે ઠામ રે. ૨
ખાડણિયામાં માથૂં ખંડાવ્યૂં કહી વ્હાલે કઠણ વચન રે,
સુરપતિ તાપ સહી ન શક્યો, ભાગ્યો મેલીને ઇંદ્રાસન રે. ૩
જમવાને ટાણે જોગીશ્વર બોલ્યા, સાંભળો મારી માઈ રે !
વાંઝિયાનૂં અન્ન ખાવૂં વર્જિત છે, શ્રુતિ કેહે સમજાઈ રે. ૪
સતી કેહે છે એક રમત દેખાડૂં. માડી થાજે, મેહેમાન રે !
તુને આવી ટેવ મૂકાવૂં, કૃષ્ણ, ઝલાવૂં કાન રે. ૫
પાંચ માસનો ગરભ છે, અમો વાંઝિયાં નથી, મોરા નાથ રે !
સતીએ ઉદર ચીરવા માંડ્યૂં, હરિએ ઝાલ્યા હાથ રે. ૬
ધન ધન, સતવાદી ! ધરમ રાખ્યો, જોયૂં સરછ્યૂં તમારૂ મન રે.
સુત વધીને મારૂં સનમાન કીધૂં ! શ્રીમુખ બોલ્યા વચન રે. ૭

માગ્ય માગ્ય, સતવાદી! શું આપૂં? કેહે છે કરુણાનિધાન રે,
આવી કસણી ન દેજો કોને, સ્વામી, એ માગું વરદાન રે. ૮
પરબ્રહ્મ પોતે પ્રગટ થયા જેનો વેદ ન પામે પાર રે,
સેલૈયાને મજીવન કીધો; વરતાણો જેજેકાર રે. ૯
સેલૈયા આખ્યાન તમે સાંભળો. એ રીતે રીઝયા'તા રામ રે,
ભોજલ ભગત એમ બોલિયા, એનું નવ ખંડમાં રાખ્યું નામ રે. ૧૦